॥ श्री जिनेश्वराय नमः ॥

# ॥ जैनप्राचीनस्तवनादिसंग्रह ॥

प्राचीन महापुरुषोनां बनावेलां उपयोगी
स्तवनो, चैत्यवन्दनो, सज्झायो स्तुतिओ
विगेरेनो संग्रह.

तपगच्छनां पुज्यपाद गुरुणीजी महाराज श्री ...श्रीजी
महाराजनी प्रेरणाथी

खंभातना सुप्रसिद्ध शेठ श्रीमान् अमरचंद
प्रेमचंदना पौत्र रा.रा. शेठजी उजमसीभाइनी
मर्हुम सुपुत्री बहेन कमळाना स्मरणार्थे (भेट).

छपावनार तथा प्रसिद्ध करनार,
खंभात निवासी मास्तर उमेदचंद रायचंद.
ठे. पांजरापोळ—अमदावाद.

आवृत्ति २ जी—प्रत ५००.
वीर सं. २४५८—सने १९२[illegible]—वि. सं. [illegible].

किमत अमूल्य.

॥ श्री जिनेश्वराय नमः ॥

# ॥ जैनप्राचीनस्तवनादिसंग्रह ॥

## प्राचीन महापुरुषोनां बनावेलां उपयोगी स्तवनो, चैत्यवन्दनो, सज्झायो स्तुतिओ विगेरेनो संग्रह.

तपगच्छनां पुज्यपाद गुरुणी महाराज श्री सौभाग्यश्रीजी
महाराजनी प्रेरणाथी

**खंभातना सुप्रसिद्ध शेठ श्रीमान् अमरचंद
प्रेमचंदना पौत्र रा.रा. शेठश्री ऊजमशीभाइनी
सद्गत सुपुत्री बहेन कमळाना स्मरणार्थे (भेट).**

आवृत्ति २ जी—प्रत ५००.

छपावनार तथा प्रसिद्ध करनार,

**खंभात निवासी मास्तर उमेदचंद रायचंद.**

**ठे. पांजरापोळ—अमदावाद.**

वीर सं २४४६—सने १९२०—वी. सं. १९७६.

किंमत अमूल्य.

શ્રીજૈન વિદ્યાવિજય પ્રેસમાં શા. પોપટલાલ [illegible]ભાઈએ છાપ્યું.
ર. ઘીકાંટાના પુલ નીચે-અમદાવાદ.

# પ્રસ્તાવના.

—ઙૠ—

આ પુસ્તકની પ્રથમાવૃત્તિ પૂજ્ય સાધ્વીજીશ્રી સૌભાગ્યશ્રી-જીના સદુપદેશથી, સને ૧૯૧૬ માં પ્રસિદ્ધ થયા પછી તેની ઉપ-યોગિતાને લીધે તે ખપી જવાથી બીજી આવૃતિ છપાવવાની જરૂર જણાઇ, એવામાં ખંભાતના સુપ્રસિદ્ધ શેઠ શ્રીમાન્ અમરચંદ પ્રેમચંદના પૌત્ર રા. રા. શેઠ શ્રી ઉજમશીભાઇ હાકરશીભાઇની અ. સૌ. પુત્રી બ્હેન કમળાનો, સંવત્ ૧૯૭૩ ના શ્રાવણ વદી ૧૧ ને મંગળવારે સ્વર્ગવાસ થવાથી તેના વિદ્યાવિલાસી પિતાશ્રીએ પોતાની પુત્રીના સ્મારક નિમિત્તે ભેટ આપવાનો સ્તુત્ય નિશ્ચય કર્યાથી આ બીજી આવૃત્તિની પાંચસો પ્રતો તેઓશ્રીના ખર્ચે છપાવવામાં આવી છે.

જે સ્વર્ગસ્થ બ્હેનના સ્મારક નિમિત્ત આ દ્વિતીયાવૃતિ પ્ર-સિદ્ધ કરવામાં આવી છે તે બ્હેનનું અવસાન અલ્પવયમાં થયા છતાં **आत्मा वै जायते पुत्रः** એ પ્રમાણે હોવાથી પોતાના પિતાના સદ્‌ગુણની પ્રતિમા જેવી પુત્રીમાં કેટલાક એવા લોકોત્તર ગુણ હતા કે જેથી એનું સંક્ષિપ્ત જીવનચરિત્ર એના ફોટા સાથે આ પુસ્ત-કમાં દાખલ કરવાની આવશ્યક્તા હતી. પણ ફોટાને અભાવે તે દ્વારા સ્થિર રહેનારી એના સ્થૂલ શરીરની આકૃતિ, એનાં પરિ-ચિત આપ્તબન્ધુઓની કલ્પનામાં રહી કાલાન્તરે વિલય પામશે એમ સંતોષ માન્યો. અને એનું સંક્ષિપ્ત જીવન ચરિત્ર, એના સંસ્કૃતના અધ્યાપક કવિ દયાશંકર રવિશંકરે રચી રાખ્યું હતું તે

" करुणप्रशस्ति " એ નામે આ સાથે જોડયું છે જે વાચકોના તેમજ આત્મીયજનના હૃદયમાં સ્મૃતિરૂપે રહી એના સદ્દગુણુ શરીરની વિસ્મૃતિ થતી અટકાવશે.

પ્રથમાવૃત્તિમાં રહી ગએલા દોષો આ આવૃત્તિમાં ન રહે એટલા માટે બનતું લક્ષ આપ્યા છતાં દૃષ્ટિદોષથી કે અક્ષરયોજકના પ્રમાદથી દોષ દેખાય ત્યાં સુજ્ઞવાચકો સુધારી લેશે એવી આશા છે.

સ્વર્ગસ્થ અ. સૌ. બ્હેન કનકાના સ્મારક નિમિત્તે છપાવેલા આ ગ્રંથના પઠન પાઠનથી વાચકવર્ગને જે જ્ઞાનલાભ પ્રાપ્ત થશે તેથી પ્રસિદ્ધકર્ત્તા, આ નિમિત્તે પોતાને થએલો ધનવ્યય સફળ થશે એમ માની સંતોષ પામશે.

અંતે એટલું કહેવાની આગત્ય છે કે:—પોતાનાં આત્મીયજનના અદૃષ્ટવશાત્ થતા અવસાનજન્ય આત્યન્તિક વિરહ વખતે શોકનાં વસ્ત્ર ધારણ કરીને કે આક્રન્દ કરીને તે વ્યક્તિ પ્રતિનો પોતાનો પ્રેમ વ્યક્ત કરવા કરતાં, આ પ્રમાણે રા. રા. શેઠ ઉજમશીભાઇની પદ્ધતિનું અનુકરણ કરવું એ સ્નેહના માર્મિક રહસ્યને સમજવાનું અને સ્નેહભાવ સાર્થ કર્યાનું ચિન્હ હોઇ, મરણોત્તર થતી નિન્દ્ય અને પ્રાકૃત ક્રિયાઓને ક્રમશઃ નિર્મૂળ કરનારૂં છે માટે વિવેકી વાચકોનું તે તરફ લક્ષ ખેંચી પ્રસ્તાવના પૂર્ણ કરીછે.

રાણીશ્રી મીનાકુમારી
શ.વિકાશાળા.
ખંભાત.
તા૦ ૩૧—૮—૧૯

શાસ્ત્રી હીંમતલાલ હીરાલાલ
કાવ્યભૂષણ.
અધ્યાપક—શાવિકાશાળા, ખંભાત.

( स्व. अ. सौ. ब्हेन कमला निमित्ते )

# करुणाप्रशस्ति

— ❧ —

## હરિગીત.

આધાર અર્હદ્ધર્મના અવતાર પર ઉપકારના,
અવિકાર અંતરના સબળ સરદાર સકળ ઉદારના;
જેના સુયશના અમરચંદ્રની દિવ્ય દીપ્તિ રહી હજુ,
જેની ઉપર રિપુરાહુનું નથી નજર કરવાનું ગજુ. ૧

તે અમરચંદતણા પ્રતાપી પાંચ સત્પુત્રો વિષે,
ઠાકરશી એક હતા સરળતા પરમ જેનામાં દિસે;
તે શેઠજીના શુભસદનમાં સિન્ધુની કમળા સમી,
કમળા કરીને કન્યકા થઈ કર્મવંતી કારમી. ૨

વયમાં લઘુ ગુણમાં ગુરૂ હતી દક્ષતામાં દેવશી,
રતિવાળી ભારતિ જેવી સન્મતિશાળી ખામી નહીં કશી;
એનો વિવેક વિચાર વાણી વિનયવૃત્તિ વિલોકીને,
એવાં થવા સંતાનને ઉપદેશ દે જન ટોકીને. ૩

સમવય તણી સખિ સાથ ભગિનીભાવ જે દર્શાવતી,
નિજનાથી ન્હાનાં નિરખી વત્સલતા સદા વર્ષાવતી;
જોતી વડીલજન તો જરૂર જે પૂજ્યભાવ જણાવતી,
ભાસે મને આ ભાવ એને ભારતીજ ભણાવતી. ૪

વિદ્યા કળા ઘરકામ સઉ વય ન્હાનું તોય શિખી ગઈ,

ગંભીરતા ગુણ રૂપ ડહાપણમાં મણા ન કશી રહી.
એના પરમ વિદ્યાવિલાસી પિતા ઉજમશીભાઇએ,
ઘરવર ઉચિત લહિ પ્રેમપૂર્વક પુત્રી કીધી પરાઇએ. ૫૮

નિજ સાસરે પણ સર્વજનનો સ્નેહ સંપાદન કર્યો,
વખણાઇ શાણી ગણાઇ પણ વિધિ વક્ર થઇને વિફર્યો;
કાળે કવેળે એ કમળ પર હિમતણી વૃષ્ટિ કરી.
રંજાડનારા રાજરોગે દેહપર દષ્ટિ કરી, ૬

ગળતી ગઈ દિન દિન છતાં નિજ નિયમથી ચળતી નહીં,
વળતી ન કળ પણ તોય એની ધિરજ રજ ટળતી નહીં;
રોગે કરી રઘવાઈ પણ ગભરાઈ એ ન ગઈ જરી,
સ્થિરતા કરી વ્યાધિની સાથે વીરતા ભારે ધરી. ૭

જે રોગપર સત્તા ન ચાલી ઓષધીપતિની કશી,
પીયૂષનાય પ્રતાપથી લવલેશ જે ન ગયો ખશી;
ત્યાં કેમ અવર ઉપાય એનું દુઃખ દૂર કરી શકે,
કર્મે લખાયું કેમ તે પુરૂષાર્થથીય ફરી શકે. ૮

ગુણ[3] સિન્ધુ[7] રસ[6] વિધુ[1] શાલ શ્રાવણમાસ મંગળવાસરે,
વદ પક્ષની અગીયારશે નિજ ભાવી ભોગવી આખરે;
ઉજ્જવલ ચરિત્ર વિશિષ્ઠ કમળા ચન્દ્રિકા ગઇ આથમી,
એ પ્રાણહર પીડા અપાર પ્રયોગથી પણ ના શમી. ૯

એના સકળ સદ્ગુણ તણી સ્થિર સર્વથા કરવા સ્મૃતિ,
નિજ પુત્રીના આત્મા તણી સ્વર્ગે થવાને સદ્ગતિ;
અંતર તણા વાત્સલ્યની વળી વાળવાને નિષ્કૃતિ,
કીધી ઉજમશીભાઇએ કરી કલ્પના કંઇ કંઇ કૃતિ. ૧૦

એના નિમિતે ધર્મ કર્મ વિષે ઘણું ધન વાપર્યું,
તોપણ પિતાનું પ્રેમમય મન કોઈ રીતે ના ઠર્યું;
કમળા સમાં સંતાન સઉ ગુણવાન કરવાં ધારીને,
અંતે છપાવ્યો ગ્રંથ વિદ્યાદાન દેવું વિચારીને. ૧૧

સદ્‌ગુણ શરીર કાળાન્તરે કમળાનું નષ્ટ થશે નહિ,
ભૌતિક શરીર ન કોઈનું ટકીયું અને ટકશે નહિ;
સંતાન એ પુત્રી સમાં ભારત વિષે પેદા થજો,
એ આત્મજાનો અમર આત્મા પરમ શાન્તિ પામજો! ૧૨

કવિ દયાશંકર રવિશંકર—ખંભાત.

# પ્રસિદ્ધ કર્તા તરફથી બે બોલ.

**સુજ્ઞ મહાશયો !**

આપને ઉપરનો લેખ વાંચવાથી જણાયું હશે કે આ જૈન પ્રાચીન સ્તવનાદિ સંગ્રહ પ્રથમાવૃત્તિ પૂજ્ય ગુરુણીજી માહારાજ શ્રી સૌભાગ્યશ્રીજીના સદુપદેશથી પ્રસિદ્ધ કરવામાં આવી હતી. તે પ્રત ૨૦૦૦ ખપી ગઈ અને ત્યાર પછી ઉપરા ઉપરી આ બુકોની ઘણીજ માંગણી હોવાથી અને તે ગુજરાતી ટાઈપમાં બહાર પડે તો ઠીક એવી ગુજરાતી બાઈઓ ભાઈઓની તીવ્ર ઈચ્છાથી પ્રથમાવૃત્તિ શાસ્ત્રી લીપીમાં હતી તેમાં સેજ સાજ સુધારો વધારો કરી આ બીજી આવૃત્તિ ગુજરાતી લીપીમાં પ્રસિદ્ધ કરવામાં આવી છે.

આ બીજી આવૃત્તિ છપાવવા તથા પ્રસિદ્ધ કરવાનું કામ મને શેઠ ઉજમશીભાઈ ઠાકરશીભાઈ તરફથી તેમજ બીજી ૫૦૦) બુક અમદાવાદના દસાશ્રીમાળી જૈનબંધુ ડાહ્યાભાઇ પીતાંબરદાસની સુપત્નિ સૌભાગ્યવંતી બ્હેન ચંચળ બ્હેને તેમની વ્હાલી પુત્રી બ્હેન ચંપાના સ્મરણાર્થે પ્રસિદ્ધ કરવા તેમના તરફથી સોંપવામાં આવેલું હતું.

આ પુસ્તકની પ્રથમાવૃત્તિ જે છપાવવામાં આવી હતી તે હસ્ત લિખિત લહીઆઓના લખેલા પાના ઉપરથી લખાવીને છ-પાવવામા આવી હતી તેથી કેટલેક ઠેકાણે અશુદ્ધી રહેલી હતી તે આ બીજી આવૃત્તિમાં બનતી સુદ્ધી કરી છપાવવામાં આવેલ છે છતાં પણ દૃષ્ટિ દોષથી યા યંત્ર દોષથી વિલંટી માત્રાદિક કંઈ શાસ્ત્ર વિરૂદ્ધ યા અશુદ્ધ છપાયું હોય તે માટે સુજ્ઞ ભાઇઓ બ્હે-નોની ક્ષમા ચાહું છું અને સુધારી વાંચવા ભલામણ કરી અત્રે વિરમું છું.

લી પ્રસિદ્ધ કર્ત્તા.



# ॥ अथ अनुक्रमणिका प्रारंभः ॥

विषय. पृष्ट.

## છંદો.


| | | |
|---|---|---|
| ૧ | ચોવીશ જિનેશ્વરના છંદ. | ૧ |
| ૨ | શ્રી જ્ઞાન પંચમીની ઢાળો ૪ | ૬ |
| ૩ | શ્રી સિદ્ધાચલજીનું સ્તવન | ૧૦ |
| ૪ | અતીત ચોવીશી ગીત | ૧૦ |


## ચૈત્યવંદનો


| | | |
|---|---|---|
| ૫ | મૌનએકાદશીનું ચૈત્યવંદન | ૧૧ |
| ૬ | દોઢસો કલ્યાણકનું ચૈત્યવંદન | ૧૩ |
| ૭ | નેમનાથનું ચૈત્યવંદન | ૧૪ |
| ૮ | આઠમનું ચૈત્યવંદન | ૧૫ |
| ૯ | સિદ્ધભગવાનનું ચૈત્યવંદન | ૧૬ |
| ૧૦ | આવતી ચોવીસીનું ,, | ૧૭ |
| ૧૧ | શ્રી સિદ્ધચક્રજીનું ,, | ૧૮ |
| ૧૨ | શ્રી પાર્શ્વનાથજીનું ,, | ૧૯ |
| ૧૩ | ઘંટાકરણ મહામંત્ર | ૧૯ |
| ૧૪ | વિદ્યાસાધવાનો મંત્ર | ૨૦ |


## સ્તવનો.


| | | |
|---|---|---|
| ૧૫ | શ્રી સિદ્ધચક્રજીનું સ્તવન | ૨૦ |

૧૬ શ્રી અષ્ટાપદજીનું સ્તવન ૨૨
૧૭ શ્રી દસપચ્ચખાણનું સ્તવનઢાલ ૩ ૨૪
૧૮ શ્રી અઠ્ઠાવીસ લબ્ધિનું સ્તવન ઢાલ ૩ ૨૭
૧૯ બીજનું સ્તવન ઢાલ ૨ ૩૦
૨૦ જ્ઞાન પંચમી સ્તવન ઢાલ ૫ ૩૧
૨૧ આઠમનું સ્તવન ઢાલ ૪ ૩૮
૨૨ „ „ બીજું ઢાલ ૨ ૪૧
૨૩ મોન એકાદશીનું સ્તવન ઢાલ ૩ ૪૩
૨૪ એકાદશીનું સ્તવન ૪૬
૨૫ વીશસ્થાનકનું સ્તવન ૪૭
૨૬ અઢીધ્વીપવીસ વિરહુમાન જિન સ્તવન ઢાલ ૩ ૪૮
૨૭ શ્રી કલ્યાણકનું સ્તવન ઢાલ ૭ ૫૧
૨૮ છ આવશ્યકનું સ્તવન ઢાલ ૬ ૫૬
૨૯ પટપર્વી મહાત્મ્ય સ્તવન ઢાલ ૯ ૬૦
૩૦ ષટઆરા સ્વરૂપ કથક શ્રી મહાવીરસ્વામીનું સ્તવન ઢા. ૫ ૬૮
૩૧ શ્રી ચૌદગુણ સ્થાનકનું સ્તવન ઢાલ ૧૭ ૭૩
૩૨ જ્ઞાન દર્શન ચારિત્રનું સ્તવન ઢાલ ૮ ૮૫
૩૩ શ્રી પાંચ કલ્યાણકનું સ્તવન ઢાલ ૬ ૯૪
૩૪ શ્રી સમકિતનું સ્તવવ ઢાલ ૭ ૯૯
૩૫ બાર આરાનું સ્તવન ઢાલ ૧૨ ૧૦૪
૩૬ આંતરાનું સ્તવન ઢાલ ૪ ૧૧૨
૩૭ શ્રી રોહિણી તપ વિધિ સ્તવન ઢાલ ૪ ૧૧૭
૩૮ શ્રી અક્ષયનિધિ તપનું સ્તવન ઢાલ ૫ ૧૨૧
૩૯ શ્રી ઋષભદેવ સ્વામીનું સ્તવન ઢાલ ૬ ૧૨૭

| | | |
|---|---|---|
| ૪૦ | શ્રી મલ્લીનાથ જિનું સ્તવન ઢાલ ૫ | ૧૩૪ |
| ૪૧ | શ્રી નેમનાથજીનું સ્તવન ઢાલ ૫ | ૧૩૭ |
| ૪૨ | મહાવીરસ્વામીના સત્તાવીસ ભવનું સ્તવન ઢાલ ૭ | ૧૪૩ |
| ૪૩ | મહાવીરસ્વામીના પાંચ કલ્યાણકનું સ્તવન ઢાલ ૩ | ૧૫૨ |
| ૪૪ | શ્રી દાન શીયલ તપ ભાવનું ચોઢાળીયું ઢાલ ૫ | ૧૫૭ |
| ૪૫ | શ્રી આંબીલ તપ વર્ધમાનનું ચૈત્યવંદન | ૧૬૫ |
| ૪૬ | વર્ધમાન તપનું સ્તવન ઢાલ ૩ | ૧૬૬ |
| ૪૭ | વર્ધમાન તપની થોયો | ૧૬૯ |
| ૪૮ | ” ” સઝાય | ” |
| ૪૯ | અક્ષયનિધિ તપની વિધિ | ૧૭૦ |
| ૫૦ | શ્રી મંધર સ્વામીનું સ્તવન | ૧૭૮ |
| ૫૧ | શ્રી સિદ્ધાચલજીનું સ્તવન | ૧૮૦ |
| ૫૨ | શ્રી સુમતીનાથજીનું સ્તવન | ૧૮૧ |
| ૫૩ | શ્રી નવકારનો રાસ | ૧૮૩ |
| ૫૪ | સીદ્ધાચલજીનું સ્તવન | ૧૮૬ |
| ૫૫ | ” ” બીજું | ૧૮૮ |
| ૫૬ | એકાદશીનું સ્તવન | ૧૯૦ |


## સજ્ઝાયો


| | | |
|---|---|---|
| ૫૭ | ઢુંઢક પચવીશીની સજ્ઝાય | ૧૯૧ |
| ૫૮ | દ્વારીકા નગરીની સજ્ઝાય | ૧૯૩ |
| ૫૯ | શ્રી સ્થુલીભદ્રજીની સજ્ઝાય | ૧૯૫ |
| ૬૦ | નેમનાથ રાજેમતીની સજ્ઝાય | ૧૯૭ |
| ૬૧ | અગીઆરસની સજ્ઝાય | ૧૯૮ |

૬૨ ત્રેસઠ સલાકા પુરૂષોની સજ્ઝાય ૨૦૦
૬૩ માનની સજ્ઝાય ૨૦૨
૬૪ આત્મહિત શિક્ષા ,, ૨૦૩
૬૫ અભક્ષ્યની ,, ૨૦૫
૬૬ ઉપદેશની ,, ૨૦૬
૬૭ માર્ગાનુસારીના ગુણની સજ્ઝાય ૨૦૭
૬૮ કઠીઆરાની સજ્ઝાય ૨૦૯
૬૯ કર્મછત્રીસી ,, ૨૧૧
૭૦ પરદેશી રાજાની ,, ૨૧૪
૭૧ સુબાહુ કુમારની ,, ૨૧૬
૭૨ મોહમિથ્યાત્વની ,, ૨૧૮
૭૩ શ્રી સિદ્ધની ,, ૨૨૦
૭૪ મેઘકુમારની ,, ૨૨૧
૭૫ નવપદ મહિમાનિ ,, ૨૨૧
૭૬ સાધુજીની ,, ૨૨૨
૭૭ સીતાજીની ,, ૨૨૩


## થોયો


૭૮ પંદર તિથિની થોયો પડવેથી કે પુનમ સુધીની ૨૨૪
૭૯ અમાવાસ્યાની સ્તુતિ ૨૩૪
૮૦ પંદર તીથીની બીજી ,, ૨૩૪
૮૧ મૌન એકાદસીની ૨૩૪
૮૨ સીદ્ધાચલજીની થોય ૨૩૫
૮૩ આઠમની થોય ૨૩૬
૮૪ પજુસણની થોય ૨૩૭

૮૫ નવપદઓળીની થોય ૨૩૮
૮૬ સ્થંભણ પાર્શ્વનાથની સ્તુતિ ૨૩૯
૮૭ નંદીશ્વરજી સ્તુતિ ૨૪૦
૮૮ શ્રી શોભન મુનિકૃત સંસ્કૃત ચોવીશેજીનેશ્વરોની અનુક્રમે ૨૪૧ થી ૨૫૬

## સંસ્કૃત સ્તુતિઓ

૮૯ શ્રી ભક્તામરની સ્તુતિ ૨૫૭
૯૦ કલ્યાણમંદિરની ,, ,,
૯૧ સકલકુશલવલ્લીની ,, ૨૫૮
૯૨ રત્નાકર પચ્ચીશીની ,, ૨૫૮
૯૩ નેમિજીન સ્તુતિ ૨૫૮
૯૪ સિદ્ધચક્રની ,, ૨૫૯
૯૫ સ્નાતસ્યાની સ્તુતિ ૨૫૯
૯૬ સંસાર દાવાની સ્તુતિ ૨૬૦
૯૭ જ્ઞાનપંચમીની સ્તુતિ ૨૬૧
૯૮ ચોવીશેજીનેશ્વરોના સંસ્કૃત ચૈત્યવંદનો ૨૬૧ થી ૨૭૨



॥ ॐ श्री वीतरागाय नमः ॥

# चोवीश जिनेश्वरना छंद.

## ॥ दुहा ॥

આર્યા બ્રહ્મસુતા ગિર્વાણી । સુમતિ વિમલ આપો બ્રહ્માણી । કમલ કમંડલ પુસ્તક પાણી । હું પ્રણમું જોડી જુગ પાણી ॥ ૧ ॥ ચોવીસે જિનવર તણા । છંદ રચૂં ચોસાલ । ભણતાં શિવસુખ સંપજે । સુણતાં મંગલ માલ ॥ ૨ ॥

## ॥ छंद जाति सवैया ॥

આદિ જિણંદ નમે નરઈંદ સપુનમચંદ સમાન મુખં ॥ સામૃત કંદ ટાલે ભવફંદ મરૂદેવીનંદ કરત સુખં ॥ લગે જસ પાય સુરિંદ નિકાય ભલા ગુણ ગાય ભવિક જનં ॥ કંચન કાય નહિ જસ માય નમે સુખ થાય શ્રી આદિજિનં ॥ ૧ ॥ અજિત-જિણંદ દયાલ મયાલ વિસાલ કૃપાલ નયન જુગં । અનુપમ ગાલ મહામૃગ ચાલ સુભાલ સુજાનગ બાહુ જુગં ॥ મનુષ્ય મેહ હુ મુનિસરસીંહ અબીહ નરીહ ગયેં મુગતી । કહે નય ચિત્ત ધરી બહુ ભક્તિ નમે જિનનાથ ભલી જુગતી ॥ ૨ ॥ અહો સંભવનાથ

અનાથકો નાથ મુગતિકો સાથ મિલ્યો પ્રભુ મેરો । ભવોદધિપાજ ગરિબનિવાજ સવે શિરતાજ નિવારત ફેરો ॥ જિતારીકો જાત સુસેના માત નમે નર જાત મિલી બહુ ઘેરો । કહે નય શુદ્ધ ધરિ બહુ બુદ્ધ જિતાવની નાથકું સેવક તેરો ॥ ૩ ॥ અભિનંદન સ્વામ લિધે જશ નામ સરે સવિ કામ ભવિક તણો ॥ વનિતા જસ ગામ નિવાસકો ઠામ કરે ગુણ ગ્રામ નરિંદ ઘણો ॥ મુનિશ્વર રૂપ અનુપમ ભૂપ અકલ સ્વરૂપ જિનંદ તણો । કહે નય ખેમ ધરી બહુ પ્રેમ નમે નર પાવત સુખ ઘણો ॥ ૪ ॥ મેઘ નરિંદ મલ્હાર વિરાજિત સોવનવાંન સમાન તનુ । ચંદ સુચંદ વદન સુહાવત રૂપ-વિનિર્જિત કામતનુ । કર્મકી કોડ સવે દુખ છોડ નમે કરજોડ કરિ ભક્તિ । વંશ ઇક્ષ્વાકુ વિભૂષણ સાહિબ સુમતિ જીનંદ ગએ મુક્તિ ॥ ૫ ॥ હંસપાદ તુલ્ય રંગ રતિ અર્ધ રાગરંગ અઢિસે ધનુષ ચંગ દેહકો પ્રમાણ હે । ઉગતો દિણંદ રંગ લાલકેસુ ફુલ રંગ રૂપ હે અનંગ ભંગ અંગ કેરોવાન હે ॥ ગંગકો તરંગ રંગ દેવનાથહિ અભંગ જ્ઞાંનકો વિસાલ રંગ શુદ્ધ જાકો ધ્યાન હે । નિવારીએ કલેશ સંગ પદ્મપ્રભુસ્વામિ ધીંગ દિજિએ સુમતિ સંગ પદ્મ કેરો જાણ હે ॥ ૬ ॥ જિણંદ સુપાસ તણા ગુણ રાસ ગાવે ભવિ ભાસ આણંદ ઘણે । ગમે ભવિપાસ મહિમા નિવાસ પૂરે સવિ આસ કુમતિ હણે ॥ ચીંહુ દિસે વાસ સુગંધ સુખાસ ઉસાસ નીઃસાસ જિનેંદ્ર તણો । કહે નય ખાસ મુનીંદ્રસુપાસ તણો જસ વાસ સદેવ ભણો ॥ ૭ ॥ ચંદ્ર ચંદ્રિકાં સમાન ( રૂપ સેલસે ) સમાંન દોઢસો ધનુષમાન દેહકો પ્રમાણ હે । ચંદ્રપ્રભુ સ્વામી નામ લી જીયે પ્રભાત જામ પામીયે સુખ ઠામ ઠાણુ ગામજ સનામ હે ॥ મહાસેન અંગજાત લક્ષ્મણાભિધાન માત જગમા સુવાસવાત જિહું

દિસે થાત હે કહે નય છોડી વાત ધ્યાઇયે જો દિનરાત પામીયે તો સુખ સાત દુખકો ભીજાત હે ॥ ૮ ॥ દુધસિંધુફેન પીંડ ઉજલો કપુરખંડ અમૃત સરસ કુંડ શુદ્ધ જાકો તુંડ હે । સુધાવી જિનંદ સંત કીજીયે કર્મ અંત શુભ ભક્તિ જાસદંત શ્વેત જાકો વાન હે ॥ કહે નય સુણો સંત પૂજીયે જો પુષ્પ દંત પામીયે તો સુખ સંત સુદ્ધ જાકો ધ્યાન હે ॥ ૯ ॥ શિતલ શિતલ વાણી ઘનાઘન ચાહત હે ભવિકોક કિશોરા । કાક દિણંદ પ્રજાસુ નરીંદ વલી જિમ ચાહત ચંદ ચકોરા ॥ વિંધ ગયંદ સુચિ સુરિંદ સતિ નિજ કંત સુમેઘ મયૂરા ॥ કહે નય નેહ ધરી ગુણ ગેહ તથા હુ ધાવત સાહિબ મેરા ॥ ૧૦ ॥ વિષ્ણુ ભૂપકો મલ્હાર જગ જંતુ સુખકાર વંશકો શૃંગારહાર રૂપકો આગાર હે । છોડિ સવિ ચિત્તકાર માન મોહકો વિકાર કામ ક્રોધકો સંચાર સર્વ વેરી વાર હે ॥ આદર્યો સંજમભાર પંચ મહાવ્રત સાર ઉતારે સંસારપાર જ્ઞાનકો ભંડાર હે । ઇગ્યારમો જિણંદ સાર ખડગી જિવ ચિન્હધાર કહે નય વા-રોવાર મોક્ષકો દાતાર હે ॥ ૧૧ ॥ લાલ કેસુ ફુલ લાલ અર્ધ રંગ લાલ ઉગતો દિણંદ લાલ લાલચોલ રંગ હે । કેસરીકી જીહ લાલ કેસરકો ઘોલ લાલ ચૂનડીકો રંગ લાલ લાલ પાન રંગ હે ॥ લાલ કીર ચંચૂ લાલ હીંગલો પ્રવાલ લાલ કોકિલાકી દૃષ્ટિ લાલ લાલ ધર્મ રંગ લાલ હે । કહે નય તેમ લાલ બારમો જિણંદ લાલ જયાદેવિ માત લાલ લાલ જાકો અંગ હે ॥ ૧૨ ॥ કૃતવર્મ નરિંદ તણો એહ નંદ નૃમંત સુરેંદ્ર પ્રમોદ ધરી । ગમે દુખ દંદ દીયે સુખવૃંદ જાકે પદ સોહત્ત ચિત્ત ધરી ॥ વિમલ જિનંદ પ્રસન્ન વદન જાકે શુભ મન્ન સુગંગ પરિનમે એક મન્ન કહે નય ધન્ય નમો જિનરાજ દિણંદ પ્રમીત ધરી ॥ ૧૩ ॥ અનંત જિણંદ દેવ દેવમાં

દેવાધિદેવ પૂજો ભવી નિતમેવ ધરી બહુ ભાવના । સુર નર સારે સેવ સુખ કીયો સ્વામી હેવ તુજ પાખે ઓર દેવ ન કરૂં હું સેવના ॥ સિંહસેન અંગ જાત સુજસાભિધાન માત જગમાં સુજસ ખ્યાત ચીહું દિશે વ્યાપતો ॥ કહે નય તાસ વાત કીજીએ જો સુપ્રભાત નિજ હોઈ સુખ સાત કિર્તિ કોડ આપતો ॥ ૧૪ ॥ જાકે પ્રતાપ પરાજિત નિર્બલ ભૂતલ થઈ ભમે ભાનુ આકાસે ॥ સૌમ્ય વદન વિનિર્જિત અંતર શ્યામ વાગ્રીવન હોત પ્રકાસે । ભાનુ મહિપતિ વંસે કુસેસય બોધ સન દીપત ભાનુપ્રકાસે ॥ નમે નય નેહ નિતુ-સાહિબ એહ ધર્મ જિણંદ ત્રિજગ પ્રકાસે ॥ ૧૫ ॥ સોલમા જિ-ણંદ નામે સાંતિ હોય ઠામો ઠામે સિદ્ધિ હોઈ સર્વ કામે નામ કે પ્રભાવથે ॥ કંચન સમાન વાન ચાલીસ ધનુષ માન ચક્ર વર્તિકો ભિધાન દીપતો તે સૂરથે ॥ ચૌદ રયણ સ [illegible]ન દીપતા નવય નિ-ધાન કરત સુરેંદ્ર ગાન પુણ્યકે પ્રભાવથે ॥ કહે નય જોડી હાથ અબહું થયો સનાથ પાઇઓ સૂમતી સાથ સાંતિનાથકે દિદારથે ॥ ॥ ૧૬ ॥ કહે કુંથુ જિણંદ મયાલ દયાલ નિ[illegible] [illegible]વકની અરદાસ સૂણો । ભવ ભીમ મહાર્ણવ પૂર અગાહ અથાગ ઉપાધિ સુનીર ઘણો । બહુ જન્મ જરા મરણાદિ વિભાવ નિ[illegible]ગ[illegible]ન ઘાગાદિ [illegible] ઘણો ॥ અબતારકતાર ક્રિપા પરસાહિબ સેવક જાણીકે [illegible]-ણો ॥ ૧૭ ॥ અરદેવ સુદેવ કરે નર સેવ સવ દુખ દોહગ દુર કરે ઉપદેશ ઘનાઘન નીર ભરે ભવિ માન સમાનસ ભરીતરે ॥ સુદર્શન નામ નરેસર અંગજ ભવ્ય મને પ્રભુ જાસ વસે ॥ તસ સંકટ શોક વિયોગ કુયોગ દરિદ્ર કુસંગતિ ન આવત પાસે ॥ ૧૮ ॥ નીલ કીર વરંચી નીલ નાગવલિ પત્ર નીલ તરુવર રાજી નીલા[illegible]મ નીલ નીલ દ્રાખ હે ॥ કાચકો ગુલાલ નીલ [illegible]દ્ર નીલ રત્ન લ

પત્રનીલ ચાસ હે ॥ જમુના પ્રવાહ નીલ ભૃંગરાજ પંખી નીલ
જેહવો અશોક વૃક્ષ નીલ નીલ રંગ હે ॥ કહે નય તેમ નીલ
રાગથે અતિવ નીલ મલ્લીનાથ દેવ નીલ નીલ જાકો અંગ નીલ
હે ॥ ૧૯ ॥ સુમિત્ર નરીંદ તણો વરનંદ સુચંદ્ર વદન સોહાવત
હે । મંદર ધીર સવેન રહીર સુસામ શરીર વિરાજિત હે ॥ ક-
જ્જલવાંન સુક છપયાન કરે ગુણગાન નરિંદ ઘણો ॥ મુનિસુવ્રત
સ્વામી તણો અભિધાન લહે નય માન આનંદ ઘણો ॥ ૨૦ ॥
અરીહંત સરૂપ અનુપમ રૂપકે સેવઠ દુ:ખને દુર કરે ॥ નિજ
વાણી સુધારસ મેઘ જલે ભવીમાન સમાન સભૂરી ભરે ॥ નમી
નાથકો દર્શન સાર લહી કુંણ વિષ્ણુ મહેશ ઘરે જો ફરે ॥ અબ
માનવ મુઢ લહિ કુંણ સકર છોડકે કંકર હાથ ધરે ॥ ૨૧ ॥
જાદવ વંસ વિભૂષણ સાહિબ નેમિ જિણંદ મહાનંદકારી ॥ સમુદ્ર
વિજય નરિંદ તણો સુતઉજ્વલ સંખ સુલક્ષણ ધારી ॥ રાજુલ
નાર મુકી નિરધાર ગયે ગિરનાર કલેસ નિવારી ॥ કજ્જલ કાય
શિવા દેવી માય નમે નય પાય મહા વ્રતધારી ॥ ૨૨ ॥ પાર્શ્વ-
નાથ અનાથકો નાથ સનાથ ભયો પ્રભુ દેખત થે ॥ સવિ રોગ
વિજોગ કુજોગ મહા દુ:ખ દુર ગએ પ્રભુ ધાવતથે ॥ અશ્વસેન
નરેશ સપુત વિરાજિત ઘનાઘનવાન સમાન તનુ ॥ નય સેવક વં-
છીત પૂરણ સાહિબ અભિનવ કામ કરિ રમનુ ॥ ૨૩ ॥ કુકમઠ
કુલંઠ ઉલંઠ હઠી હઠ ભંજન જાસ પ્રતાપ વિરાજે । ચંદન વાણી
સૂવામા નંદન પુરૂસાદાણી બિરૂદ જસ છાજે ॥ જસ નામકે ધ્યાન
થકો સવિ દોહગ દારિદ્ર દુ:ખ મહા સવિ ભાંજે ॥ નય સેવક
વંછિત પૂરણ સાહિબ અષ્ટમહા સિદ્ધિ નિત્ય નીવાજે ॥ ૨૪ ॥
સિદ્ધારથ ભૂપ તણા પ્રાતરૂપ નમે નર ભૂપ આનંદ ધરી ॥ અ-
ચિંત્ય સ્વરૂપ અનુપમ રૂપકે લંછન સોહત જાસ હરી ॥ ત્રિસલા

નંદન સમુદ્રમ કંદન લઘુપણે કંપિત મેરૂ ગિરિ ॥ નમે નય ચંદ વદન વિરાજિત વીર જિણંદ સુપ્રીત ધરી ॥ ૨૫ ॥ ચોવીસ જિનંદ તણાં ઈહ છંદ ભણે ભવિવૃંદ જે ભાવ ધરી ॥ તસ રોગ વિયોગકુ જોગકુ ભોગ સવિ દુખ દોહગ દુર કરે ॥ તસ અંગણ માર ન લાભે પાર સુમતિ તોખાર હેખાર કરે ॥ કહે નયસાર સુમંગલ ચાર ઘરે તસ સંપદ ભૂરી ભરે ॥ ૨૬ ॥ સંવેગી સાધુ વિભુષણ વંસ વિરાજિત શ્રી નય વિમલ જનાનંદકારી ॥ તસ સેવક સંજમધાર સુધારકે ધીરવિમલગણી જયકારી ॥ તાસપદાં બુજ ભૃંગ સમાન શ્રીનયવિમલ મહાવ્રત ધારી, કહે એ છંદ સુણો ભવિવૃંદકે ભાવધરીને ભણો નરનારી ॥ ૨૭ ॥ સંપૂર્ણ

॥ શ્રી ॥ ॥ શ્રી ॥ ॥ શ્રી ॥

---

## ॥ ॐ ॥

# ॥ અથ શ્રી જ્ઞાનપંચમીના ઢાલો લિખ્યતે ॥

### ॥ ઢાલ ॥

જાલમ જોગીડારે ॥ એ દેશિ ॥ શ્રી વાસુપુજ્ય જીનેસર વયણથી રેં ॥ રૂપ કુંભ કંચન કુંભ મુનિદોય ॥ રોહિણી મંદીર સુંદર આવીયારે ॥ નમી ભવ પુછે દંપતિ સોય ॥ ૧ ॥ ચઉનાણિ વયણેરે દંપતી મોહીયાં રે ॥ એ આંકણિ ॥ રાજા રાણિ નિજ સુત આઠનોરે ॥ તપ ફલ નિજ ભવ ધારી સંબંધ વિનય કરી પુછે મહારાજનેરે ॥ ચાર સુતાના ભવ પ્રબંધ ॥ ચ૦ ॥ ૨ ॥ રૂપવંતિ શિયલવંતિ ને ગુણવંતિરે ॥ સરસ્વતી જ્ઞાનકલા

ભંડાર ॥ જન્મથી રોગ શોક દિઠો નથિરે ॥ કુંણ પુન્યે લીધો એહ અવતાર ॥ ચ૦ ॥ ૩ ॥

## ॥ ढाल १ ली ॥

વાલાજી વાગે છે વાંસલિરે ॥ એ દેશી ॥ ગુરૂ કહે વૈતાઢય ગિરિવરૂરે ॥ પુત્રી વિદ્યાધરી ચ્યાર ॥ નિજ આયુ જ્ઞાનીને પુછીયુરે ॥ કરવા સફલ અવતાર ॥ ૧ ॥ અવધારો અમ વીનતિરે ॥ એ આંકણી ॥ ગુરૂ કહે જ્ઞાન ઉપયોગથી રે ॥ એક દિવસનું આયુ ॥ એહવાં વચન શ્રવણે સૂણ્યારે ॥ મનમાં વીમાસણ થાએ ॥ અ૦ ॥ ૨ ॥ થોડામાં કારજ ધર્મનારે ॥ કીમ કરીએ મુનિરાજ ॥ ગુરૂ કહે જોગ અસંખ્ય છેરે ॥ જ્ઞાનપંચમી તુમકાજ ॥ અ૦ ॥ ૩ ॥ ક્ષણ અરધે સવી અઘ ટલેરે ॥ સૂભ પરિણામે સાધ્ય ॥ કલ્યાણુક નવ જિન તણાં રે ॥ પંચમી દીવસે આરાધ ॥અ૦॥૪॥

## ॥ ढाल २ जी ॥

જઇને કેજો ॥ એ દેશિ ॥ ચૈત્ર વદી પંચમી દીને ॥ સૂણો પ્રાણિરે ॥ ચવીયા ચંદ્રપ્રભુ સ્વામી ॥ લહે સુખ ઠામ ॥ સૂણ પ્રાણિજી રે ॥ ૧ ॥ એ આંકણિ ॥ અજિત સંભવ અનંતજી ॥ સૂ૦ ॥ પંચમી સુદી શિવ ધામ ॥ શુભ પરિણામ ॥ સૂ૦ ॥ ૧ ॥ વૈશાખ શુદિ પંચમી દીને ॥ સૂ૦ ॥ સંજમ લિયો કુન્થુનાથ ॥ બહુ નર સાથ ॥ સૂ૦ ॥ જેઠ શુદિ પંચમી વાસરે ॥ સૂ૦ ॥ મુગતિ પામ્યા ધર્મનાથ ॥ શીવપુરી સાથ ॥ સૂ૦ ॥૨॥ શ્રાવણ શુદિ પંચમી દીને ॥ સૂ૦ ॥ જનમ્યા નેમ સુરંગ ॥ અતિ

ઉછરંગ ॥ સૂ૦ ॥ માગશર વદ પંચમી દીને ॥ સૂ૦ ॥ સુવિધિ જન્મ શુભ સંગ ॥ પુન્ય અભંગ ॥ સૂ૦ ॥ ૩ ॥ કાર્તિક વદ પંચમી તિથી ॥ સૂ૦ ॥ સંભવ કેવલ જ્ઞાન ॥ કરો બહુ માન ॥ સૂ૦ ॥ દશ ક્ષેત્રેં નેઉ જીના ॥ સૂ૦ ॥ પંચમી દિનનાં કલ્યાંણ ॥ સુખનાં નિધાન ॥ સૂ૦ ॥ ૪ ॥

## ॥ ढाल ३ जी ॥

હાંરે મારે જોબનિયા ॥ એ દેશી ॥ હાંરે મારે જ્ઞાની ગુરૂનાં ॥ વચણ સુણિ હીતકારજો ॥ ચ્યાર વિદ્યા ધરી પંચમી વિધિશું આદરેરે લોલ ॥ ૧ ॥ એ આંકણિ ॥ હાંરે મારે શાસન દેવતા પંચમ જ્ઞાન મનો હારજો ॥ ટાલીરે આશાતના દેવ વંદન સદારે લોલ ॥ ૨ ॥ હાંરે મારે તપ પૂરણથી ॥ ઉજમણાનો ભાવજો ॥ એહવે વિદ્યુત યોગે ॥ સુરપદવી વર્યા રે લોલ ॥ ૨ ॥ હાંરે મારે ધર્મ મનોરથ આલસ તજતાં હોયજો ॥ ધન્ય તે આતમ અવીલંબી કારજ કરયાં રે લોલ ॥ ૪ ॥ હાંરે મારે દેવ થકિ તુમ કુખે લિયો અવતાર જો ॥ સાંભલી રોહિણી જ્ઞાન આરાધન ફલ ઘણાં રે લોલ ॥ ૫ ॥ હાંરે મારે ચ્યારે ચતુરા વિનય વિવેક વિચારજો ॥ ગુણ કેતાં ઓલખાયે તુમ પુત્રી તણાં રે લોલ ॥ ૬ ॥

## ॥ ढाल ४ थी ॥

આસણુનારે જોગી ॥ એ દેશિ ॥ જ્ઞાની રે વચણથી ચ્યારે બેહની ॥ જાતિસ્મરણ પામ્યારે ॥ જ્ઞાની ગુણવંતા ॥ ત્રીજા ભવમાં ધારણા કીધી ॥ સિધ્યાં મનનાં કામ રે ॥ જ્ઞાની ગુણવંતા ॥ ૧ ॥

એ આંકણિ ॥ શ્રી જિનમંદિર પંચ મનોહાર ॥ પંચવરણ જિન પડિમારે ॥ જ્ઞા૦ ॥ જિનવર આગમને અનુસારે ॥ કરીએ ઉજમણાં મહીમારે ॥ જ્ઞા૦ ॥ ૨ ॥ પંચમી આરાધન તિથી પંચમી ॥ કેવલનાણ તે થાએરે ॥ જ્ઞા૦ ॥ શ્રી વિજયલક્ષ્મીસૂરિ અનુભવ નાણેં ॥ સંઘ સયલ સુખદાયારે ॥ જ્ઞાની૦ ॥ ૩ ॥ ઇતિ પંચમી તપ સ્તવન ઢાલો સંપુર્ણ ॥



## ॥ अथ श्री सिद्धाचलजीनुं स्तवन ॥

જીરે મારે, શ્રી સિદ્ધાચલતીર્થ, શાસ્વતું પ્રાયેં જાણીએ ॥ જિરેજી ॥ જિરે મારે નાભી નરેસરનંદ ઋષભજિણંદ વખાંણિએ॥ જિરેજી ॥ જિરે મારે પૂર્વ નવાંણુવાર ॥ ગિરી દરિસણને આવિયાં ॥ જિરેજી ॥ જીરે મારે, આદ્ય આઠમથી જાંણ્ય, ફાગુણ શુદી મન ભાવીયા ॥ જી૦ ૧ ॥ જીરેમારે, રાયણ રુષભ મનોહાર, તે ચરણ પાવન કરી ॥ જિ૦ ॥ જીરેમારે વંદુ ત્રિણ કાલ, ભાવ ઘણો મનમાં ધરી ॥ જિ ॥ જિ ॥ ભરતેસર નીજનંદ, પુછે પ્રભુ બહુ માનથી ॥ જિ ॥ જિ ॥ તુમ સરિખા જગનાથ, પૂજ્ય કહો કુણ કામથી ॥ જી૦ ૨ ॥ જી ॥ કૃપાવંત ભગવંત, તીર્થમહિમા અતિદાખીઆ ॥ જિ ॥ જિ ॥ આઠ ઉપર સો નાંમ રસસ્વાદ કરી ચાખિયો ॥ જિ ॥ સાંભલી જિનવર વાણ, રુષભસેન પ્રમુખ વલી ॥ જિ ॥ જિ ॥ ચોરાસી ગણધાર, તિરથ થાપે મનરુલિ ॥ જિ ॥ જિ ॥ રુષભસેન પુંડરિક પુછે પ્રભુ ચરણે નમી ॥ જિ ॥ જિ ॥ કીહાં હોસે મુજે સિદ્ધ, ભાખ્યો પૂજ્ય કેવલગમી ॥ જિ ॥ જિ ॥ કહે કેવલિ જિનરાજ, નાંણ નિર્વાણ સાધસો ॥ જિ ॥ જિ ॥ એ

તીર્થ મહાભાગ્ય ગુણ અતિશય વાધસ્યો ॥ જી ૪ જિ ॥ પાંચકોડિ અણગાર ફાગુણ શુદિ પૂનમ ભલી ॥ જિ ॥ જિ ॥ કરિ સંલેખણ સાર, ચૈત્ર શુદિ પુનમ વલી ॥ જિ ॥ જિ ॥ પાંમી કેવલનાંણ, અજરામર સુખ પાંમીયા ॥ જિ ॥ જિ ॥ સાદિ અનંત નિવાસ, જનમજરા દુખ વાંમીઆ ॥ જી ૫ જિ ॥ દ્રાવીડને વારિષેણ, દશ કોડી મુનિ પરિવારસ્યું ॥ જિ ॥ જિ ॥ કાર્તિકપુનમ દિનસાર વંદુ ભલે ભાવશુંજી જિ ॥ જિ ॥ વિદ્યાધર મુની દોય નેમીવિનેમી વખાંણિએ ॥ જિ ॥ જિ ॥ બેકોડી મુનિ સંજુત્ત, અવ્યાબાધ સુખ પાંમિયા ॥ જી ॥ ૬ ॥ જિ ॥ સાગરચંદ મુનિરાય, ત્રણ કોડ પરિવારશું ॥ જિ ॥ જિ ॥ સોમજય અણગાર, તેર કોડ ભલે ભાવસ્યું ॥ જિ ॥ જિ ॥ દમીતારિની સહ્ર, ચઉદસહસસુ સિદ્ધ થયા ॥ જિ ॥ જિ ॥ બાહુબલી બલવંત, એક સહસ આઠસુ શિવ ગયા ॥ જી ॥ જિ ॥ પ્રતિ પાંડવ પાંચ કુમાર, વિશ કોડ પરિવારસુ ॥ જિ ॥ જિ ॥ ઈત્યાદિ અનેક, કાંકરે કાંકરે સીદ્ધ થયા ॥ જિ ॥ જિ ॥ એ તીરથને આધાર, કર્મ ખપાવી મોક્ષે ગયા ॥ જિ ॥ જિ ॥ જિન ઉત્તમ મહારાજ, પાદ પદ્મ તસે નાંમીએ ॥ જિ ॥ જિ ॥ રૂપવિજય કવિરાય શિવસુખ લક્ષ્મી પાંમીએ ॥ જી ॥ ૯ ॥

## इतिश्री सिद्धाचलजीनुं स्तवन संपूर्णम् ॥

---

### ॥ अतित चोवोसी गीत ॥ राग प्रभात ॥

અતીત ચોવીસી વંદીએ, આતમ શુભ ભાવે, અરિહંત નામના જાપથી, મંગલમાલા પાવે ॥ ૧ ॥ અતીત ચોવીસી વંદીએ કેવલજ્ઞાની[૧] પહેલા નમું, નિર્વાણી[૨] સાગર[૩], મહાજસ[૪] વિમલ[૫]

તે પાંચમા, સર્વાનુભૂતિશ્વર[6] ॥ અ૦ ૨ ॥ શ્રીધર[7] દત્ત[8] દામોદર[9] નમો, સુતેજ[10] શ્રીસ્વામી,[11] મુનિસુવ્રત[12] જિન બારમા, સુમતિ[13] શિવગતિ[14] નામ ॥ અ૦ ૩ ॥ અસ્તાઘ[15] નમીશ્વર[16] સોળમા, અનિલ[17] યશોધર[18] દેવ, કૃતાર્થ[19] જિનેશ્વર[20] શુદ્ધમતિ,[21] શિવંકર[22] કરો સેવા ॥ અ૦ ૪ ॥ સ્યંદન[23] સંમતિ[24] ચોવીસમા, પ્રહ ઉઠી ગાઉ, ઋદ્ધિ કીર્ત્તિ પ્રભુ ધ્યાનથી, અમૃત પદ પાઉ ॥ અ૦ ૫ ॥

---

# अथ मौन एकादशीनुं चैत्यवंदन.

વિશ્વનાયક મુક્તિદાયક નમિ નેમિ નિરંજનં હર્ષધરી હરી પૂછે પ્રભુને ભાખો આતિમહિતકરં ॥ કુણ દિવસ એવો વરસ માંહે અલ્પ સુકૃત બહુફલે, કહે નેઉ જિનનાં હુઆં કલ્યાણક મૌન અગ્યારસી સુખકરં ॥ ૧ ॥ કેવલિ મહાજસ સર્વાનુભૂતિ શ્રીધરનાથએ, નમિ મલ્લી શ્રી અરનાથ સ્વામી સાચો શિવપુર સાથએ ॥ શ્રી સ્વયંપ્રભ દેવશ્રુત અરહંત ઉદયનાથ જિનેશ્વરં, કહે નેઉ જિનનાં હુવા કલ્યાણક મૌનઅગ્યારસી સુખકરં ॥ ૨ ॥ અકલંક કર્મ કલંક ટાલે, શુભંકર શમરૂ સદા; સપ્તનાથ બ્રહ્મેંદ્ર જિનવર શ્રી ગુણનાથ નમુ મુદા ॥ ગાંગિકનાથ શ્રી સાંપ્રતિ મુનિનાથ વિશિષ્ટ અતિવરં ॥ કહે૦ ॥ ૩ ॥ શ્રીમૃદુ જિનજી જગતવેત્તા વ્યક્ત અરિહા વંદીએ, શ્રી કલાસત આરણ ધ્યાતા સહજ કર્મ નિકંદીએ ॥ જોગ અજોગશ્રી પરમપ્રભુજી સુદ્ધાર્ત્તિની કેસરં ॥ કહે ॥ ૪ ॥ શ્રી સર્વાર્થ સકલ જ્ઞાયક હરિભદ્ર અરિહંતએ, મગધાધિપ જિનેંદ્ર વંદો શ્રીપ્રયચ્છ ગુણવંતએ ॥ અક્ષોભ મલ્લસિંહનાથ દિનરુક ધનંદ

પોષદ જયકરં ॥ કહે૦ ॥ ૫ ॥ શ્રીપલંબ ચારિત્રનિધિ જિન પ્રચમરાજિત ધ્યાઇએ, સ્વામીશ્રી વિપરીતદેવ અહોનીસ પ્રસાદ પ્રેમે ગાઇએ ॥ અઘટિતજ્ઞાની બ્રહ્મેંદ્ર પ્રભુ ઋષભચંદ્રજી અઘહરં ॥કહે૦ ॥ ૬ ॥ દયાંત દાતા જગત કેરો અભિનંદન રત્નેશએ, સામકોષ્ટ મરુદેવ નાયક અતિપાર્શ્વ વિશેષએ ॥ નમો નંદિષેણ વ્રતધર શ્રી નિર્વાણી દુઃખહરં ॥ કહે૦ ॥ ૭ ॥ સૌંદર્યજ્ઞાની ત્રિવિક્રમ જિન નારસિંહ નમો તુમે, ખેમંત સંતોષિત અરીહા કામનાથથી દુઃખ સમે ॥ મુનિનાથને શ્રીચંદ્રદાહએ દિલાદિત ઉદયકરં ॥ કહે૦ ॥ ૮ ॥ શ્રીઅષ્ટાહિક વાણિગ વંદો ઉદયજ્ઞાન આરાધિયે, તમોકંદને સાયકાક્ષ સ્વામીખેમંત શિવસુખ સાધિયે ॥ નિર્વાણીને રવિરાજ સાહિબ પ્રથમ નાથ પરમેશ્વરં ॥ કહે૦ ॥ ૯ ॥ શ્રી પરૂરવાસ અવબોધ જગગુરૂ વિક્રમેંદ્ર વખાણીએ, શ્રીસુસાંતિ હરિનંદિકેશને મહામૃગેંદ્ર મન આણીએ ॥ અશોકચિત્ત ચિત્તમાં વસે અહનીશ ધર્મેંદ્ર જગજસ કરં ॥ કહે૦ ॥ ૧૦ ॥ અશ્વત્રંદ કુટિલક વર્દ્ધમાન નંદિકેશના ગુણઘણા શ્રીધર્મચંદ્ર વિવેક જગપતિ કલાપક સોહામણા ॥ વિસોમ સૌમ્યાકૃતિ જેની આરણઅંગિ સુખકરં ॥ કહે૦ ॥ ૧૧ ॥ ત્રીસ ચોવીસી દશે ખેત્રે કાલત્રિક જિન લીજીએ, પંચકલ્યાણક ત્રીસ જિનનાં ઇમ દોઢસો ગુણીજીએ ॥ જિનભક્તિ કરતાં ધ્યાન ધરતાં કોટિ તપ ફલ હોઇનરં ॥ કહે૦ ॥ ૧૨ ॥ પોષધને ઉપવાસ કરીને આરાધે એકાદશી નરભવ તેહનો સફલ થયે પરમાનંદ પદ દેહશી ॥ ગુરૂ રૂપકીર્ત્તિ હૃદય ધરીને માણેક મુનિ વંદો સુખકરં ॥ કહે૦ ॥ ૧૩ ॥ ઇતિ મૌન એકાદશી ચૈત્યવંદન સંપૂર્ણમ ॥

# अथ दोढसो कल्याणकनुं चैत्यवंदन.

શાસન નાયક જગ•જયો, વર્દ્ધમાન જગદીશ ॥ આતમ હિ-
તને કારણે, પ્રણમુ પરમ મુનીશ ॥ ૧ ॥ ખટ પરવિ જેણે વર્ણવી
તેહમા અધિકી જેહ ॥ એકાદશી સમ કો નહીં, આરાધો ગુણ
ગેહ ॥ ૨ ॥ માગસર શુદી એકાદશી, આરાધો શિવવાસ ॥ ક-
લ્યાણક નેઉ જિન તણા, એકસોને પચાસ ॥ ૩ ॥ મહાયશ સર્વા-
નુભુતિ શ્રીધર, નમિમલ્લિ અરનાથ ॥ સ્વયંપ્રભ દેવશ્રુત ઉદય,
મલિયા શિવપુર સાથ ॥ ૪ ॥ અકલંક શુભંકર સપ્ત નાથ, બ્ર-
હ્મદ્ર ગુણ ગાંગીક ॥ સાંપ્રતિ મુનિ વિશિષ્ટ જિન, પામ્યા પુન્યની-
રેક ॥ ૫ ॥ સુમૃદુ વ્યક્ત કલાસત, અરણ યોગ અયોગ ॥ પરમ
સુધારતિ નિકસતેમ, પામ્યા શિવ સંયોગ ॥ ૬ ॥ સર્વાર્થ હરિભદ્ર
મગધાધિપ, પ્રયચ્છ અક્ષોભમલયસિંહ ॥ દિનરૂક ધનદ પૌષધ તથા,
જપતાં, સફલિ જિંહ ॥ ૭ ॥ પ્રલંબ ચારિત્ર નિધિ પ્રશમ રા-
જિત, સ્વામી વિપરિત પ્રસાદ ॥ અઘટિત ભ્રમણેંદ્ર ઋષભચંદ્ર,
સમયા શિવ અશ્વાદ ॥ ૮ ॥ દયાંત અભિનંદન રત્નેશ તે, સામ-
કોષ્ટ મરુદેવ અતિપાર્શ્વ ॥ નંદિષેણ વ્રતધર નિર્વાણ તથા, થાયે
શિવ સુખ આસ ॥ ૯ ॥ સૌંદર્ય ત્રિવિક્રમ નરસિંહ, ક્ષેમંત સં-
તોષિત કામનાથ ॥ મુનિ નાથચંદ્ર દાહદિલાદિત્ય, મળીયો શિવપુર
શાથ ॥ ૧૦ ॥ અષ્ટાહ્નિક વર્ણિક ઉદયજ્ઞાત, તમોકંદ સાયકાંક્ષ ખે-
મંત ॥ નિર્વાણિક રવિ રાજ પ્રથમ નમતાં દુઃખનો અંત ॥૧૧॥
પુરૂરવાસ અવબોધ વિક્રમેંદ્ર, સુશાંતિ હરદેવ નંદિકેશ ॥ મહામૃ-
ગેંદ્ર અશોચિત ધર્મેંદ્ર. સંભારો નામ નિવેશ ॥ ૧૨ ॥ અશ્વવૃંદ
કુટિલિક વર્દ્ધમાન નંદિકેશ ધર્મચંદ્ર વિવેક ॥ કલાપક વિસોમ
અરણનાથ, સમર્યા ગુણ અનેક ॥ ૧૩ ॥ ત્રણ પદે ત્રણ ચોવીશીયો,

પદે પદે કોઢ જાણ ॥ ચોથા પદમાં ભાવના, આરાધો ગુણ ખાણ ॥ ૧૪ ॥ દોઢસો કલ્યાણક તણો, ગુણણો એ મનોહાર ॥ ચિત્ત-આણીને આદરો, જિમ પામો ભવપાર ॥ ૧૫ ॥ જિનવર ગુણ-માલા, પુન્યની એ પ્રનાલા ॥ જે શિવ સુખ રસાલા, પામીયે સુવિશાલા ॥ જિમ ઉત્તમ શ્રુણીજે, પાદ તેહના નમીજે ॥ જિન-રૂપ સમરીજે શિવ લક્ષ્મી વરીજે ॥ ૧૬ ॥ ઇતિ દોઢસો કલ્યાણ-કનું ચૈત્યવંદન સંપૂર્ણમ્ ॥



## नेमनाथनुं चैत्यवंदन.

નેમી જિનેસર ગુણ નીલો, બ્રહ્મચારી સિરદાર ॥ સહસ પુરૂષશું આદરી, દીક્ષા જિનવર સાર ॥ ૧ ॥ પંચાવનમેં દિન લહ્યા નિરૂપમ કેવલનાણ ॥ ભવિક જીવ પડિબોધવા, વિચરે મહિ-યલ જાણ ॥ ૨ ॥ વિહાર કરંતા આવિયાએ, બાવીસમા જિન-રાય ॥ દ્વારિકા નયરી સમોસર્યા, સમવસરણ તિહાં થાય ॥ ૩ ॥ બાર પરખદા તિહાં મલી, ભાખે જિનવર ધર્મ ॥ સર્વ પર્વ તિથિ સાચવો, જિમ પામો શિવ શર્મ ॥ ૪ ॥ તવ પૂછે હરિ નેમને, ભાંખો દિન મુજ એક ॥ થોડો ધર્મ કર્યા થકી, શુભ ફલ પામો અનેક ॥ ૫ ॥ નેમ કહે કેશવ સુણો, વરસ દિવસમાં જોય ॥ માગશર સુદી એકાદશી, એ સમો અવર ન કોય ॥ ૬ ॥ ઇણ દિન કલ્યાણક થયાં, નેઉ જિનના સાર ॥ એ તિથિ વિધિ આરા-ધતાં સુવૃત થયા ભવપાર ॥ ૭ ॥ તે માટે મોટી તિથિ, આરાધો મન શુદ્ધ ॥ અહો રત્તો પોસહ કરો, મન ધરી આતમ બુદ્ધ ॥ ૮ ॥ દોઢસો કલ્યાણક તણું એ, ગણણું ગણો મન રંગ ॥ મૌ:

ધરીયે આરાધીયે, જિમ પામો સુખસંગ ॥ ૯ ॥ ઉજમણું પણ કીજીએ, ચિત્ત ધરી ઉલ્લાશ ॥ પૂઠાંને વીંટાંગણુ ઈત્યાદિક કરો ખાસ ॥ એમ એકાદશી ભાવશું, આરાધે નર રાય ॥ ક્ષાયિક સમકિતનો ધણી, જિન વંદી ઘેર જાય ॥ ૧૦ ॥ એકાદશી ભવિયણ ધરો, ઉજ્વલ ગુણ જિમ થાય ॥ ક્ષમાવિજય જસ ધ્યાનથી, શુભ સુરપતિ ગુણ ગાય ॥ ૧૧ ॥



## आठमनुं चैत्यवंदन.

ચૈત્ર વદિ આઠમ દિને, મરૂદેવી જાયો ॥ આઠ જાતિ દિગ કુમરીયે આઠ દિશ ગાયો ॥ ૧ ॥ આઠ ઈંદ્રાણી નાસ્થયું, સુરપતિ લ્યાવે ॥ સુરગિરિ ઉપર સુરવરા, સર્વે મલી આવે ॥ ૨ ॥ આઠજાતિ કલશા કરી, ચોસઠ હજાર ॥ દોયસેને પચાસ માન, અભિષેક ઉદાર ॥ ૩ ॥ એક ક્રોડને સાઠ લાખ, ઉંચા તીસ કોશ ॥ પહુલ પણે અડયાલ કોશ, કલશા જલ કોસ ॥ ૪ ॥ ચાર વૃષભ અડશૃંગ રંગ આઠ જલ ધારે ॥ નવરાવે જિનરાજને, સુર પાપ પખાલે ॥ ૫ ॥ ક્ષુધાદિક અડદોષ શોષ, કરિ અડગુણ પોખે ॥ ટાલિ આઠ પ્રમાદ આઠ, મંગલ આલેખે ॥ ૬ ॥ કોડ આઠ ચોગુણી, કંચન વરસાવે ॥ પ્રભુ સોંપી નિજ માતને, નંદીશ્વર જાવે ॥ ૭ ॥ અઠ્ઠાઈ મહોચ્છવ કરીએ, ઠવણાજિન ઉદ્દેશ ॥ આઠ પ્રકારે પૂજિએ આઠમ દિન સુવિશેશ ॥ ૮ ॥ ઋષભ અજિત સુમતિ નમી, મુનિસુવ્રત જન્મ ॥ અભિનંદનને નેમ પાસ પામ્યા શિવ શર્મ ॥૯॥ સંભવ દેવ સુપાસ દોય, સુરભવથી ચવિયા ॥ સેના પુહવી માત જાઈ, ઉયરે અવતરીયા ॥ ૧૦ ॥ વરસ વરસ ઈમ ઘોષણાએ, સ-

ષભ લીયે ચારિત્ર ॥ આઠમ દિન ઇગ્યાર ઈમ કલ્યાણક સુપવિત્ર ॥ ૧૧ ॥ દંસણ નાણ ચારિત્રના, આઠે આચાર ॥ પાલે ગાલે પાપને, આઠે અતિચાર ॥ ૧૨ ॥ અણિમાદિક અડ ઋદ્ધિ સિદ્ધિ, ક્ષણમાંહે પામે ॥ આઠે કરમ હણી થયા ॥ અડગુણ અભિરામ ॥ ૧૩ ॥ આઠમ દિન ઉજ્વલ મનેએ, સમરો દશ અરિહંત ॥ ક્ષમાવિજય જિન નામથી, પ્રગટે જ્ઞાન અનંત ॥ ૧૪ ॥ બીજુ ચૈત્યવંદન મંત્રાદિક અડ અષ્ટ બોધ, પામી અડબુદ્ધ, ખેદાદિક અડ દોષ છેદ પડિકમણે શુદ્ધ ॥ ૧૫ ॥ અદ્વેષાદિક આઠ ગુણ ધરે, અડ મદ તજિએ ॥ યમ નિયમાદિક આઠ જોગ; ગુણ સંપદ ભજીએ ॥ ૧૬ ॥ આઠમ દિન આરાધિયે, ધાતકી પુષ્કર અર્દ્ધ ॥ ક્ષમાવિજય જિન વિચરતા, પ્રાતિહાર્ય સમૃદ્ધ ॥ ૧૭ ॥ ઇતિ આઠમનું ચૈત્યવંદન ॥



## सिद्ध भगवाननुं चैत्यवंदन.

જગત ભૂષણ વિગત દૂષણ, પ્રણવ પ્રાણ નિરૂપકં ॥ ધ્યાન રૂપ અનોપમ ઉપમ, નમો સિદ્ધ નિરંજનં ॥ ૧ ॥ ગગન મંડલ મુક્તિ પદમં, સર્વ ઉર્ધ્વ નિવાસનં ॥ જ્ઞાન જ્યોતિ અનંત રાજે ॥ નમો૦ ॥ ૨ ॥ અજ્ઞાન નિદ્રા વિગત વેદન, દલિત મોહ નિરાઉષં ॥ નામગોત્ર નિરંતરાય, ॥ નમો૦ ॥ ૩ ॥ વિકટ ક્રોધા માન યોધા, માયા લોભ વિસર્જનં ॥ રાગ દ્વેષ વિમર્દિત અંકુરે, ॥ નમો૦ ॥ ૪ ॥ વિમલ કેવલ જ્ઞાન લોચન, ધ્યાન શુકલ સમેરિતં ॥ યોગિનામિતિ ગમ્યરૂપં, ॥ નમો૦ ॥ ૫ ॥ યોગમુદ્રા સમ મુદ્રા, કરી પદ્માસનં ॥ યોગિનામિતિ ગમ્યરૂપં, ॥નમો૦

॥ ૬ ॥ જગત જનકે દાસ દાસી, તાસ આશ નિરાસનં ॥ ચેદ-બીનામિતિ ગમ્યરૂપં ॥ નમો૦ ॥ ૭ ॥ સમય સમકિત દષ્ટિ જનકી, સોય યોગી અયોગિકં ॥ દેખિતા મિલિન હોવે, ॥ નમો૦ ॥ ૮ ॥ સિદ્ધ તીર્થ અતીર્થ સિદ્ધા, ભેદ પંચ દશાદિકં ॥ સર્વ કર્મ વિમુક્તિ ચેતન, ॥ નમો૦ ॥ ૯ ॥ ચંદ્ર સૂર્ય દીપ મણીકી, જ્યોતિ તેને ઓલંગીકનં ॥ તજ્યો તિથી કોઈ અપર જ્યોતિ, ॥ નમો૦ ॥ ૧૦ ॥ એક માંહે અનેક રાજે, નેક માંહિ એકકં ॥ એક નેકકી નહિ સંખ્યા, ॥ નમો૦ ॥ ૧૧ ॥ અજર અમર અલખ અનંત, નિરાકાર નિરંજનં ॥ બ્રહ્મ જ્ઞાન અનંત દર્શન, ॥ નમો૦ ॥ ૧૨ ॥ અચલ સુખકી લેહેરમાં, પ્રભુ લીન રહે નિરંતરં ॥ ધર્મ ધ્યાનથી સિદ્ધ દર્શન, ॥ નમો૦ ॥ ૧૩ ॥ ધ્યાને ધૂપ મને પુષ્પર્શ પંચ ઈંદ્ર હુતાશનં ॥ ક્ષમા જાપ સંતોષ પૂજા, પૂજો દેવ નિરંજનં ॥ ૧૪ ॥ નમો સિદ્ધ નિરંજન ॥ ઇતિ ॥

---

## आवती चोवीसीनुं चैत्यवंदन.

શ્રી પદ્મનાભ પહેલા જિણંદ, શ્રેણીક નૃપજીવ ॥ સુરદેવ બીજા નમું, સુપાસ શ્રાવક જીવ ॥ ૧ ॥ શ્રી સુપાર્શ્વ ત્રીજાવળી, જીવકોણિક ઉદાયી ॥ સ્વયં પ્રભુ ચોથા જિણંદ, પોટિલ મનભાવિ ॥ ૨ ॥ સર્વાનુભૂતિ જિન પંચમાએ, દઢાયુ શ્રાવક જાણુ ॥ દેવસુત છઠ્ઠા જિણંદ, શ્રીકાર્તિક શેઠવખાણુ ॥ ૩ ॥ શ્રીઉદય જિન સાતમાએ, શંખશ્રાવક જીવ ॥ શ્રીપેઢાલ જિન આઠમા, અનંત મુનિ જીવ ॥ ૪ ॥ પોટિલ નવમા વંદિએએ, જીવ જે સુનંદ ॥ સતકીરતિ દશમા જિણંદ, સતક શ્રાવક આણંદ ॥ ૫ ॥ સુવ્રત જિન અગિયારમાએ, દેવકી રાણી જીવ ॥ શ્રીઅમમજિન બારમા

શ્રીકેશવગુણ ખાણુ ॥ ૬ ॥ નિષ્કષાય જિન તેરમાએ, સતકી વિ-
દ્યાધાર ॥ નિષ્પુલાયક જિન ચૌદમાં, બલભદ્ર સુહંકર ॥ ૭ ॥
નિર્મલ જિન પંદરમાએ, જીવસુલસા ભાવી ॥ ચિત્રગુપ્ત જિન
સોલમા, શ્રીરોહિણી મનભાવિ ॥ ૮ ॥ સમાધિ જિન સત્તરમા,
રેવતી શ્રાવિકા જાણુ ॥ શ્રીસંવર જિન અઢારમા, જીવ સત્તાની
વખાણુ ॥ ૯ ॥ શ્રી યશોધર ઓગણીસમા, જીવ કિશન દ્વીપાયણુ
વિજયનામ જિન વીસમા, જીવકરણુ સાહેણુ ॥ ૧૦ ॥ એકવીસમા
શ્રીમલ્લનામ, જીવ નારદનો કહિયે ॥ અંબડ શ્રાવક જીવ દેવ બા-
વીસમા લહીએ ॥ ૧૧ ॥ અનંતવીર્ય તેવીસમા, જીવ અમરનો
એહ ॥ ભદ્રકૃત જિન ચોવીસમા, સતિબુદ્ધિ ગુણગેહ ॥ ૧૨ ॥
એ ચોવીસે જિન હોશે, આવંતે કાલે ॥ ભાવ સહિત જે વાંદશે,
થઈ ઉજમાલે ॥ ૧૩ ॥ લંછન વર્ણ પ્રમાણુ આયુષ, ચઢતાં સવિ
નિરખો ॥ સાંપ્રત જિન ચોવીસએ, અંતર સવિ પરખો ॥ ૧૪ ॥
પંચકલ્યાણુક તેહુના, હોશે એહુજ દીસ ॥ ધીરવિમલ પંડિતતણો,
જ્ઞાનવિમલ સૂરિશ ॥ ૧૫ ॥

---

## श्री सिद्धचक्रजीनुं चैत्यवंदन.

જૈનેંદ્રમિંદ્રમહિતં ગતસર્વદોષં, જ્ઞાનાદ્યનંત ગુણરત્નવિશાલ-
કોષં ॥ કર્મક્ષયં શિવમયં પરિનિષ્ટિતાર્થં, સિદ્ધં ચ બુદ્ધમવિરુદ્ધ
મહું ચ વંદે ॥ ૧ ॥ ગચ્છાધિપં ગુણગણં ગણિનં સુસૌમ્યં ॥
વંદામિ વાચકવરં શ્રુતદાનદક્ષં ॥ ક્ષાંત્યાદિધર્મકલિતં મુનિમાલિકાં
ચ, નિર્વાણુ સાધનપરં નરલોકમધ્યં ॥ ૨ ॥ સદ્દર્શનં શમમયં
શ્રી જિનોક્તસત્યં તત્વપ્રકાશકુશલં સુખદં સુબોધં ॥ છિન્નાશ્રવં
સુમતિગુપ્તિમયં ચરિત્રં, કર્માષ્ટકાષ્ટદહનં સુતપં શ્રયામિ ॥ ૩ ॥

પાપોઘનાશનકરં વરમંગલં ચ, ત્રૈલોકયસારમુપકારપરં ગુરૂં ચ ॥ ભાવાતિશુદ્ધિવરકારણમુત્તમાનાં, શ્રીમોક્ષસૌખ્યકરણું હરણું ભવાનાં ॥ ૪ ॥ ભવ્યાબ્જબોધતરણિં ભવ સિંધુનાવં, ચિંતામણેઃ સુરતરો-રધિકં સુભાવં ॥ તત્ત્વત્રિપાદનવકં નવકારરૂપં, શ્રીસિદ્ધચક્રસુખદં પ્રણુમામિ નિત્યં ॥ ૫ ॥

---

# શ્રી પાર્શ્વનાથનું ચૈત્યવંદન.

સ્તુવે પાર્શ્વં જિનાધીશં-પાર્શ્વશ્રોભસુસેવિતં ॥ પ્રણુતાનલ્પ સંકલ્પ, દાનકલ્પદ્રુમોપમં ॥ ૧ ॥ પુજીત્વજનઃ પૂજ્ય સ્થાનં, સર્વ જગતામપિ ॥ હિલીતત્વાંતુ નૈવેતિ, દુઃખોચ્છેદઃ કદાચન ॥ ૨ ॥ નાથીકૃત્ય ત્વયા દેવ, ભવારિજીયતેક્ષણુા ॥ હર્ષાધ્વિક્ષતિ તુભ્યં ચ, સ્પૃહયેનમુક્તિ કામિની ॥ ૩ ॥ ન તત્ પુરૂષાદ્દોષો, રોષાદાયાંતિ દૂરતઃ ॥ સમ્યકધ્યાત તવસ્વામિન્, સિધ્યન્તિ ચ મ-નોરથાઃ ॥ ૪ ॥ સ્તુતત્વૈન રેનાથ, વિલસંત્યાખિલાઃ કલાઃ ॥ ઉપમાનોપમેયત્વં, ચિરં જિયા જિજનેશ્વરં ॥ ૫ ॥ યુષ્મદ્ પદાનિ પદ ગૌરવસુપ્રયોગૈઃ, સ્તુત્વેતિ પાર્શ્વજિન સદ્ગુણુભાજનત્વાત્ એકં પ્રભું ત્રિભુવનેઽપિ ભવે ભવે હં, યાચે શિવં પ્રતિભવ નતુ બોધિલાભં ॥ ૬ ॥ (સંપુર્ણમ)

ૐ ઘંટાકર્ણો મહાવીર । સર્વવ્યાધિ વિનાશક ॥
વિસ્ફોટક ભયપ્રાપ્ત । રક્ષ રક્ષ મહાબલ ॥ ૧ ॥
યત્ર ત્વં તિષ્ઠસે દેવ । લિખિતોક્ષરપંક્તિભિઃ ॥
રોગાસ્તત્ર પ્રણુશ્યન્તિ । વાતપિત્તકફોદ્ભવાઃ ॥ ૨ ॥
તત્ર રાજભયં નાસ્તિ । યાંતિ કર્ણેજ પાક્ષયં ॥
શાકિનીભૂતવૈતાલ । રાક્ષસા પ્રભવંતિ ન ॥ ૩ ॥

નાકાલે મરણં તસ્ય । ન ચ સર્પેણ દશ્યતે ॥
અગ્નિચોરભયં નાસ્તિ । ૐહ્રીં ઘંટાકર્ણો નમોઽસ્તુ તે
ઠઃ ઠઃ ઠઃ । સ્વાહાઃ ॥ ૪ ॥
ૐહ્રીંશ્રીંક્લીં વાગ્વાદિનિ સરસ્વતિ મમ,
જિહ્વાગ્રે વાસં કુરૂ કુરૂ સ્વાહાઃ ॥
॥ દીન ૨૯ ॥ વાર ૧૦૮ જપવો એટલે વિદ્યા આવડે.

---

# श्रीसिद्धचक्रजीनुं स्तवन.

॥ વીર જીનેશ્વર સાહેબ મોરા ॥ એ દેશી ॥

સકલ કુશલ કમલાનું મંદિર, સુંદર મહીમારે જાસ ॥ નવપદમાં નવ નિધિના દાતા, સિદ્ધ અનેકમાં વાસરે ॥ ભવિકા સિદ્ધ ચક્ર સુખકારી ॥ તુમે આરાધો નરનારીરે ભવિકા૦ ॥ પ્રથમ પદે અરિહંત આરાધો, સ્ફટીક રત્ન સમ વાન ॥ પદ્મ એક મણિની પરે રાતા, બીજે સિદ્ધનું ધ્યાનરે ॥ ભવિકા૦ ॥ ૨ ॥ ત્રીજે આચારજ અનુસરીએ, કંચન કાંતિ અનોપ ॥ પદ ચોથે ઉવઝાયને પ્રણમો, ઈંદ્ર નિયલ સર વાનરે ॥ ભવિકા૦ ॥ ૩ ॥ સર્વ સાધુ પદ પંચમે પ્રણમો, શ્યામ વરણ સુખકાર ॥ છઠ્ઠે દરિસણ જ્ઞાન સાતમે, આઠમે ચારિત્ર સારરે ॥ ભવિક૦ ॥ ૪ ॥ તપનું આરાધન પદ નવમે, ચારએ ઉજ્વલ વરણા ॥ ઈહિ લોગોતમે એહીજ મંગલ, કરવા એહનું શરણુરે ॥ ભવિકા૦ ॥૫॥ આસો ચૈત્રી અઠ્ઠાઈમાંહી, નવ આંબિલ નવ ઓળી ॥ સિદ્ધચક્રજીની પૂજા કરતાં ॥ દુઃખ સવિ નાખો ઢાળીરે ॥ ભવિક૦ ॥ ૬ ॥ સિદ્ધચક્ર પૂજાથી સઘળી, સંપદા નિજ ઘેર આવે ॥ દુષ્ટ કુષ્ટ પ્રમુખ જે રોગા, તે

પણ દુરે જાયરે ॥ ભવિકા૦ ॥ ૭ ॥ પૃથ્વી નિરૂપમ નયરી ઉ-જ્જેણુ, હોય પુત્રી તસ સારી ॥ સુરસુંદરી મિથ્યાત્વિને પેખી, મયણા જિન મત ધારીરે ॥ ભવિક૦ ॥ ૮ ॥ સુરસુંદરી કહે સવિ સુખ અમને, છે નિજ તાત પસાય ॥ મયણા કહે એ ફોગટ કુસુ-મત, સુખ દુઃખ કર્મ પસાયરે ॥ ભવિકા૦ ॥ ૯ ॥ તવ વચન નૃપ કોપ્યો એહ, આવ્યો ઉંબર ઇણુ સમે ॥ સાતસેં કોઢિનો તે અધિપતિ, તેણે માગી કન્યાયરે ॥ ભવિકા૦ ॥ ૧૦ ॥ નૃપ કહે મેણા તુમ કર્મે, આણ્યો એ વર રસાલ ॥ તવ મયણા મન ધીરજ ધરીને કંઠે ઠાવે વરમાલરે ॥ ભવિકા૦ ॥ ૧૧ ॥ શુભવેલા પરણી દોય પહોંચ્યા. શ્રીજિનવર પ્રાસાદ ॥ ઋષભદેવ પૂજા ગુરૂ-પાસે, આવ્યા ધરિ ઉલ્લાસરે ॥ ભવિકા૦ ॥ ૧૨ ॥ પ્રણમી મયણા કહે ગુરૂને, હવે ભાંખો કોઈ ઉપાય ॥ જેહથી તુમ શ્રાવકની કાયા સર્વનીરોગી થાયરે ॥ ભવિકા૦ ॥ ૧૩ ॥ ગુરૂ કહે અમને મંત્ર જંત્રાદિક, કહેવા નહિ આચાર ॥ યોગ્ય પણું જાણી અમે કહેશું, કરવાને ઉપગારરે ॥ ભવિકા૦ ॥ ૧૪ ॥ નવ દીન નવ આંબિલ તપ કરીને, સિદ્ધચક્ર નિત્ય પૂજો ॥ ન્હવણ તણુ જલ છાંટો અંગે, રોગ સકલ તીહાં ધ્રુજેરે ॥ ભવિકા૦ ॥ ૧૫ ॥ ગુરૂ વચન આં-બિલ તપ કરીને, સિદ્ધચક્ર આરાધ્યો ॥ ઉંબર કોઢ ગયો તસ દૂરે રૂપ અનુપમ વાધ્યોરે ॥ ભવિકા૦ ॥ ૧૬ ॥ શ્રી શ્રીપાલ નરેંદ્ર થયો જે, પરણ્યો બહુ કન્યાય ॥ પ્રજાપાલ પણ થયો શ્રા-વક, શ્રી જિનધર્મ પસાયરે ॥ ભવિકા૦ ॥ ૧૭ ॥ અનુક્રમે ચંપા રાજ્ય લઇને, પાલે અખંડિત આણ ॥ જગમાંહે જસવાદ થયો બહુ, નિત્ય નિત્ય રંગ મંડાણરે ॥ ભવિકા૦ ॥ ૧૮ ॥ મહામંત્ર પરમેષ્ટી તણોએ, ભવદુખ નાસે સવિલંત ॥ સકલ સિદ્ધિ વશ કરવાને, એહ અનોપમ યંત્રરે ॥ ભવિકા૦ ॥ ૧૯ ॥ એહનો મ-

મહિમા કેવલી જાણે, કિમ છદ્મસ્થ પ્રકાશે ॥ તે માટે એ સકલ ધર્મથી, સારો ભાસે જિન ધર્મરે ॥ ભવિકા૦ ॥ ૨૦ ॥ તે માટે ભવિયણ તુમે ભાવો, સિદ્ધચક્ર કરો સેવા ॥ આ ભવ પરભવ બહુ સુખ સંપદા, જિમ લહિયે શિવ મેવા ॥ ભવિકા૦ ॥ ૨૧ ॥ સુરત બંદર રહી ચોમાસું, સ્તવન રચ્યું એવારી ॥ સતરસેં બાસઠ વરસેં, સંઘ સકલ હિત કારીરે ॥ ભવિકા૦ ॥ ૨૨ ॥ સિદ્ધચક્રનો મહિમા સુણતાં, હોવે સુખ વિસ્તાર ॥ શ્રી વિજયસેનસૂરિશ્વર વિનવે, દાન વિજય જય કારીરે ॥ ભવિકા૦ ॥ ૨૩ ॥

---

## श्री अष्टापदजीनुं स्तवन ॥

॥ નીંદરડી વેરણ હુઈ રહી ॥ એ દેશી ॥

શ્રી અષ્ટાપદ ઉપરે, જાણી અવસર હો આવ્યા આદિનાથકે ॥ ભાવે ચોસઠ ઈંદ્રશું, સમવસરણ હો મલ્યા મોટા સાથકે ॥ શ્રી૦ ॥ ૧ ॥ વિનીતાપુરીથી આવિયો, બહુ સાથે હો વલી. ભરત ભૂપાલ કે ॥ વાંદી હીયડા હેજસું, તાત મુરતીહો નિકે નયણે નિહાલકે ॥ શ્રી૦ ॥ ૨ ॥ લઈ લાખીણા ભામણા, કહે વયણા હો મોરા નયણા ધન્નકે ॥ વિણ સાંકલ વિણ દોરડે, બાંધી લીધું હો વાહાલા તેં મન્નકે ॥ શ્રી૦ ॥ ૩ ॥ લઘુ ભાઈએ લાડકા, તે તો તાતજી હો રાખ્યા હીયડા હજુરકે ॥ દેશના સુણી વાંદી વદે, ધન્ય જીવડા હો જે તર્યા ભવપુરકે ॥ શ્રી૦ ॥ ૪ ॥ પૂછે પ્રેમે પુરીયો, આ ભરતે હો આગલ જગદીશકે ॥ તીર્થંકર કેતા હોશે, ભણે ઋષભજી હો અમ પછી ત્રેવીસકે ॥ શ્રી૦ ॥ ૫ ॥ માઘની સાંભળી તેરસ, પ્રભુ પામ્યા હો પદ પરમાનંદકે ॥ જાણી ભરતેશ્વર ભણે, સસનેહા હો નાભિરાયાના નંદકે ॥ શ્રી૦ ॥ ૬ ॥ મનમોહન દીન

એટલાં મુજ સાથે હો રૂષણા નવિલીધકે ॥ હેજ હિયાનો પર હરી આજ ઉંડી હો અબોલડા લીધકે ॥ શ્રી૦ ॥ ૭ ॥ વિણુ વાંકે કાંઈ વિસારિયા, તેં તોડયા હો પ્રભુ પ્રેમના ત્રાગકે ॥ ઇંદ્રે ભરતને બુઝવ્યા, દોસ મ દીયો હો એ જિન વીતરાગકે ॥ શ્રી૦ ॥ ૮ ॥ શોક મુકી ભરતેસરૂ, વારધિકને હો વલી દીધ આદેશકે ॥ શુભ કરો જિન થાનકે, સંસકાર્યા હો તાતજી રીસહેસકે ॥ શ્રી૦ ॥ ૯ ॥ વલી બંધવ બીજા સાધુના, તીહાં કીધાહો ત્રણ શુભ અનુપકે ॥ ઉંચો સ્ફટિકનો કુટડો, દેખી ડુંગરહો હરખ્યા ભણે ભૂપકે ॥ શ્રી૦ ॥ ૧૦ ॥ રતન કનક શુભ ઢુંકડો, કરો કંચન હો પ્રસાદ ઉત્તંગકે ॥ ચોવારો ચુંપે કરી, એક જોયણુ હો માન મનરંગકે ॥ શ્રી૦ ॥ ૧૧ ॥ સિંહ નિષિદ્યા નામનો, ચોરાસી હો મંડપ પ્રસાદકે ॥ ત્રણ કોશ ઉંચો કનકનો, ધ્વજ કલશે હો કરે મેરૂસું વાદકે ॥ શ્રી૦ ॥ ૧૨ ॥ વાન પ્રમાણે લંછને, જિન સરખી હો તીહાં પ્રતિમા કીધકે ॥ દોયચાર આઠ દસ ભણી, ઋષભાદિક હો પૂખે પરસિદ્ધકે ॥ શ્રી૦ ॥ ૧૩ ॥ કંચન મણી કમલે ઠવિ, પ્રતિમાની હો આણી નાસિકા જોડકે ॥ દેવ વંદે રંગ મંડપે, નીલાં તોરણુ હો કરી કોરણી કોડકે ॥ શ્રી૦ ॥ ૧૪ ॥ બંધવ બેન માતા તણી, મોટી મુરતી હો મણી રતને ભરાયકે ॥ મરૂદેવા મયગલ ચઢી, સેવા કરતી હો નિજ મુરતીની પાયકે ॥શ્રી૦ ॥ ૧૫ ॥ પાડિહારજ છત્ર ચામરા. જક્ષાદિક હો કીધા અનિમેષકે ॥ ગોમુખ ચતુર ચકેસરી, ગઢવાડી હો કુંડ વાવ્ય વિશેષ કે ॥ શ્રી૦ ॥ ૧૬ ॥ પ્રતિષ્ઠા પ્રતિમા તણી, કરાવે હો રાજા મુનિવર હાથકે ॥ પૂજા સ્નાત્ર પ્રભાવના, સંગ ભક્તિ હો ખરચી ખરી આથકે ॥ શ્રી૦ ॥ ૧૭ ॥ પડતે આરે પાપીયા, મત પાડો હો કોઈ વીરૂઈ વાંટકે ॥ એક એક જોયણુ આંતરે, ઈમ ચિંતવી હો

કરે પાવડિયાં આઠકે ॥ શ્રી० ॥ ૧૮ ॥ દેવ પ્રભાવે એ દેહરાં, રહેશે અવિચલ હો છઠ્ઠા આરાની સીમકે ॥ વાંદે આપ લબ્ધિને તરે, નર તેણે ભવડો, ભવસાગર ખીમકે ॥ શ્રી० ॥ ૧૯ ॥ કૈલાસગિરિના, રાજીઆ દીઓ દરીસણ હો કાંઈ મ કરો ઢીલકે ॥ અરથી હોયે ઉતાવલા, મતરાખોહો અમશું અડખીલકે ॥ શ્રી० ॥ ૨૦ ॥ મન માન્યાને મેલવે, આવા સ્થાને હો કોઈ ન મલે મિત્રકે, અંતરજામી મીલ્યા પછી. કિમ ચાલે હો રંગ લાગ્યો મજીઠકે ॥ શ્રી० ॥ ૨૧ ॥ ઋષભજી સિદ્ધિ વધુ વર્યા, ચાંદલિયા હો તે દેઉલ દેખાડકે ॥ ભલે ભાવે વાંદિ કરી, માગું મુક્તિના હો મુજ બાર ઉઘાડકે ॥ શ્રી० ॥ ૨૨ ॥ અષ્ટાપદની જાતરા, ફલ પામેહો ભાવે ભણે ભાસકે ॥ શ્રીભાવવિજય ઉવઝાયનો, ભાણ ભાખે હો ફૂલે સઘલી આશકે ॥ શ્રી० ॥ ૨૩ ॥

---

## दस पच्चक्खाणनुं स्तवन.

॥ દુહા ॥ સિદ્ધારથ નંદન નમું, મહાવીર ભગવંત ॥ ત્રિગડે બેઠા જિનવરૂ, પરખદાબાર મિલંત ॥ ૧ ॥ ગણધર ગૌતમ તિણે સમે, પુછે શ્રી જિનરાય ॥ દસ પચખાણ કીસાં કહ્યાં, કીહાં કવણ ફલ થાય ॥ ૨ ॥

॥ ઢાલ ॥ ૧ ॥ સીમંધરકર ॥ શ્રી જિનવર ઈમ ઉપદીશે સાંભલ ગૌતમ સ્વામ ॥ દશ પચખાણ કીધાં થકાં, લહીયે અવિચલ ઠામ ॥ ૧ ॥ શ્રી ॥ [1]નવકારશી [2]બીજી પોરિસી [3]સાઢપોરિશી, [4]પુરિમઢ્ઢ ॥ [5]એકાસણ [6]નિવિકહી, [7]એકલઠાણું, [8]દિવઢ્ઢ ॥ શ્રી० ॥ ૨ ॥ દત્તિ [9]આંબેલ [10]ઉપવાસ સહિ, એહજ દશ

પચખાણુ ॥ એહના ફલ સૂણો ગૌતમા, જુજુંઆં કરૂં વખાણુ ॥ શ્રી ॥ ૩ ॥ રત્નપ્રભા શર્કરાપ્રભા, વાલુપ્રભા ત્રીજીય જાણુ ॥ પંકપ્રભા ધુમપ્રભા તમપ્રભા, તમતમા ઠામ ॥ શ્રી ॥ ૪ ॥ નરક સાતે રહિસહી કરમ કઠન કરે જોર ॥ જીવ કરમ વશ કરે જૂદા, ઉપજે તિણુહીજ ઠોર ॥ શ્રી ॥ ૫ ॥ છેદન ભેદન તાડના, ભુખ તૃષા વલી ત્રાસ ॥ રોમ રોમ પીડા કરે, પરમાધામીનો ત્રાસ ॥ શ્રી ॥ ૬ ॥ રાત દિવસ ક્ષેત્ર વેદના, તિલ ભર નહીં તિહાં સુખ ॥ કિધાં કરમ તિહાં ભોગવે, પામે જીવ બહુ દુખ ॥ શ્રી ॥ ૭ ॥ એક દિનની નવકારસી, જે કરે ભાવ વિશુંદ્ધ ॥ સો વરસ નરકનો આઉખો, દૂરી કરે જ્ઞાની બુદ્ધ ॥ શ્રી ॥ ૮ ॥ નિત્ય કરે નવકારશી, તે નર નરકે નહી જાય ॥ ન રહે પાપ વગી પાછલા, નિર્મળ હોવેજી કાય ॥ શ્રી ॥ ૯ ॥

॥ ઢાલ ॥ ૨ ॥ વિમલાસર તિલો ॥ એ દેશી ॥

સુણુ ગૌતમ પોરિસી કિયા, મહામોટો ફલ હોય ॥ ભાવશું જે પોરિસી કરે, દુર્ગતિ છેદે સોય ॥ સુ૦ ॥ ૧ ॥ નરક માંહે જીવ નારકી, વરસ એક હઝાર ॥ કરમ ખપાવે નરકમાં, કરતાં બહુત પુકાર ॥ ૨ ॥ દુર્ગતિ માંહે નારકી, દશહજાર પરિમાણુ ॥ નરકનો આઉ ખિણુ એકમેં, સાઢ પોરસી કરેહાણુ ॥ ૩ ॥ પુરિમઢ કરતાં જીવડાં, નરકે તે નહીં જાય ॥ લાખ વરસ કરમના કટે, પુરિમઢ કરત ખપાય ॥ ૪ ॥ લાખ વરસ દસ નારકી, પામે દુઃખ અનંત ॥ એટલા કરમ એકાસણે, દુરિ કરે મન ખંત ॥૫॥ એક કોડિ વરસાં લગે, કરમ ખપાવે જીવ ॥ નિવિ કરતાં ભાવશું, દુર્ગતિ હણે સદીવ ॥ ૬ ॥ દસ કોડી જીવ નરકમેં, જીતરો કરે કર્મ દૂર ॥ તિતરો એકલ ઠાણાહિ, કરે સહી ચકચુર ॥ ૭ ॥

હત્તિ કરંતાં પ્રાણીયા, સો કોડે પરિમાણુ ।। ઈતરાં વરસ દુર્ગતિ તણાં, છેદે ચતુર સુજાણુ ।। ૮ ।। આંબિલનો ફલ બહુ કહ્યો, કોડી દસ હજાર ।। કરમ ખપાવે ઈણિ પરે, ભાવે આંબિલ અધિકાર ।। ૯ ।। કોડી હજાર દસ વરસ સહી, દુખ સહે નરક મઝાર ।। ઉપવાસ કરે એક ભાવસું, પામે મુક્તિ દુવાર ।। ૧૦ ।।

।। ઢાલ ।। ૩ ।। કેઇક વર માગે સિતા ભણી ।। એ દેશી ।।

લાખ કોડી વરસાં લગે, નરકે કરતા બહુ રીવરે ।। છટ્ઠનું તપ કરતાં થકાં, નરક નિવારે જીવરે ।। ૧ ।। સુંણુ ગૌતમ ગણુધર સહી ।।૧।। નરક વિષે દશ કોડી લાખહી, જીવ લહે તિહાં અતિ દુખરે ।। તે દુખ અઠ્ઠમ તપ હુતી, દુરકરે પામે સુખરે ।। સુ૦ ।। ૨ ।। છેદન ભેદન નારકી, કોડા કોડી વરસ સોઇરે ।। સુ૦ ।। દુર્ગતિ કર્મને પરિહરે, દશમેં એટલો ફલ હોઇરે ।। સુ૦ ।। ૩ ।। નિત્ય ફાસુ જલ પીવતાં, કોડા કોડી વરસનાં પાપરે ।। સુ૦ ।। દુર કરે ખીણુ એકમાં, જીવ નિશ્ચયે નિરધારરે ।। સુ૦ ।। ૪ ।। એતો વલી અવિશેષે ફલ કહ્યો, પંચમી કરતાં ઉપવાસરે ।।સુ૦।। તેતો પામે જ્ઞાન પાંચ ભલાં, કરતા ત્રિભુવન ઉજ્જાસરે ।। સુ૦ ।। ૫ ।। ચોદશ તપ વિધિશું કરે, ચૌદ પૂરવનો હોય ધારરે ।।સુ૦।। બાહ્ય તપ એકાદશી, કરતાં લહીયે શિવવાસરે ।। સુ૦ ।। ૬ ।। અષ્ટમી તપ આરાધતાં, જીવ ન ફરે ઈણુ સંસારરે ।। સુ૦ ।। ઈમ અનેક ફલ તપ તણા, કહેતાં વલી નાવે પારરે ।। સુ૦ ।। ૭ ।। મન વચન કાયાયે કરી, તપ કરે જે નર નારીરે ।। સુ૦ ।। અનંત ભવના પાપથી, છુટે જીવડો નિરધારરે ।। સુ૦ ।। ૮ ।। તપ હુતિ પાપી તર્યા, નિસ્તર્યો અરજુન માલીરે ।। સુ૦ ।। તપ હુતિ દિન એકમાં, શીવ પામ્યા ગજસુકમાલરે ।। સુ૦ ।। ૯ ।। તપના

ફલ સૂત્ર કહ્યાં, પચખાણુ તણા દશ ભેદરે ॥ સુ૦ ॥ અવર ભેદ પણુ છે ઘણા, કરતાં છેદે તીન વેદરે ॥ સુ૦ ॥ ૧૦ ।

॥ કલશ ॥ પચખાણુ દસ વિધ ફલ પ્રરૂપ્યાં, મહાવીર જિન દેવએ ॥ જે કરે ભવિયણુ તપ અખંડિત, તાસ સુરપતી સેવ એ ॥ સંવત વિધુ ગુણ અશ્વશશિ વળી, પોશ શુદ દશમી દીને ॥ પદ્મ-રંગ વાચક શિષ્ય તસ ગણિ, રામચંદ તપ વિધિ ભણે ॥ ઇતિ શ્રી પચ્ચખ્ખાણુ સ્તવન.

---

# श्री अठ्ठावीश लब्धिनुं स्तवन.

॥ દુહા ॥ પ્રણમું પ્રથમ જિણેસરૂ, શુદ્ધ મને સુખકાર ॥ લબ્ધિ અઠ્ઠાવીસ જિન કહી, આગમને અધિકાર ॥ ૧ ॥ પ્રશ્ન-વ્યાકરણે પ્રગટ, ભગવતી સૂત્ર મઝાર ॥ પન્નવણા આવશ્યકે, વારૂ લબ્ધિ વિચાર ॥ ૨ ॥ આંબિલ તપે કરી ઉપજે, લબધિ અઠ્ઠા-વીશ ॥ એ હવે પ્રગટ અર્થશું, સાંભળજ્યો સુજગીસ ॥ ૩ ॥

॥ ઢાળ ॥ ૧ ॥ સફલ સંસારની એ દેશી ॥

અનુક્રમે હવે અધિકાર ગાથા તણો, લબધિ નામા પરિણામ સરિખા ભણો ॥ રોગ સહુ જાય જસુ અંગ ફરસ્યાં સહી, પ્રથમ તે લબધિ છે નામ અમો સહી ॥ ૧ ॥ જાસુ મલ મૂત્ર ઔષધ સમા જાણીયે, બીય વપ્પો સહી લબધિ વખાણીયે ॥ શ્લેષ્મ ઔષધ સારિખો જેહનો, ત્રીજી ખેલો સહી નામ છે તેહનો ॥૨॥ દેહના મેલથી કોઢ દૂરે હવે, ચોથી જલ્લો સહી નામ તેહનો ઠવે ॥ કેશ નખ રોમ સહુ અંગ ફરસ્યે સહી, રહે નહિ રોગ સવ્વો સહી તે કહી ॥ ૩ ॥ એક ઇદ્રિયે કરી ઇંદ્રિય તણુ, ભેદ જાણે

તિકા નામ સંભિન્ન ભર્ણું ॥ વસ્તુ રુપી સહુ જાણિએ જિણ કરી, સાતમી લબધિ તે અવધિ જ્ઞાને ઘણી ॥ ૪ ॥

॥ ઢાળ ॥ ૨ ॥ શારદ બુધ દાઈ ॥ એ દેશી ॥

આવ્યો તિહાં નરહર એજાતિ એ દેશી ॥ હવે અંગુલ અઢીયે ઉણો માનુષ ખિત્ત, સંજ્ઞી પંચેદ્રિ તિહાં જેવસે વિચિત્ત ॥ તસુ મનના ચિત્ત તે જાણે થુલ પ્રકાર, એ ઋજુમતિ નામ અઠમ લબધિ વિચાર ॥ ૧ ॥ સંપૂર્ણ માનુષ ખેત્રે સંજ્ઞાવંત, પંચેંદ્રિ જે વૈમનવાતાં તસુતંત ॥ સૂક્ષમ પર્યાયે જાણે સહુ પરિણામ, એ નવમી કહીએ વિપુલ મતિ શુભ નામ ॥ ૨ ॥ જિણ લબધિ પ્રમાણે ઉડી જાયે આકાશ, તે સંઘા વિદ્યા ચારણ લબધિ પ્રકાશ ॥ જસુ વચન શ્રાપે ખિણમાં ખેરૂ થાય, એ લબધિ અગીયારમી આસીવિ કહેવાય ॥ ૩ ॥ સહુ સૂક્ષ્મ બાદર દેખે લોક અલોક, તે કેવલી લબધિ બારમીયે સહુ થોક ॥ ગણગર પદ લહીએ તેરમી લબધિ પ્રમાણ, ચૌદમી લબધિ કરી ચૌદ પુરવજાણ ॥ ૪ ॥ તીર્થંકર પદવી પામે પંદરમી લબધિ, સોલમી સુખદાઇ ચક્રવર્ત્તિ પદ ઋદ્ધિ ॥ બલદેવ તણા પદ લહીયે સતરમી સાર, અઢારમી આખી વાસુદેવ વિસ્તાર ॥ ૫ ॥ મિશ્રી ઘૃત ખીરે મેલ્યાં જેહ સવાદ, એહવી લહે વાણી ઓગણીસમે પ્રાસાદ ॥ ભણિયો નાવે ભૂલ સૂત્ર અર્થ સુવિચાર, તે કુઠ્ઠગબુદ્ધિ વિસમ લબદ્ધિ વિચાર ॥ ૬ ॥ એકે પદે ભણીએ આવેપદલખેકોડિ, એકવીસમી લબધિ પાયાણુંસારિણિ જોડિ ॥ એકે અર્થે કરી ઉપજે અર્થ અનેક, બાવીસમી કહીએ બીજ બુદ્ધિ સુવિવેક ॥ ૭ ॥

॥ ઢાલ ॥ ૩ કપુર હોયે અતિ ઉજલુરે ॥ એ દેશી ॥

સો ચહુ દેશ તણી સહીરે, દાહક શક્તિ વખાણુ ॥ તેહ લ-

અધિ તેવીસમીરે, તેજો લેશ્યા જાણુ ॥ ૧ ॥ ચતુર નર સુણજ્યો એ વિચાર ॥ વારૂ લબધિ વિચાર ॥ ચતુરનર૦ ॥ ચૌદ પૂરવધર મુનિવરૂરે, ઉપજતા સંદેહ ॥ રૂપ નવો રચી મોકલેરે, લબધિ આહારક એહ ॥ ચતુરનર૦ ॥ ૨ ॥ તેજો લેશ્યા અગ્નિનેરે, ઉપસમવા જલધાર ॥ મોટી લબધિ પચવીસમીરે, શીતો લેશ્યા સાર ॥ ચતુર૦ ॥ ૩ ॥ જિણ શક્તિશું વિકુરવેરે, વિવિધ પ્રકારે રૂપ ॥ સદગુરૂ કહે છવીસમીરે, વૈક્રિય લબધિ અનુપ ॥ ચતુર૦ ॥ ૪ ॥ એકજ પાત્રે આદમીરે, જિમાવે કેઈ લાખ ॥ જેહ અખીણ મહાનસીરે, સત્તાવીસમી ભાખ ॥ ચતુર૦ ॥ ૫ ॥ ચૂરે સેન ચક્રીશનીરે, સંઘાદિકને કામ ॥ તેહ પુલાક લબ્ધિ કહીરે, અઠ્ઠાવીસમી નામ ॥ ચતુર૦ ॥ ૬ ॥ તેજ શીત લેશ્યાવિ એહરે, તિમ પૂલાક વિચાર ॥ ભગવતી સૂત્રમેં ભાખીયારે, એ તિહુનો અધિકાર ॥ ૭ ॥ ચક્રવર્ત્તી બલદેવનીરે, વાસુદેવ ત્રણ એહ ॥ આવશ્યક સૂત્ર અછેરે, નહીં ઈહાં સંદેહ ॥ ચતુર૦ ॥ ૮ ॥ પન્નવણા આહારગીરે, કલ્પસૂત્ર ગણધાર ॥ તિન તિન એક એક મલીરે, વારૂ આઠ વિચાર ॥ ચતુર૦ ॥ ૯ ॥ પ્રશ્નવ્યાકરણ એ કહીરે, બાકી લબધિ વીશ ॥ સાંભલતાં સુખ ઉપજેરે, દોલહુય નિસ દિસ ॥ ચતુર૦ ॥ ૧૦ ॥

॥ કલશ ॥ સંવત સતરસેં છવીસે, મેર તેરસ દિન ભલે ॥ શ્રીનગર સુખકર, હુણક્ણસર આદિ જિન સુપસાઉલે ॥ ૧ ॥ વાચનાચારિજ સુગુરૂ સાનિધિ વિજય હરખ વિલાસએ ॥ કહે ધર્મવરધન સ્તવન ભણતાં, પ્રગટ જ્ઞાન પ્રકાશએ ॥ ૨ ॥ ઇતિશ્રી લબધિ અઠ્ઠાવીસ સ્તવન સમ્પૂર્ણ ॥

# बीजनुं स्तवन.

॥ દુહા ॥ સરસ વચન રસ વરસતિ, સરસતિ કલા ભંડાર ॥ બીજ તણો મહિમા કહું, જિમ કહ્યો શાસ્ત્રમોઝાર ॥ જંબુદ્વિપના ભરતમાં, રાજગૃહી નગરી ઉદ્યાન ॥ વીર જિણંદ સમોસર્યા, વાંદવા આવ્યા રાજન ॥ ૨ ॥ શ્રેણીક નામે ભૂપતિ, બેઠા બેસણ ઠાય ॥ પુછે શ્રી જિનરાયને, દ્યો ઉપદેશ મહારાય ॥ ૩ ॥ ત્રિગડે બેઠા ત્રિભુવનપતિ, દેસના દિયે જીનરાય ॥ કમલ સકોમલ પાંખડી, ઈમ જિનવર હૃદય સોહાય ॥ ૪ ॥ શશિ પ્રગટ જિમ તે દિને, ધન તે દિન સુવિહાણ ॥ એક મને આરાધતાં, પામે પદ નિર્વાણ ॥ ૫ ॥

॥ ઢાલ ॥ ૧ ॥ કલ્યાણક જીનનાં કહું સુણ પ્રાણીજીરે, અભિનંદન અરિહંત ॥ એ ભગવંત ભવિપ્રાણીજીરે ॥ મહાશુદ બીજને દીને ॥ સુ૦ ॥ પામ્યા શીવ સુખસાર ॥ હરખ અપાર ॥ ભવિ૦ ॥ ૧ ॥ વાસુપૂજ્ય જિન બારમા ॥ સુ૦ ॥ એહજ તિથે નાણ ॥ સફલ વિહાણ ॥ ભવી૦ ॥ અષ્ટ કરમ ચુરણ કરી ॥ સુણો૦ ॥ અવગાહન એકવાર ॥ મુગતિ મોઝાર ॥ ભ૦ ॥ અરનાથ જીનજી નમું ॥ સુણો૦ ॥ અષ્ટાદશમો અરિહંત ॥ એ ભગવંત ॥ ભવિ૦ ॥ ઉજ્વલ તિથિ ફાગુણની ભલી ॥ સુણો૦ ॥ વરીયા શીવ વધુ સાર ॥ સુંદર નાર ॥ ભવિ૦ ॥ ૩ ॥ દશમા શીતલ જિનેસરૂ ॥ સુણો૦ ॥ પરમ પદની વેલ ॥ ગુણની ગેલ ॥ ભવિ૦ ॥ વૈશાખ વદી બીજને દિને ॥ સુ૦ ॥ મુકયો સરવ એ સાથ ॥ સુરનરનાથ ॥ ભવિ૦ ॥ ૪ ॥ શ્રાવણ સુદની બીજ ભલી ॥ સુણો૦ ॥ સુમતિનાથ જિનદેવ ॥ સારેસેવ ॥ ભવિ૦ ॥ એણ

તિથિએ જિનભલા ॥ સુ૦ ॥ કલ્યાણક પંચસાર ॥ ભવનોપાર ॥ ભવિ૦ ॥ ૫ ॥

॥ ઢાલ ॥ ૨ ॥ જગપતિ જિન ચોવીસમોરે લાલ, એ ભાખ્યો અધિકારરે ॥ ભવિકજન ॥ શ્રેણિક આદે સહુ મલ્યાંરે લાલ ॥ શક્તિ તણે અનુસારરે ભવિકજન, ભાવ ધરીને સાંભળોરે લાલ ॥ આરાધો ધરી ખંતરે ॥ ભવિક૦ ॥ ૧ ॥ દોયવરસ દોયમાસનીરે લાલ, આરાધો ધરી હેતરે ॥ ભ૦ ॥ ઉજમણું વિધિશું કરોરે લાલ બીજ તે મુગતિ મહંતરે ॥ ભ૦ ॥ ભા૦ ॥ ૨ ॥ મારગ મિથ્યા દૂરે તજોરે લાલ, આરાધો ગુણના થોકરે ॥ ભ૦ ॥ વીરની વાણી સાંભલીરે લાલ, ઉછરંગ થયો બહુ લોકરે ॥ ભ૦ ॥ ભા૦ ॥ ૩ ॥ ઈણિ બીજે કેઈ તર્યારે લાલ, વળી તરશે કેઈ શેષરે ॥ ભ૦ ॥ શશિનિધિ અનુમાનથીરે લાલ, સઈલા નાગધર અંકરે ॥ ભ૦ ॥ ૪ ॥ અસાડ શુદી દશમી દીનેરે લાલ; એ ગાયો સ્તવન રસાલરે ॥ ભવિ૦ ॥ નવલ વિજય સુપસાયથીરે લાલ, ચતુરને મંગલ માલરે ॥ ભ૦ ॥ ભા૦ ॥ ૫ ॥

॥ કલશ ॥ ઇય વીર જિનવર, સયલ સુખકર, ગાયો અતિ ઉલટ ભરે ॥ અસાડ ઉજ્વલ દશમી દિવસે; સંવત અઢાર અઠ્ઠોત્તરે, બીજ મહિમા એમ વરણવ્યો, રહી સિદ્ધપુર ચોમાસુએ ॥ જેહ ભવિક ભાવે ભણે ગુણે, તસ ઘર લીલ વિલાસએ ॥ ૧ ॥

## अथ पंचमी स्तवन.

॥ ઇડર આંબા આંબલીરે ॥ એ દેશી ॥

॥ ઢાલ ॥ ૧ ॥ શ્રી ગુરૂ ચરણ નમી કરીરે, પ્રણમી સરસ્વતી માય ॥ પંચમી તપ વિધિશું કરોરે, નિર્મલ જ્ઞાન ઉપાય ॥

ભવિક જન કીજે એ તપસાર ॥ ૧ ॥ જનન ફલ નિરધાર ॥ ॥ ભવિક૦ ॥ લહીએ સુખશ્રીકાર ॥ ભવિક૦ કીજે૦ ॥ એ આં· કણી ॥ સમવસરણ દેવે રચ્યુંરે, બેઠા નેમી જિણંદ ॥ બારે પર- ખદા આગલેરે, ભાખે શ્રી જિનચંદ ॥ ભ૦ ॥ ૨ ॥ જ્ઞાન વડો સંસારમાંરે, શિવપુરનો દાતાર ॥ જ્ઞાનરૂપી દીવો કહ્યોરે, પ્રગટ્યો તેજ અપાર ॥ ભવિક૦ ॥ ૩ ॥ જ્ઞાન લોચન જબ નિરખીયેરે, તબ દેખે લોક અલોક ॥ પસુઆપરે તે માનવીરે, જ્ઞાન વિના સવિ ફોક ॥ ભવિક૦ ॥ ૪ જ્ઞાની શ્વાસોશ્વાસમાંરે, કરમ કરે જે નાસ ॥ નારકીના તે જીવનેરે, કોડિ વરસસુ વિલાસ ॥ ભવિક૦ ॥ ૫ ॥ આરાધક અધિકો કહ્યોરે, ભગવતી સૂત્ર મઝાર ॥ કીરીઆ વંતને આગલેરે, જ્ઞાન સકલ સિરદાર ॥ ભવિક૦ ॥ ૬ ॥ કષ્ટ ક્રિયા તો સહુ કરેરે, તેહુથી નહિ કોઈ સિદ્ધ ॥ જ્ઞાન ક્રિયા જબ દો મિ- લેરે, તબ પામો બહુલી રિદ્ધ ॥ ભવિકજન૦ ॥ ૭ ॥ કુણે આ- રાધી એહુવીરે, કોઇને ફલી તતકાલ ॥ તેહુ ઉપર તુમે સાંભલોરે, એહુની કથા રસાલ ॥ ભવિક૦ ॥ ૮ ॥ જંબુદ્વિપ સોહામણોરે, ભરતક્ષેત્ર અભિરામ ॥ પદ્મપુર નગરે શોભતોરે, અજિતસેન રાય નામ ॥ ભવિક૦ ॥ ૯ ॥ શીલ સૌભાગી આગલેરે; યશોમતિ રાણીનાર ॥ વરદત્ત બેટો તેહુનોરે, મૂરખમાં શિરદાર ॥ ભવિક૦ ॥ ૧૦ ॥ માત પિતા મન રંગશુંરે, મુકે અધ્યાપક પાસ ॥ પણ તેહુને નવી આવડેરે, વિદ્યા વિનય વિલાસ ॥ ભવિક૦ ॥ ૧૧ ॥ જિમ જિમ યૌવન જાગતોરે, તિમ તિમ તનુ બહુ રોગ ॥ કોઢ થયો વળી તેહુનેરે, વિસમા કરમના ભોગ ॥ ભવિક૦ ॥ ૧૨ ॥ આદરીએ આદર કરીરે, સૌભાગ્ય પંચમી સાર ॥ સુખ સઘલાં સેહેજે મિલેરે, પામે જ્ઞાન અપાર ॥ ભવિક૦ ॥ ૧૩ ॥

॥ દુહા ॥ તિલકપુર શેઠ વસે તિહાં, સિહુદાસ ગુણવંત ॥

જૈનધર્મ કરતાલહે, કંચનકોડિઅનંત ॥ ૧ ॥ કપુરતિલકા સુંદરી, ચાલે કુલ આચાર ॥ તેહની કુખે અવતરી, ગુણમંજરી વરનાર ॥ ૨ ॥ મુગી થઈ તે બાલિકા, વચન વદે નહીં એક ॥ જિમ જિમ અતિ ઔષધ કરે, તિમ તિમ તનું બહુ રોગ ॥ ૩ ॥ રોગ લવરસ તેહને થયાં, પરણે નહિં કુમાર ॥ એહને કોઈ વંછે નહીં, સ્વજનાદિક પરિવાર ॥ ૪ ॥

॥ ઢાલ ॥ ૨ ॥ બન્યોરે કુંવરજીનો સેહેરો ॥ એ દેશી ॥

એહવે આવી સમોસર્યા, શ્રી વિજયસેન સુરિંદરે ॥ સુંદર ॥ જ્ઞાની ગુરૂને વાંદવા, પુત્ર સહિત ભૂપ વૃંદરે ॥ સું૦ ॥ ૧ ॥ સદગુરૂ દીએ દેશનારે, સાંભલો ચતુરસુજાણરે ॥ સુંદર૦ ॥ જ્ઞાન ભણો ભવિ ભાવસું, જિમ લહો કોડી કલ્યાણરે ॥ સું ॥ સ૦ ॥ ૨ ॥ સિંહદાસ સુત આપણો, આવીનમ્યો કરજોડીરે ॥ સું૦ ॥ વિધિશું વાંદી દેશના, સાંભલવાના કોડરે ॥ સું૦ ॥ સ૦ ॥ ૩ ॥ જ્ઞાન આશાતના જે કરે, તે લહે દુખ અનેકરે ॥ સું૦ ॥ વાચા પણ નવિ ઉપજે, બાલપરે વિવેકરે ॥ સું૦ ॥ સ૦ ॥ ૪ ॥ ઇહ ભવ પરભવ દુખ લહે, દુષ્ટ કુષ્ટાદિક રોગરે ॥ સું૦ ॥ પરભવ પુત્ર ન સંપજે, કલત્રાદિક વિયોગરે ॥ સું૦ ॥ સ૦ ॥ ૫ સિંહદાસ પુછે હવે, નિજ બેટીની વાતરે ॥ સું૦ ॥ શે કરમે રોગ ઉપનો, તે કહો સકલ અવદાતરે ॥ સું૦ ॥ સ ॥ ૬ ॥ ગુરૂ કહે શેઠજી સાંભલો, પુરવભવ વિરતંતરે ॥ સું૦ ॥ ધાતકી ખંડ મધ્ય ભરતમાં, ખેટક નગર નિરખંતરે ॥ સું૦ ॥ સ૦ ॥ ૭ ॥ જિનદેવ વણિક વસે તિહાં, સુંદરી નામે નારરે ॥ સું૦ ॥ પાંચ બેટા ગુણ આગલા ચાર સુતા મનોહારરે ॥ સું૦ ॥ સ૦ ॥ ૮ ॥ એક દિન ભણવા મુકીયા, હરખધરી મન મહીરે ॥ સું૦ ॥ અપલાપ કરે ચોપડી

ન ભણે હરખે ઉચ્છાહિરે ॥ સું૦ ॥ સ૦ ॥૯॥ શીખામણ પંડ્યો દીએ, આવી રૂએ માતા પાસરે, ॥ સું૦ ॥ કોપ કરી વાતુ કહે બેઠા રહો ઘરવાસરે ॥ સું૦ ॥ સ૦ ॥ ૧૦ ॥ ચુલામાંહિ નાખિયાં, પુસ્તકપાટી સોયરે ॥ સું૦ ॥ રીસે ધમધમતી કહે, આખર મરશે સહુ કોયરે ॥ સું૦ ॥ સ૦ ॥ ૧૧ ॥ કંથ કહે નારિ પ્રત્યે, કોણ દીએ કન્યાદાનરે ॥ સું૦ ॥ મુરખ ગુણ ગ્રહેનહિ, ન લહે આદર માનરે ॥ સું૦ ॥ સ૦ ॥ ૧૨ ॥ બિહુ જણ માંહિ બોલતાં, ક્રોધ વસ્યો વિકરાલરે ॥ સું૦ ॥ જિનદેવે માર્યું મૂશલું, મરણ પામી તતકાલરે ॥ સું૦ ॥ સ૦ ॥ ૧૩ ॥ તેહ મરી ગુણમંજરી, અવતરી તારે ગેહરે ॥ સું૦ ॥ જાતિ સમરણ ઉપનું, પ્રગટી પુન્યની ગેહરે ॥ સું૦ ॥ સ૦ ૧૪ ॥ સાચું સાચું સહુ કહે, જ્ઞાન ભણો ગુણ ખાણરે ॥ સું૦ ॥ તપનો જો ઉદ્યમ કરો, તો લહો કેવલ નાણરે ॥ સું૦ ॥ સ૦ ॥ ૧૫ ॥

॥ દુહા ॥ પાંસઠ મહિના કીજીએ, માસ માસ ઉપવાસ ॥ પોથી થાપો આગલે, સ્વસ્તિક પુરો ઉખાસ ॥ ૧ ॥ પાંચ પાંચ ફૂલ મુકીએ, પાંચ જાતિનાં ધાન ॥ પાંચ વાટી દીવો કરો, પાંચ ઢોઉપકવાન ॥ ૨ ॥ કુસુમ ભલાં આણી કરી, ધૂપ પુજા કરી સાર ॥ નમો નાણસ્સ ગુણણું ગણો, ઉત્તર દિશિ દોય હજાર ॥૩॥ ભક્તિકરે સાહમ્મી તણી, શક્તિ તણે અનુસાર ॥ જીનવર જુગતે પુજતાં, પામે મોક્ષદુવાર ॥ ૪ ॥ બાર ઉપવાસ ન કરીશકે, વરસ માંહિ દીન એક ॥ જીવ જીવ આરાહિયે, આણી પરમ વિવેક ॥૫॥

॥ ઢાળ ॥ ૩ ॥ ચુડલે યોવન ઝલ રહ્યો ॥ એ દેશી ॥

॥ રાયજન ॥ મુનીવર દીએ ધર્મદેશના, સુણીને દેઈ કાન ॥ રા૦ ॥ આલસ મુકી આદરો, અજુઆલો જિનજ્ઞાન ॥ રા૦ ॥

મુ૦ ॥ ૧ ॥ રાયપૂછે હરખેકરી, સાંભલો ગુરૂ ગુણવંત ॥રાયજના॥ વરદત્તે કર્મ કીશ્યાં કર્યાં, કોઢે અંગ ગલંત ॥ રા૦ ॥ ભવિક જીવ હિત કારણે, ગુરૂ કહે મધુરી વાણી ॥ રા૦ ॥ પૂરવભવની વારતા, સાંભલો ચતુર સુજાણિ ॥ રાયજન ॥ મુ૦ ॥ ૩ ॥ જંબુદ્વીપ ભરતક્ષેત્રમાં, શ્રીપુરનગર વિસાલ ॥ રા૦ ॥ વસુ શેઠના સુત બે ભલા; વસુસાર વસુદેવ નિહાલ ॥ રા૦ ॥ ૪ ॥ વનરમતાં ગુરૂ-વાંદિયા, શ્રી મુનિ સુંદરસુરિ ॥ રા૦ ॥ સાંભલતાં સંજમ લીયે, તપ કરે આનંદપુર ॥ રા૦ ॥ ૫ ॥ સકલ કલાગુણ આગલો, લઘુભાઈ અતિસાર ॥ રા૦ ॥ વસુદેવને કીધો પાટવી, પંચસયાં સિરદાર ॥ રા૦ ॥ ૬ ॥ પગ પગ પુછે તેહને, સૂત્ર અરથ નિર-ધાર ॥ રા૦ ॥ પલક એક ઉંઘે નહીં, તવ ચિંતે અણગાર ॥રા૦॥ ૭ ॥ પાપ લાગ્યું મુજ કીહાંથકી, એવડો શો કંઠ શોષ ॥ રા૦॥ મૂઢ મૂરખ સંસારમાં, કાયા કરે નિજ પોષ ॥ રા૦ ॥ ૮ ॥ બાર દિવસ મોંને રહ્યો, પ્રગટ થયો તવ પાપ ॥ રા૦ ॥ જેવાં કરમ જે કો કરે, તે લહે સઘલાં આપ ॥ રા૦ ॥ ૯ ॥ તુજ કુલે આવી અવતર્યો, દીપાવ્યો તુજ વંશ ॥ રા૦ ॥ વૃદ્ધભાઈ મરી ઉપન્યો, માન સરોવર હંસ ॥ રા૦ ॥ ૧૦ ॥ [illegible] કથા સુ-ણતાં લહ્યો, જાતિ સમરણ બાલ ॥ રા૦ ॥ ધન ધન જ્ઞાની ગુરૂ મિલ્યા, રોગ થયા આલમાલ ॥ રા૦ ॥ ૧૧ ॥ વિધિસાથે પંચમી કરે, રાજાદિક પરિવાર ॥ રા૦ ॥ રોગગયા સવિ તેહના, જિમ જાયે તડકે ઠાર ॥ રા૦ ॥ ૧૨ ॥ સ્વયંવર મંડપ માંડીયો, પરણી એક હજાર ॥ રા૦ ॥ હરખ્યો વરદત્ત ઈમ કહે, જૈનધરમ જગ સાર ॥ રા૦ ॥ ૧૩ ॥ રાજ થાપી નિજ પુત્રને, સાધે શિવપુર સાથ ॥ રા૦ ॥ અજિતસેન ચારિત્ર લીનો, સાચા શ્રી ગુરૂ હથ ॥ રા૦ ॥ ૧૪ ॥ સુખ વિલસે સંસારના, વરતાવે નિજ આયુ

પુત્ર જનમએ હુવે થયો, ઉગ્યો અભિનવ ભાણુ ॥૨૦॥૧૫

॥ દુહા ॥ ગુણમંજરી સુંદર ભઈ, પરણી સા જિનચંદ ॥ ચારિત્ર સાધી નીરમલું, પામે વૈજયંતસુરિંદ ॥ વરદત્ત મનમાં ચિંતવે, આપુ સુતને રાજ ॥ હુવે હું સંજમ આદરૂં, સાધુ આતમ કાજ ॥ ૨ ॥ અશુભ ધ્યાન દુરે કરે, ધરતાં જીનવર ધ્યાન॥ કાલ ધરમ પામી ઉપન્યો, પુષ્કલાવતી વિજયપ્રધાન ॥ ૩ ॥

॥ ઢાલ ॥ ૪ ॥ સહીયાં હે પીઉ ચાલીયો ॥ એ દેશી ॥

॥ સૌભાગ્ય પંચમી આદરો, જિમ પામો હો સુખ સઘલાં વડવીરતો ॥ ચોથ ભત્તે શુદ્ધી પંચમી, વ્રત ધરવું હો ભોંયે સુવું ધીરતો ॥ સૌ૦ ॥ ૧ ॥ ત્રણ કાલ દેવ વાંદીએ, કીજે દીજે હો ગુરૂને બહુ માનતો ॥ પડિક્કમણાં દોય વારના, જિમ વાધે હો ઉત્તમ ગુણ ગ્યાનતો ॥ સૌ૦ ॥ ૨ ॥ નયરી પુંડરીગીણી સોહતી, વિરાજે હો અમરસેન ભુપાલતો ॥ તસ ઘરણી શીલે સતીગુણવતી કુખેહો અવતરીયો બાલતો ॥ સૌ૦ ॥ ૩ ॥ સજ્જન સંતોષી સામટાં, નામ થાપેહો સુરસેન અભિરામતો ॥ ચંદકલા જેમ વાધતી, તેમ સાધે વાધેહો નિજ નામતો ॥ સૌ૦ ॥ ૪ ॥ યૌવનવય જાણી પિતા, સો કન્યા હો પરણાવી સારતો ॥ રાજ દેઈ નિજ પુત્રને, અમરસેન પહોતોહો પર લોક મોજારતો ॥ સૌ૦ ॥ ૫ ॥ શ્રી સિમંધર આવ્યા સાંભલી, વાંદવાનેહે આવે તીહાં ભૂપ તો ॥ જ્ઞાન આરાધન દેશના, દેખાડે હે વરદત્ત સ્વરૂપ તો ॥ સૌ૦ ॥૬॥ સૂરસેન હુવે વિનવે, પ્રભુ પ્રકાશો હો તે કુણ વરદત્ત તો ॥ સકલ વાત માંડી કહી, તપ માંડયો હો કીજે રંગ રત્તતો ॥ સૌ૦ ॥ ૭ ॥ જિનવર વાંદી આવીઆ, સંવેગે હે મુકે ઘર ભારતો ॥ સિંહતણી પરે આદરી, જિણે લહીએ હે ભવજલનો પાર તો ॥ સૌ૦ ॥૮॥

પંચમહાવ્રત આદરે, સહસ વરસ હે પામે કેવલજ્ઞાનતો ॥ અવિચલ સુખ એણે લહ્યાં, ઈમ નિસુણિકે આરાધે જ્ઞાનતો ॥સૌ૦॥૯॥ જંબુદ્વીપ માહે વલી, વિજય રમણી હો નગરી ચોસાલ તો ॥ અમરસેન અમરાવતી, પુણ્ય પ્રગટ્યો હો, આવ્યોએ બાલ તો ॥ સૌ૦ ॥ ૧૦ ॥ ગુણમંજરી જીવ ઉપનો, રાજાને હે હુઓ ઉછરંગ તો ॥ રાજકરે નિજ તાતનું, પ્રેમે પરણે હો કન્યા સુખ સંગ તો ॥ સૌ૦ ॥ ૧૧ ॥ એક દીન મનમાં ચિંતવે, હું તો સાધુ હે નિજ આતમ કાજ તો ॥ ચાર સહુસ્સ બેટા થયા, પાટ આપેહો નિજસુત શિરતાજ તો ॥ સૌ૦ ॥ ૧૨ ॥ સિંકુતણી પરે ની લાખ પૂરવ હે સંયમ શીરતાજતો ॥ તપ તપે અતિ આ કરા, કેવલ પામી હો લહે શિવરાજતો ॥ સૌ૦ ॥ ૧૩ ॥

॥ ઢાલ ॥ ૫ ॥ રાગ ધનાશ્રી ॥ ખજાનાની ॥

તપ ઉજવણું એણી પરે સુણીએ, વિત સારૂ ધન ખરચોજી॥ પાંચમ દિન પામી કીજીએ, જ્ઞાનાદિકને આચરોજી ॥ પાંચ પ્રતી સિદ્ધાંતની સારી, પાઠાં પાંચ રૂમાલજી ॥ ખડીયો લેખણ પાઢી પોથી, ઠવણી કવલી દ્યો લાલજી ॥ ૧ ॥ સ્નાત્ર મહોત્સવ વિધિશું કીજે, રાતીજગે ગીત ગાયોજી ॥ ચૈત્યાદિકની પૂજા કરતાં, જીનવરના ગુણગાઓજી ॥ ગુણમંજરી વરદત્ત તણીપરે, કીજે ત્રિકરણ શુદ્ધજી ॥ એ વિધ કરતાં થોડે કાલે, લહીએ સઘળી સિદ્ધજી ॥ ૨ ॥ વાસકુંપી ધૂપ ધાણુ વલિ કીજીયે, ઝરમર પાંચ મંગાવોજી ॥ ગુરૂને વાંદી પુસ્તકને પુજી, સામી સામીણો નોતરાવોજી ॥ ગુરૂને તેડી બે કરજોડી, આદરસું વોહોરાવોજી ॥ પારણું કીજે લાહો લીજે, પાંચમ તપ ઉજવાવોજી ॥ ૩ ॥ નેમિ જિણેસર અતિ અલવેસર, કેશર વર સમ કાયાજી ॥ એ ઉપદેશ સુણીને

સમજ્યા, જ્ઞાન લોચન દેખાયાજી ॥ વરદત્ત ગણધર આગે કહીએ લહીએ ભવિજન પ્રાણીજી ॥ સૌભાગ્ય પંચમી તપ આરાહો, નિસુણો જીનવર વાણીજી ॥ ૪ ॥ દેહ નિરોગ સોભાગી થાઓ, પાઓ રંગરસાલજી ॥ મુરખપણું દૂરે છાંડો, માંડો જ્ઞાન વિશાલાજી ॥ સોભાગ્ય પંચમી જે નર કરશે, તે વરશે મંગલ માલજી ॥ ગજરથ છોડો સુંદર મંદિર, મણિમય ઝાક ઝમાલજી ॥ ૫ ॥ સંવત સત્તર અઠ્ઠાવન માંહિ, સિદ્ધપુર રહી ચોમાસુજી ॥ કાર્તિક શુદી પાંચમ દીને ગાયો, સફલ ફલી મુજ આસજી ॥ તપગચ્છ નાયક દિનકર સરીખા શ્રીવિજયપ્રભ સુરિંદાજી ॥ શ્રીવિજયરત્ન સુરીશ્વર રાજે, પ્રણમે પરમાનંદાજી ॥ ૬ ॥ કળ ॥ ઇમ નેમિ જિનવર સયલ સુખકર, ઉપદિશે ભવિ હિત કરો ॥ તપગચ્છ નાયક સુખદાયક લાયક માંહી પુરંદરો ॥ શ્રી લાલકુશલ વિબુધ સુખકર, વીર કુશલ પંડિત ષરો ॥ સોભાગ્ય કુશલ સુગુરૂ સેવક, કેશવ કુશલ જયકરો ॥ ઇતિશ્રી સોભાગ્યપંચમી સ્તવન સંપૂર્ણમ ॥

---

## આઠમનું સ્તવન.

દોહા ॥ પંચ તીરથ પ્રણમું સદા, સમરી શારદ માય ॥
અષ્ટમી સ્તવન હરખે રચું, સુગુરૂ ચરણ પસાય ॥ ૧ ॥

॥ ઢાલ ॥ ૧ ॥ હાંરે લાલ જંબુદ્વીપના ભરતમાં, મગધ દેશ મહંતરે ॥ લા૦ ॥ રાજગૃહી નગરી મનોહરૂ, શ્રેણીક બહુ બલવંતરે ॥ લા૦ ॥ ૧ ॥ અષ્ટમી તીથી મનોહરૂ ॥ હાંરે લાલા ॥ ચેલણા રાણી સુંદરી, શિયલવતી સીરદારરે ॥ લા૦ ॥ શ્રેણીક સુત બુધ છાજતા, નામે અભય કુમારરે ॥ લા૦ ॥ અ ॥ ૨ ॥

હાં૦ વર્ગણા આઠ મીટે, એહથી ॥ એહ સાધે સુખ નિધાનરે ॥ લાલ ॥ અષ્ટ મદ ભાજે વજા છે, પ્રગટે સમકિત નિધાનરે ॥લા૦ ॥ અ૦ ॥ ૩ ॥ હાં૦ અષ્ટ ભય નાસે એહથી, અષ્ટ બુદ્ધિ તણો ભંડારરે ॥ લાલા ॥ અષ્ટ પ્રવચન જે સંપજે, ચારિત્ર તણો અ-ણગારરે ॥ લા૦ ॥ અ૦ ॥ ૪ ॥ હાં૦ અષ્ટમી આરાધન થકી, અષ્ટ કરમ કરે ચકચૂરરે ॥ લાલા૦ ॥ નવનિધિ પ્રગટે તસ ઘરે, સંપુરણ સુખ ભરપુરરે, ॥ લા૦ ॥ અ૦ ॥ ૫ ॥ હાં૦ અડદૃષ્ટિ ઉપજે એહથી, શીવ સાધે ગુણ અંકુરરે ॥ લાલા ॥ સિદ્ધના આ-ઠગુણ સંપજે, શીવ કમલા રૂપસરૂપરે ॥ લા૦ ॥ અ૦ ॥ ૬ ॥

॥ ઢાલ ॥ ૨ ॥ જીહો રાજગૃહી રળીયામણી, જીહો વિ-ચરે વીર જીણંદ ॥ જીહો સમવસરણ ઇંદ્રે રચ્યું, જીહો સુરાસુરની વૃંદ ॥ ૧ ॥ જગત સહુ વંદે વીર જીણંદ ॥ એ આંકણી ॥ જીહો દેવરચીત સિંહાસણે ॥ જીહો બેઠા વીર જીણંદ ॥ જીહો અષ્ટ પ્રતિહારજ શોભતા ॥ જીહો ભામંડલ ઝલકંત ॥ જગત૦ ॥ ૨ ॥ જીહો અનંત ગુણી જીનરાજજી, જીહો પરઉપગારી પ્રધાન ॥ જીહો કરૂણા સિંધુ મનોહરૂ, જીહો ત્રિલોક જગભાણ ॥ જગત ॥ ૩॥ જીહો ચોત્રીશ અતિશય વિરાજતા, જીહો વાણી ગુણ પાંત્રીસ ॥ જીહો બારે પરખદા ભાવશું, જીહો લળતા નમાવે શીસ ॥ જ-ગત ॥ ૪ ॥ જીહો મધુરી ધ્વની દીયે દેશના, જીહો જીમરે અ સાઢારે મેઘ ॥ જીહો અષ્ટમી મહિમા વરણવે, જીહો જગત બંધુ કહે તેમ ॥ જગત ॥ ૫ ॥

॥ ઢાલ ॥ ૩ ॥ રૂડીને રઢિયાલીરે વાલા તારી દેશનારે, તેતો જોજન લગે સંભળાય ॥ ત્રિગડે વિરાજેરે જિન દીયે દેશનારે, શ્રેણીક વંદે પ્રભુના પાય ॥ અષ્ટમી મહિમા કહો કૃપા કરીરે,

પુછે ગોયમ અણગાર ॥ અષ્ટમી આરાધન ફ્લ સિધનુંરે ॥ ૧ ॥ વીર કહે તીથી મહિમા એહનોરે, ઋષભનું જનમકલ્યાણ ॥ ઋષભ ચારિત્ર હોય નીરમલુંરે, અજિતનું જનમ કલ્યાણ ॥ અ૦ ॥ ૨ ॥ સંભવ ચ્યવન ત્રીજા જિનેસરૂરે, અભિનંદન નિરવાણ ॥ સુમતિ જનમ સુપાર્શ્વ ચ્યવન છેરે, સુવિધિ નેમિ જનમ કલ્યાણ ॥ અ૦ ॥ ૩ ॥ મુનિસુવ્રત જનમ અતિગુણ નિધિરે, નમી શીવપદ લીયું સાર ॥ પાર્શ્વનાથ નિર્વાણ મનોહરૂરે, એ તિથિ પરમ આગાર ॥ અ૦ ॥ ૪ ॥ ગૌતમ ગણધર મહિમા સાંભલીરે, અષ્ટમી તિથિ પરિમાણ ॥ મંગલ આઠતણી ગુણ માલિકારે, તસપેર શીવ કમલા પરધાન ॥ અ૦ ॥ ૫ ॥

॥ ઢાલ ॥ ૪ ॥ આવશ્યક નિર્યુક્તિએ ભાસે, મહાનિશિથી સૂત્રેરે ॥ ઋષભ વંશ ધૂર વીરજી આરાધે, શીવસુખ પામે પતીવરે ॥ શ્રી જિનરાજ જગત ઉપગારી ॥ એ આંકણી ॥ એ તિથી મહિમા વીરજી પ્રકાશે, ભવિક જીવને ભાસેરે, શાસન તારૂં અવિચલ રાજે, દિનદિન દોલત વાધેરે ॥ શ્રી૦ ॥ ૨ ॥ ત્રિસલા નંદન દોષ નિકંદન, કર્મ શત્રુને જિત્યારે ॥ તીર્થંકર માહંત મનોહર, દોષ અઢારને વરજ્યારે ॥ શ્રી૦ ॥ ૩ ॥ મન મધુકર જિનપદ પંકજ લીનો, હરખી નીરખી પ્રભુધ્યાઉરે ॥ શિવકમલા સુખ દીયો પ્રભુજી, કરૂણાનંદ પદ પાવુંરે ॥ શ્રી૦ ॥ ૪ ॥ વૃક્ષ અશોક સુર કુસુમની વૃષ્ટિ, ચમર છત્ર વિરાજેરે ॥ આસન ભામંડલ જિનદીપે દુંદુભી અંબર ગાજેરે ॥ શ્રી૦ ॥ ૫ ॥ ખંભાત બંદર અતિય મનોહર, જીનપ્રસાદ ઘણા સોહિએરે ॥ બિંબ સંખ્યાનો પારન લેવું, દર્શન કરી મન મોહિએરે ॥ શ્રી૦ ॥ ૫ ॥ સંવત અઢાર ઓગણ ચાલિસ વર્ષે, આશ્વિન માસે ઉદારોરે, શુકલપક્ષ પંચમી

ગુરૂવારે, સ્તવન રચ્યું છે ત્યારેરે ॥ શ્રી૦ ॥ ૭ ॥ પંડિત દેવ સો- ભાગી બુદ્ધિ લાવણ્ય, રતન સોભાગી તેણે નામરે ॥ બુદ્ધિ લાવણ્ય લીયો સુખ સંપુરણ, શ્રી સંઘને કોડ કલ્યાણરે ॥ શ્રી૦ ॥ ૮ ॥

---

# अथ अष्टमी स्तवन.

॥ દુહા ॥ જય હંસાસણી શારદા, વરદાતા ગુણવંત ॥ માતા મુજ કરૂણા કરી, મહિયલ કરો મહંત ॥ ૧ ॥ સોલ કલા પૂરણ શશિ, નિર્જિત એણે મુખેણ ॥ ગજગતિ ચાલે ચાલતી, ધારતી ગુણવર શ્રેણ ॥ ૨ ॥ કવિ ઘટના નવનવિકરે, કેવલ આણી ખંત ॥ માતા તુજ સુપસાઉલે, પ્રગટે ગુણ બહુભાંત ॥ ૩ ॥ માતા કરૂં તુજ સાન્નિધ, અષ્ટમી સ્તવન ઉદાર ॥ શત મુખે જીભે કો સ્તવે તુજ ગુણ નાવે પાર ॥ ૪ ॥

॥ ઢાલ ॥ ૧ ॥ નવમા નેમિ જિણંદને ॥ એ દેશી ॥

અષ્ટમી તિથિ ભવિ આચરો, સ્થિરકરી મન વચ કાયારે ॥ ધ્યાન ધરમનુ ધ્યાઇએ, ટાળીએ દુષ્ટ અપાયરે ॥ આં૦ ॥ ૧ ॥ પોસહપણ ધરીયે સહી, સમતા ગુણ આદરીયેરે ॥ રાજ્યકથાદિક વરજીએ, ગુણીજન ગુણ આચરીએરે ॥ અ૦ ॥ ૨ ॥ ષટ લેશ્યા- માંહે કહી, આદ્ય ત્રિહું અપ્રશસ્તરે ॥ વરજો સજ્જન દૂર એ, ધરો ત્રિહું અંત પ્રશસ્તરે ॥ અ૦ ॥ ૩ ॥ શલ્ય ત્રિહું દુરે તજો વરજો કુમતિ કુનારીરે ॥ સદ્ગતિ કેરી નિવારીકા, દુર્ગતિ કેરી એ બારીરે ॥ આં૦ ॥ ૪ ॥ રમીએ સુમતિ નારીસું, કરીએ દાન સહાયરે ॥ મૈત્રી પ્રમોદ કરૂણાદિક, ધરીએ દિલ સુખદાય ॥ ૫ ॥ વાચના પૃચ્છના તિમ વલી, અનુપ્રેક્ષા ધર્મ સંગરે ॥

પરાવર્ત્તના પંચ ભેદ એ, કરીએ ધરા મનરંગરે ॥ અ૦ ॥ ૬ ॥ જ્ઞાનાવરણીય દર્શના, વરણી વેદનીય તેમરે ॥ મોહ આયુ નામ ગોત્રએ, આઠમું અંતરાયરે ॥ અ૦ ॥ ૭ ॥ એ અષ્ટ કર્મ નિ-નાશિની, અષ્ટમી તિથિ જિન ભાખીરે ॥ આરાધનાદિક એ ક્રિયા, માનવ ગતિ એક સાખીરે ॥ અ૦ ॥ ૮ ॥

॥ ઢાલ ॥ ૨ ॥ મુનિવર આર્યસુહસ્તીરે ॥ એ દેશી ॥

બાસઠ માર્ગણા દ્વારરે પ્રભુજીએ કહ્યાં, સુંદર સુલલિત વય-ણથીએ ॥ તેહમાં દશ દ્વારરે મોક્ષ જિનેશ્વરે કહિયા, અવરમાં નવિ લહ્યાં એ ॥ ૧ ॥ તિણ કારણ દિવ્ય મોક્ષરે, કારણ સુખ તણા, પામે માનવ ભવથકી એ ॥ દુલહો દશ દ્દષ્ટાંતરે, લહિય મનુજ ભવ, હારો મત વિષય થકી એ ॥ ૨ ॥ પંચ ભરત મ-જારરે, પંચ ઐરવત, પંચ મહાવિદેહમાં એ ॥ પંનર કર્મભૂમિ રે, નાણી જિનવરે, ધર્મ કહ્યાં નહિ અન્યમાં એ ॥ ૩ ॥ ક્રોધ માનને માયારે, લોભ તિમ વલી, એ ચારે દુખદાયીયા એ ॥ અપ્રત્યાખ્યાનાદિકરે, કરતાં ભેદ એ, સોલ હોએ તજો ભાઇઆ એ ॥ ૪ ॥ થોડાપણ એ કષાયરે, કીધાં દુખ દીએ, મિત્રાનંદ તણી પરે એ ॥ તે માટે તજો દુરરે, હૃદયથકી વલી, જેમ અનુક્રમે શિવ સુખ વરો એ ॥ ૫ ॥ અષ્ટમી તિથિ આરાધેરે, અષ્ટ પ્રવ-ચન, માતા આરાધક કહુ એ ॥ અનુક્રમે લહે નિર્વાણરે, એ તિથિ આરાધે, મુક્તિ રમણી સન્મુખ જુવે એ ॥ ૬ ॥ અભય દાન સુપાત્રરે, અષ્ટમી પર્વણી, દિજે અઢલક ચિત્તશું એ ॥ પામે બ-હુલી ઋદ્ધિરે, પરમ પ્રમોદશું, લીજે લાહો વિત્તશું એ ॥ ૭ ॥

॥ કલશ ॥ શ્રી પાર્શ્વજિન પસાય ઇણિપરે, સંવત સત્તર અઢાર એ ॥ વૈશાખ સુદી વર અષ્ટમી દિન, કુમતિ દિનપતિ વા

એ ।। શ્રી શુભવિજય ઉવઝાય જયકર, શિષ્ય ગંગવિજય તણો ।।
નય શિષ્ય પભણે ભક્તિ રાગે, લહ્યો આનંદ અતિ ઘણો ।। ૧ ।।
ઇતિ શ્રી અષ્ટમી સ્તવનમ્ ।।

## ।। मौन एकादशी स्तवनम् ।। ढाल. १ ।।

।। વૈરાગી થયો ।। એ દેશી ।।

પ્રણમી પુછે વીરનેરે, શ્રી ગોયમ ગણુરાય ।
મૃગશિર સુદિ એકાદશીરે, તપથી શૂં ફલ થાયરે ।।
જિનવર ઉપદિશે, તિહાં સાંભલે સહુ સમુદાયરે ।।જિન૦।। ૧ ।।
વીર કહે ગોયમ સુણોરે, હરિ આગલ કહ્યો નેમ,
તેમ તુમ આગલ હું કહુંરે, સાંભલો મનધરી પ્રેમરે ।।જિ૦।। ૨ ।।
દ્વારિકા નયરી સમોસર્યારે, એકદિન નેમિ જિણંદ ।।
કૃષ્ણ આવ્યા તિહાં વાંદવારે, પુછે પ્રશ્ન નરિંદરે ।।જિ૦।। ૩ ।।
વર્ષ દિવસનાં દિન મિલીરે, તિનસો સાઠ કહુંત ।।
તેહમાં દિન કુણ એહવોરે, તપથી બહુ ફલ હુંતરે ।।જિ૦।। ૪ ।।
મૃગશિર શુદિ એકાદશીરે, વર્ણવી શ્રી જગનાથ ।।
દોઢસો કલ્યાણક થયાંરે, જિનનાં એકણ સાથરે ।।જિ૦ ।।૫।।
શ્રી અરજિન દીક્ષા ગ્રહીરે, "નમિ" ને કેવલ નાણ,
જન્મદીક્ષા કેવલ લહ્યારે, શ્રીમલ્લિ જગભાણરે ।। જિ૦ ।। ૬ ।।
વર્તમાન ચોવિશીનારે, ભરતે પંચ કલ્યાણ ।।
એ પાંચ ભરતે થઇરે, પંચાધિક વીશ જાણરે ।।જિ૦।। ૭ ।।
પાંચે એરવતે મિલીરે, કલ્યાણક પંચ પંચ ।।
દશ ક્ષેત્ર સહુ એ મિલીરે, પચાસ કલ્યાણક સંચરે ।।જિ૦।। ૮ ।।

અતીત અનાગત કાળનાંરે, વર્ત્તમાનના વલી જેહ ॥
દોઢસો કલ્યાણુક કહ્યારે, ઉત્તમ ઈણુદિન એહુરે ॥જિં૦ ૯॥
જે એકાદશી તપ કરેરે, વિધિ પૂર્વક ગુણ ગેહ ॥
દોઢસો ઉપવાસો તણોરે, ફલ લહે ભવિયણ તેહુરે ॥જિં૦ ૧૦॥

---

॥ઘોડી તો આવી તારા દેશમાં મારૂજી ॥એ દેશી॥ ઢાલ ॥૨॥
હવે એકાદશી તપ તણો માધવજી, વિધિ કહૂં નિર્મલ
બુદ્ધિ હો ગુણરાગી નરેશ્વર સાંભલો જાદવજી
દેવ જુહારો દેહુરે ॥મા૦॥ ગુરૂવંદો ભાવ વિશુદ્ધિ હો ॥ગુ૦॥૧॥
અહરત્તો પોસહ કરી ॥મ૦॥ ગુરૂ મુખે કરો પચ્ચખ્ખાણુહો ॥ગુ૦॥
દેવ વંદો ત્રણુ ટંકના ॥મા૦॥ સાંભલો સદગુણી વાણીહો ॥ગુ૦॥૨॥
દોઢસો કલ્યાણુક તણો ॥મા૦॥ ગુણનો ગુણો એક મને હો ॥ ગુ૦ ॥
ભણુણ ગુણુણ કિરીયા વિના ॥મા૦॥ નવિ બોલે અન્ય વચનહો ॥ગુ૦॥૩॥
મૌન અહો નિશીદિવસનો ॥મ૦॥ રાખો શુભ પરિણામ હો ॥ગુ૦॥
મૌન એકાદશી તે ભણી ॥મા૦॥ નિરૂપમ એવું નામહો ॥ગુ૦॥૪॥
પ્રથમ દિને એકાસણું ॥ મા૦ ॥ પારણે એહિજ રીત હો ॥ગુ૦॥
બારવર્ષ તપ ઈમ કરે ॥મા૦॥ શુદ્ધ ધર્મશું પ્રીત હો ॥ગુ૦॥૫॥
અંગ અગ્યારે તે ભણે ॥મા૦॥ પડિમા તપ અગ્યાર હો ॥ગુ૦॥
પ્રતિમાસે ઉપવાસનો ॥મા૦॥ તપ કરે નિરૂપમ વાર હો ॥ગુ૦॥૬॥
સુવ્રતશેઠ તણી પરે ॥મા૦॥ મન રાખે સ્થિરતા જોગ હો ॥ગુ૦॥
તો એકાદશી દશમે ભવેં ॥મા૦॥ લહે શિવવધુ સંજોગહો ॥ગુ૦॥૭॥

---

॥ દેશી લલનાની ॥ ઢાલ. ॥ ૩ ॥

હવે ઉજમણું તપ તણું, એકાદશી દિનસાર લલના,
દિન ઈગ્યારે દેહરે, સ્નાત્ર પૂજા અધિકાર લલના ॥
ભગવંત ભાખે હરિભણી ॥૧॥

ઢાણું ઢાવિયે દેહરે, ધાન્ય ઈગ્યાર પ્રકાર ॥ લ૦ ॥
શ્રીફલ ફોફલ સુખડી, નવ નવી ભાત ઈગ્યાર લ૦ ॥ભ૦ ॥૨॥
કેસર સુખડ ધોતીયાં, કાંચન કલશ શૃંગાર લ૦ ॥
ધૂપ ધાણાને વાટકી, અંગલૂહણા ઘન સાર ॥ લ૦ ભ૦ ॥ ૩॥
અંગ ઇગ્યારે લિખાવીયે, પુઠાને રૂમાલ ॥ લ૦ ॥
ઝાબી દોરા દાબડી, લેખણુ કાંબી નિહાલ ॥ લ૦ ભ૦ ॥ ૪ ॥
ઝીલમલ ચંન્દ્રુઆ ભલા, ઠવણી સ્થાપના કાજ ॥ લ૦ ॥
પાટી જપમાલા ભલી, વાસના વટુઆ સાજ ॥ લ૦ ॥ ભ૦॥૫॥
મીજણાને વળી પૂજણા, કવલી કોથળી તામ ॥ લ૦ ॥
રેશમની પાટી રૂયડી, મુહપતી જયણા કામ ॥ લ૦ ભ૦ ॥ ૬ ॥
જ્ઞાનના ઉપગરણ ભલા, ઈગ્યાર ઈગ્યાર માન ॥ લ૦ ॥
સાધર્મિક ઇગ્યારને, પોષીજે પકવાન ॥ ॥ લ૦ ॥ ભ૦ ॥ ૭ ॥
તે સાંભલી હરિ હરખીયા, આદરે વ્રત પચ્ચખ્ખાણ ॥ લ૦ ॥
તિથિ એકાદશી તપ કરે, બાર વર્ષ ગુણ ખાણ ॥ લ૦ ભ૦ ॥૮॥
તીર્થંકર પદ તિણ થકી, ગોત્ર નિકાચિત કીધ ॥ લ૦ ॥
અમમ નામે જિન બારમા, હોસી તપ ફલ સીધ ॥ લ૦ ॥ ભ૦॥૯॥
ઈણ વિધિ શ્રીવીરે કહ્યો, એ અધિકાર અશેષ ॥ લ૦ ॥
તેહ ભણી તપ તુમે આદરો, લેશો સુખ સુવિશેષ ॥લ૦॥ભ૦॥૧૦॥

॥ કલશ॥ શ્રીવીરજિનવર સયલ સુખકર વરણવી એકાદશી, તે સુણીય વાણી ભવિક પ્રાણી તપ કરણ મન ઉલ્લસી ॥ જશવંત સાગર સુગુણ આગર શિષ્ય જિનેન્દ્રસાગરે, એકાદશી યહ સ્તવન કીધો, સુણીય ભવિયણ આદરે ॥ ૧ ॥

# अथ एकदशीनुं स्तवन.

॥ ચોપાઈની દેશી ॥

॥ સમવસરણ બેઠા ભગવંત, ધર્મ પ્રકાશે શ્રીઅરિહંત ॥ બારે પરખદા બેઠી રૂડી, માગસર સુદી અગીયારસ વડી ॥ ૧ ॥ મલ્લિનાથનાં તીન કલ્યાણક, જન્મ દીક્ષાને કેવલજ્ઞાન ॥ અર દીક્ષા લીધી રૂડી ॥ માગસર સુદી અગીયારસ વડી ॥ ૨ ॥ નમીને ઉપન્યુ કેવલ જ્ઞાન, પાંચ કલ્યાણક અતિ પ્રધાન ॥ એ તિથિની મહિમા વડી, ॥ મા૦ ॥ ૩ ॥ પાંચ ભરત ઐરવ્રત ઈમહીજ, પાંચ કલ્યાણક હુવે તિમહીજ ॥ પચાસની સંખ્યા પરગડી, ॥ મા૦ ॥ ૪ ॥ અતીત અનાગત ગણતા એમ, દોઢસો કલ્યાણક થાય તેમ ॥ કુણ તિથિ છે એ તિથિ જેવડી॥ મા૦ ॥૫॥ અનંત ચોવિશી ઈણ પરે ગણો, લાભ અનંત ઉપવાસ તણો, એ તિથિ સહુશીર એ ખડી, ॥ મા૦ ॥ ૬ ॥ મૌન પણે રહ્યા શ્રીમલ્લિનાથ, એક દિવસ સંયમ વ્રત સાથ ॥ મૌન તણી પરે વ્રત ઈમ વડી ॥ મા૦ ॥ ૭ ॥ આઠ પોહોરી પોસો લીજીયે, ચૌવિહાર વિધિશું કીજીએ ॥ પણ પ્રમાદ ન કીજે ઘડી ॥ મા૦ ॥ ૮ ॥ વર્ષ ઈગ્યાર કીજે ઉપવાસ, જાવજીવ પણ અધિક ઉલ્લાસ ॥ એ તિથિ મોક્ષ તણી પાવડી, ॥ મા૦ ॥ ૯ ॥ ઉજમણું કીજે શ્રીકાર, જ્ઞાનનાં ઉપગરણ ઈગ્યાર ઈગ્યાર ॥ કરો કાઉસગ્ગ ગુરૂ પાયે પડી ॥મા૦॥ ૧૦॥ દેહેરે સ્નાત્ર કીજે વલી, પોથી પુજો જે મન રળી ॥ મુક્તિ પુરી કીજે ઢુંકડી ॥ મા૦ ॥ ૧૧ ॥ મૌન અગીયારસ મોટું પર્વ, આરાધ્યાં સુખ લહીએ સર્વ ॥ વ્રત પચ્ચખ્ખાણ કરો આખડી ॥ મા૦ ॥ ૧૨ ॥ જેસલ સોલ ઈઠા ક્યાસી સમે, કીધું સ્તવન સહુ મનગમે ॥ સમય સુંદર કહે દાહડી ॥ મા૦ ॥ ૧૩ ॥

# श्री वीश स्थानकनुं स्तवन.

॥ હાંરે મારે પ્રણમું સરસ્વતી માગું વચન વિલાસજો, વીશરે તપ સ્થાનક મહિમા ગાઈશું રે લોલ ॥ હાંરે મારે પ્રથમ અરિહંત પદ લોગસ્સ ચોવીસજો, બીજેરે સિદ્ધ સ્થાનક પન્નર ભાવશું રે લોલ ॥૧॥ હાં૦ ત્રીજે પવયણસ્સ ગણશો લોગસ્સ સાતજો, ચઉથેરે આચારિયાણં છત્રીસનો સહીરે લોલ ॥હાં૦॥ થેરાણં પદ પંચમે દસ ઉદારજો, છઠ્ઠેરે ઉવજ્ઝાયાણં પચવીસનો સહીરે લોલ ॥ ૨ ॥હાં૦॥ સાતમે નમોલોએ સવ્વસાહુ સત્તાવીસજો, આઠમે નમો નાણસ્સ પંચે ભાવશું રે લોલ ॥ હાં૦ નવમે દરિસણ સડસઠ મનને ઉદારજો દશમે નમો વિણયસ્સ દસ વખાણીએરે લોલ ॥ ૩ ॥ હાં૦ ॥ અગીઆરમે નમો ચારિત્તસ્સ લોગસ્સ સત્તરજો; બારમે નમો બંભસ્સ નવગુણે સહીરે લો૦ ॥ હાં૦ ॥ કીરિયાણં પદતેરમે વળી પચવીસજો, ચઉદમે નમો તવસ્સ બાર ગુણે સહીરે લો૦ ॥૪॥ હાં૦ પંદરમે નમો ગોયમસ્સ અઠ્ઠાવીસજો, નમો જિણાય ચઉવીસ ગણશું સોલમેરે લો૦ ॥ સત્તરમે નમો ચારિત્ત લોગસ્સ સિત્તેર જો, નાણસ્સનો પદ ગણશું એકાવન અઢારમેરે લો૦ ॥ ૫ ॥ હાં૦ ઓગણીસમે નમો સુઅસ્સ વીસ પીસ્તાલીસજો, વીસમે નમો તિત્થસ્સ વીસ ભાવસુંરે લો૦ ॥ હાં૦ તપનો મહિમા ચારસેં ઉપર વીસજો, ષટમાસે એક ઓલી પૂરી કીજીએરે લો૦ ॥ ૬ ॥ હાં૦ તપ કરતાં વળી ગણીયે દોયહજાર જો, નવકારવાલી વીસે સ્થાનક ભાવસુંરે લો૦ ॥ હાં૦ પ્રભાવના સંઘ સ્વામી વચ્છલ સારજો, ઉજમણાં વિધ કીજીએ વિનય લીજીએરે લો૦ ॥ ૭ ॥ તપનો મહિમાં કહ્યો શ્રી વીર જિનરાયજો, વિસ્તારે ઈમ સંબંધ ગોયમ સ્વામિનેરે લો૦ ॥ હાં૦ તપ કરતાં વળી તીર્થંકર પદ હોયજો, દેવગુરૂ ઈમ

કાંતિ સ્તવન સોહામણોરે લો૦ ॥ ૮ ॥ ઇતિશ્રી વીસ સ્થાનક સ્તવન સંપૂર્ણ ॥

# श्री अढीद्वीप वीसजिनस्तवन.

॥ ઢાલ ॥ ૧ ॥ ધાતકી ખંડના ભરતમાં ॥ એ દેશી ॥

વંદુ મનશુદ્ધ વિહરમાન જીણેસર વીસ, દ્વીપ અઢીમે વિચરે જયવંતા જગદીશ ॥ કેવલ જ્ઞાનને ધારે તારે કરી ઉપગાર, કિણુ કિણુ કામે કુણ કુણ જિણ કહીશું સુવિચાર ॥ ૧ ॥ પેતાલીસ લખ જોયણ માનુષ ક્ષેત્ર પ્રમાણ, વલીયાકારે અર્ધપુષ્કર સીમા જાણ ॥ દોય સમુદ્રે સોહે દીપ અઢાઈસાર, તીણમેં પંનરે કર્મ-ભૂમિનો કહું અધિકાર ॥ ૨ ॥ પહિલો જંબુદ્વીપ સમે વિચ થાલ આકાર, લાંબો પહોલો એક લખ જોયણને વિસ્તાર ॥ મોટો તેહને મધ્ય સુદર્શન નામે મેર, તિણથી દિશિ વિદિશાની ગીણતી ચારે ફેર ॥ ૩ ॥ મેરૂથકી દક્ષિણ દિશિ એહ ભરત શુભક્ષેત્ર, પાંચસે છવીસ જોયણ છકલા તેહનો વેત્ર ॥ ઉત્તર ખંડમાં એહવો એરવત ક્ષેત્ર કહાય, ઈણ બિહુ કર્મ ભૂમિ આરા છયે ફિરતા જાય ॥ ૪ ॥ તેત્રીસ સહસ છસય ચોરાસી જોયણ જાણ, ચ્યાર કલાએ મહાવિદેહ વિષ્કંભ વખાણ ॥ ભરતથી બમણો એક એક વિજય તણો પરિમાણ, એહવી વિજય બત્રીસ, વિરાજે જેહનો ઠાણ ॥ ૫ ॥ મેરૂ વિચે કરે પૂરવ પશ્ચિમ દોય વિભાગ, સોલે સોલે વિ-જય તિહાં વિચરે વિતરાગ ॥ શાસ્વતે ચોથે આરે તારે શ્રી અ-રિહંત, એ હવે મહાવિદેહ કર્મ ભૂમિ ત્રીજી તંત ॥ ૬ ॥ પૂર્વ-વિદેહ વિજય પુષ્કલાવતી આઠમી ઠામ, પુંડરીકણી નગરી તીહાં સીમંધર સ્વામી ॥ વપ્ર વિજય પચીસમી વિજયપુરનો નામ પશ્ચિમ

વિદેહ બીજા યુગમંધર કીજે પ્રણામ ॥ ૭ ॥ તિમહીજ નવમી વચ્છવિજય વળી પૂર્વવિદેહ ॥ નયર સુસીમા તીજો બાહુ નમું ધરી નેહ ॥ વલી નાવર્ત્ત ચોવીસમા પશ્ચિમવિદેહ વખાણ, વીતશોકા નગરી તીહાં, ચોથો સુબાહુ સુજાણ ॥ ૮ ॥ એ ચ્યારેહી જિનવર જંબુદ્વીપ મઝાર, મહાવિદેહ સુદર્શન મેરૂ તણે પ્રકાર ॥ એવો જંબુદ્વીપ મહાગઢ જેમ ગિરીંદ, ખાઇરૂપે દોઈ લખ જોયણ લવણસમુદ્ર ॥ ૯ ॥

॥ ઢાલ ॥ ૨ ॥ દીપે બીજો દ્વીપ એ ધન્ય ધન્ય ધાતકી ખંડ, પહોલો ચિહું લખજોયણે મંડલરૂપે મંડ ॥ ૧૦ ॥ પૂર્વ પશ્ચિમ ધાતકી, ખંડ ગણીજે દોય ॥ વિજયમેરૂ પૂર્વ દિશે, પશ્ચિમ અચલમેરૂ જોય ॥ દી૦ ॥ ૧૧ ॥ દોય ભરત દોય એરવત દોયવલી મહાવિદેહ ॥ કર્મભૂમિ છે ષટ જિહાં, ઇણહીજ નામે એહ ॥ દી૦ ॥ ૧૨ ॥ એક એક મેરૂને આશરે, કર્મ ભૂમિ તિન તિન ॥ નિજ નિજ મેરૂથ માંડીને, લખો ચિહું દિશ લીન ॥ દી૦ ॥ ૧૩ ॥ શ્રીસુજાત જિન પાંચમા, છઠ્ઠા સ્વયંપ્રભ ઈશ ॥ ઋષભાનન જિન સાતમા, સમરીજે નીશ દિશ ॥ દી૦ ॥ ૧૪ ॥ અનંતવીર્ય જિન આઠમા, એ ચ્યારે જિન રાય ॥ પૂર્વ ધાતકી ખંડમેં, મહાવિદેહ રહાય ॥ દી૦ ॥ ૧૫ ॥ પહેલા ચિહુ જિનનીપરે, વીયનગર દિસ ઠાણ ॥ તીણહીજ નામે અનુક્રમે, વિજય મેરૂ અહીં નાણ ॥ દી૦ ॥ ૧૬ ॥ નવમા સુરપ્રભુ નમુ, દશમા દેવ વિશાલ ॥ ઈમ વજ્રધર અગીયારમા, ત્રિકરણ પ્રણમું ત્રિકાલ ॥ દી૦ ॥ ૧૭ ॥ બારમા ચંદ્રાનન જિન, પશ્ચિમ ધાતકીમાંહિ ॥ વિચરે ચ્યારે જિનવરા, અચલ મેરૂ ઉચ્છાહ ॥ દી૦ ॥ ૧૮ ॥ એહવો ધાતકી ખંડ એ, પ્રદક્ષિણા પ્રકાર ॥ અડલખ જોયણુર્વીંપીયો, સમુદ્ર કાલોદધિ સાર ॥ દી૦ ॥ ૧૯ ॥

॥ ઢાલ ॥ ૩ ॥ કાલોદધિને પેલે પારે, વીંટયો ચુડી જેમ વિચારે ॥ સોલે લખ જોયણ વિસ્તારે, દ્વીપ પુષ્કરવર અતિ સુખકારે ॥ સુખકારે પુષ્કર દ્વીપ તીજો, તેહને આગેવગે ॥ દ્વીપ પડયો પર્વત માનુષ્યત્તર, મનુષ્યક્ષેત્ર તિહાંલગે ॥ તિણ આધ કરી અઠલાખ જોયણ, અર્ધ પુષ્કર એમએ ॥ તીહાં કર્મભૂમિ છએ કહીજે, ધાતકીખંડ જેમ એ ॥ ૨૦ ॥ આધે પુષ્કરને પૂર્વ દિશે, મંદિર નામે મેરૂ તિહાં વસે ॥ પંચમ વિજ્જુમાલી મેરૂએ ઇહાં કીણઠામે ઇતરો ફેર એ ॥ ફેરએ ઇતિરો ઇહિાં નામે અવરઠામે કો નહીં, એક એક મેરે તીન તીને કર્મ ભૂમિ તિહાં કહી ॥ તિમ ભરત ઐરવત વિદેહે, નામ સિરખેહે ॥ તપ તીણહીજ નામે વિજય સગલી શાશ્વતા ધર્મક્ષેત્રએ ॥ ૨૧ ॥ ધાતકી ખંડે તિમ પુષ્કર સહી ઇણ ક્ષેત્રનો નામ કહ્યો નહીં ॥ દુગણ દુગણી અતિ વિસ્તાર એ, શાસ્ત્ર થકી લેજો સુવિચાર એ ॥ સુવિચાર દાખી તેહ સઘલો નગર તિમહીજ મન ગમે, પૂર્વ પશ્ચિમ જેહ જિણદિશ તેહ તિમહીજ અનુક્રમે ॥ શ્રીચંદ્રબાહુ ભુજંગ ઇસર નેમ ચાર તીર્થંકરા પૂર્વ પુષ્કર અર્ધમાંહે સર્વ જીવ સુખંકરા ॥ ૨૨ ॥ વૈરસેન વંદુ જિન સત્તરમા, શ્રી મહાભદ્ર અઢારમા નિત નમો ॥ દેવજસા ઓગણીસમા દેવએ, જસોઋદ્ધિ વીશમ જિન સેવ એ ॥ જિન સેવ ચ્યારે અર્ધ પુષ્કર માંહે પશ્ચિમ ભાગએ ॥ તિહાં મેરૂ વિજ્જુમાલી ચિહુદિસ વિચરતા વીતરાગ એ ॥ ચોરાશી પૂર્વ લાખ વરસાં આઉ એક એક જિનતણો, પાંચસે ધનુષ શરીર સોહે, સોવન વાન સુહામણો ॥ ૨૩ ॥ કાલ જઘન્યે ઇમ જિન વીસએ, હવે ઉત્કૃષ્ટ ભેદ કહીસ એ ॥ એકસો સિત્તેર જિહાં જિનવર રહે, પાંચે ભરતે જિણ પાંચ લહે ॥ જિણ લહે પાંચે તેમ પાંચ એરવત મલી દશ

હુઆ ॥ એક એક વિદેહ બત્તીસ વિજયા, જીહાંપણ જિણ જુ-જુઆ ॥ એકસો સિત્તેર એમ જિનવર, કોડી નવ વલી કેવલી ॥ નવ સહસ કોડી અવર મુનિવર વંદીએ નિત તે વલી ॥ ૨૪ ॥ ઇહાં ભરતે એરવતે આજ એ, પંચમ આરે નહીં જિનરાજ એ, ધન્યધન્ય પાંચે મહાવિદેહ એ, વીચરે વીસે જિન ગુણગેહ એ, ગુણગેહ દોષ અઢાર જીત્યા અતિશયા ચોતીસ એ ॥ ચોસઠ ઇન્દ્ર નરિંદ સેવત નમુ તે નીસ દીસએ ॥ તીહાં આજ વિચરે તરણતા-રણ કેવલી દોયે કોડએ, દુઅ સહસ કોડીસુ સાધુ બીજા, નમું એકર જોડએ ॥ ૨૫ ॥

॥ કલસ ॥ એમ અઢી દ્વીપ પનરમા કર્મ ભૂમિક્ષેત્ર પ્રમા-ણએ, સિદ્ધાંત પ્રકરણ સાખ ભાખ્યા વીસ વિહરમાણ એ ॥ શ્રી નગર જેસલમેર સંવત સતર ગુણતીસે સમે, સુખવિજય હરખ જિણંદ સાનિધે, નેહ ધરિ ધર્મસિંહ નમે ॥ ૨૬ ॥ ઇતિ શ્રી અ-ઢીદ્વીપ જિન સ્તવન સંપૂર્ણ.

---

## श्री कल्याणकनुं स्तवन.

॥ દુહા ॥ પ્રણમી જિન ચોવીસને, કહું કલ્યાણક તાસ ॥ માસ અમાવસ્ય તણી, રીતિ ધરી સુવિલાસ ॥ ૧ ॥ જેહના નામ સ્મરણ થકી, નાસે ભવ ભવ પાપ ॥ તિણે કલ્યાણકને દિને, કીજે પ્રભુનો જાંપ ॥ ૨ ॥ ચ્યવન પરમેષ્ઠિને નમઃ, જનમ અર્હતે નામ ॥ નાથાય નમઃ દિક્ષા પદે, ગણીએ નિજગુણ કામ ॥ સર્વ-જ્ઞાય નમઃ કેવલી, મોક્ષ પારગતાય ॥ આંબિલ પોષધને વળી, એકાસણે પણ થાય ॥ ૪ ॥

॥ ઢાળ ॥ ૧ ॥ પ્રભુ ચિત્ત ધરીને અવધારો મુજવાત ॥ એ દેશી ॥

આસો સુદ પૂનમ દિનેજી, ચ્યવિયા નમિ જિનરાય ॥ વદી પાંચમ દિન કેવલીજી, સંભવ જિનવર થાય ॥ ૧ ॥ ભવિ ભાવ ધરીને ગાવો જિન કલ્યાણ ॥ ૧ ॥ એ આંકણી ॥ બે કલ્યાણક બારશે જી, નેમજી ચ્યવન પ્રમાણ ॥ પદ્મપ્રભુ જિન જનમીયાજી તેરસે દિક્ષા મંડાણ ॥ ભવિ૦ ॥ ૨ ॥ વીર અમાવાસે શિવ ગયાજી, હવે કાર્ત્તિક સુદ જાણ ॥ ત્રીજે સુવિધિ કેવલીજી, બારસે અર જિનનાણ ॥ ભવિ૦ ॥ ૩ ॥ કાર્ત્તિકવદી પાંચમ દિનેજી, સુવિધિ જન્મ એમ હોય ॥ છઠે વ્રત સુવિધિ લીએજી, દસમે વીર વ્રત જોય ॥ ભવિ૦ ॥ ૪ ॥ અગીઆરસ દિને શિવ લહ્યાજી જિન ઉત્તમ મહારાજ ॥ પદ્મપ્રભુને પ્રણમતાંજી, લહીયે અવિચલ રાજ ॥ ભવિ૦ ॥ ૫ ॥

॥ ઢાલ ॥ ૨ ॥ પ્રથમ ગોવાલા તણે ભવેજી ॥ એ દેશી ॥

માગસર શુદ દશમી દિનેજી, કલ્યાણક છેરે દોય ॥ અરજિન જન્મને શિવ લહ્યાજી, તે પ્રણમો સહુ કોયરે ॥ ભવિકા ॥ પ્રણમો શ્રી જિનચંદ ॥ જસ પ્રણમે વાસવ વૃંદરે ॥ ભવિકા૦ ॥ ૧ ॥ એ આંકણી ॥ અગીઆરસ દિન મોટકોજી, જે દિન પાંચ કલ્યાણ ॥ મલ્લિ જન્મવ્રત કેવલીજી, અર વ્રત નમી જિન નાણરે ॥ ભવિકા૦ ॥ ૨ ॥ જન્મ્યા સંભવ ચોદશેજી, પુનમે વલી વ્રત લીધ ॥ વદી દશમીથી ચૌદશ લગેજી, લાગટ છે પ્રસિદ્ધરે ॥ ભવિકા૦ ॥ ૩ ॥ પાર્શ્વ જન્મ વલી વ્રત લીયોજી, ચન્દ્રજન્મ વ્રત સાર ॥ શીતલ કેવલ પામીયાજી, હવે પોસ સુદી અવધારરે ॥

ભવિકા૦ ॥ ૪ ॥ વિમલ કેવલી છઠે દિનેજી, નવમી એ શાંતિને નાંણુ ॥ અજિત નાણુ અગીઆરસેજી, લોકાલોક સુજાણરે ॥ ભવિકા૦ ૫ ॥ ચૌદસે કેવલ ઉપનોજી, અભિનંદન જિણ ભાણુ ॥ ધર્મ કેવલી પુનિમેજી, હવે વદીનું મંડાણરે ॥ ભવિ૦ ॥ ૬ ॥ છઠે પદ્મ ચ્યવન ભલુંજી, બારસને દિન દોય હોય ॥ શિતલ જન્મ મુનિ થયાજી, તેરસે ઋષભ શિવ હોયરે ॥ ભવિકા૦ ॥ ૭ ॥ અમાવાસ્યા દિન પામીયાજી, શ્રેયાંસ કેવલનાણુ ॥ જિન ઉત્તમ પદ પદ્મનેજી, પ્રણમો ભવિક સુજાણરે ॥ ભવિકા૦ ॥ ૮ ॥

॥ ઢાલ ॥ ૩ ॥ સુંદર મહાસુદીમાં હવે જાણીયે, બે કલ્યાણુક બીજે હો ॥ સુંદર અભિનંદન પ્રભુ જનમીયા, કેવલી વાસુપૂજ્ય હો ॥ સુંદર કલ્યાણુક દિને ગાઇએ ॥ ૧ ॥ સુંદર ત્રીજ દીને પણ દોઈ કહ્યા, જન્મ વિમલને ધર્મહો ॥ સુંદર ચોથે વિમલ જિન વ્રત લીયે, આઠમે અજિતનો જન્મહો ॥ સુ૦ ॥ ૨ ॥ સુંદર નોમે અજિત દિક્ષા લીયે, બારસે વ્રત અભિનંદ હો ॥ સુંદર તેરસે ધર્મ ચારિત્રિયા, વદી માં સુણી સુખકંદ હો ॥સુ૦॥ ૩ ॥ સુંદર છઠે સુપાસજી કેવલી, સાતમે દોય કલ્યાણ હો ॥ સુંદર શિવ પહોત્યા સુપાસજી, ચંદ્રપ્રભુ લહે નાણુ હો ॥ સું ॥ ૪ ॥ સુંદર નોમ દિને સુવિધિ ચ્યવીયા, એકાદશી આદિ નાણુ હો ॥ સુંદર બારસે દોય શ્રેયાંસ જણ્યા, મુનિસુવ્રત નાણુ જાણી હો ॥ સુ૦ ॥ ૫ ॥ સુંદર તેરસે શ્રેયાંસ વ્રત લીયે, જાયા ચોદસે વાસુપૂજ્ય હો ॥ સુંદર અમાવાસ્યા વાસુપૂજ્ય વ્રત, ફાગણ સુદી હવે બીજહો ॥ સુંદર૦ ॥ ૬ ॥ સુંદર અર ચ્યવીયા ચોથે મલ્લિ ચ્યવ્યા, સંભવ આઠમ ચ્યવન હો ॥ સુંદર બારસે દોય સુવ્રત વ્રતી મલ્લી મોક્ષ કરો મનન હો ॥ સુંદર૦ ॥ ૭ ॥ સુંદર વદી ચોથે

હોય જાણીએ, પાર્શ્વ ચ્યવન નાણુ હો ॥ સુંદર પાંચમ ચંદ્ર ચ્ય-
વ્યાવલી, આઠમ દોય કલ્યાણક હો ॥ સુંદર૦ ॥ ૮ ॥ સુંદર ઋ-
ષભજી જનમને વ્રત લીયે, ચ્યાર મુષ્ટી કરી લોચ હો ॥ સુંદર
તપપદ પદ્મ નમ્યા થકી, નવિ આવે ભવિ શોચ હો ॥સુંદર૦॥૯॥

॥ ઢાલ ॥ ૪ ॥ માલી કેરા બાગમાં ॥ એ દેશી ॥

ચૈત્ર સુદી ત્રીજે સૂણો કુંથુ જિનનાણુરે લો૦ અહો કુંથુ જિન
નાણુરે લો૦ ત્રણ પાંચમેં અનંત અજીતજી, સંભવ નિર્વા-
ણુરે લો૦ ॥ અહો સંભવ ॥ ૧ ॥ નોમે સુમતિ જિન શિવ વર્યા
અગીઆરસે લહ્યા નાણુરે લોલ ॥ અહો અ૦ તેરસે વીરજી જ-
નમીયા, રાકા પદમ વિનાણુરે લો ॥ અહોરા૦ ॥ ૨ ॥ વદી પડવે
કુથું શિવ લહ્યા, બીજે શિતળ સિધ્યારે લોલ ॥ અહો૦ ॥ કુંથુ
દિક્ષા લીએ પાંચમે, નિજ કાર્ય સિધ્યાં રે લોલ ॥ અહો૦ ॥
૩ ॥ ચવીયા શિતલ છઠ્ઠ દિને, નમિ શિવ પદ દશમેરે લોલ
॥ અહો૦ ॥ અનંત જન્મ વલી તેરસે, ત્રણ છે ચૌદમેરે લોલ
॥ અ૦ ॥ ૪ ॥ દિક્ષા કેવલ ઈણુ દીને, પામ્યા શ્રીઅનંતરે લોલ
॥ અહો૦ ॥ તિમ કુંથુ જિન જન્મીયા, પ્રણમો ભવિ સંતરે લો
॥ અહો ॥ ૫ ॥ વૈશાખ સુદી ચોથને દીને, અભિનંદન ચવિયારે
લો૦ ॥ અહો૦ ॥ અભિનંદન શિવ પામીયા, સુમતિ જિન જા-
યારે લો૦ ॥ અહો૦ ॥ નોમે સુમતિ વ્રત વીરજી, દશમેં નાણુ
પાયારે લો ॥ અહો૦ ૭ ॥ બારસે વિમલ ચ્યવન થયા, હવે
તેરસે ઇઠ્ઠરે લો ॥ અહો૦ ॥ અજિત ચ્યવ્યા વદી સાંભલો, ચ્યવ્યા
શ્રેયાંસ છઠેરે લો ॥ અહો૦ ॥ ૮ ॥ આઠમે સુવ્રત જનમીયા,
નેમિ મોક્ષ પધાર્યારે લો ॥ અહો૦ ॥ તેરસે શાંતિ જન્મીયા તે,
મ સિદ્ધિ સિધાયારે લો ॥ અહો૦ ॥ ૯ ॥ શાંતિ વ્રત લીયે ચો-

દશી, તજી સર્વ ઉપાધિરે લો ॥ અહો૦ ॥ તસપદ પદ્મને પ્રણુમતાં, લહે: અવ્યાબાધરે લોલ ॥ અહો ॥ અ ॥ ૧૦ ॥

॥ ઢાલ ॥ ૫ ॥ વાડી ફુલી અતિ ભલી ॥ મનભમરારે ॥ એ દેશી ॥

જેઠ સુદી પાંચમ દિને, જિન નમીયેરે ॥ મોક્ષ ગયા ધર્મનાથ ભવિક જિન નમીયેરે ॥ ચવિયા વાસુપૂજ્ય નવમીયે જિન નમીયેરે ॥ જે તારે ગ્રહી હાથ, ભવિક જિન નમિયેરે ॥૧॥ બારસે સુપાસજી, જન્મ્યા જિ૦ ॥ તેરસે દીક્ષા લીધ ॥ ભ૦ ॥ વદી ચોથે ચ્યવ્યા ઋષભજી ॥ જિ૦ ॥ સાતમે વિમલને મોક્ષ ॥ ભ૦ ॥ ૨ ॥ નમિ જિન દીક્ષા નવમીયે ॥ જિ૦ ॥ અસાડ શુદી છઠ દીને ॥ ભ૦ ॥ વીર ચ્યવન છે આઠમે ॥ જિન૦ ॥ મોક્ષ અરિષ્ટ નેમિ જિન ॥ ભ૦ ॥ ૩ ॥ વાસુપૂજ્ય શિવ ચૌદશે ॥ ભ૦ ॥ વદી ત્રીજે અવધાર ॥ ભ૦ ॥ સિદ્ધિશ્રી શ્રેયાંસને ॥ જિ૦ ॥ પામ્યા ભવોદધિ પાર ॥ ભ૦ ॥ ૪ ॥ અનંતનાથ ચ્યવ્યા સાતમે ॥ જિ૦ ॥ આઠમે નેમિ જિન જન્મ ॥ ભ૦ ॥ કુંથુ ચ્યવ્યા નોમે તેહના ॥ જિ૦ ॥ પ્રણમો પાદ પદ્મ ॥ભ૦॥ ૫॥

॥ ઢાલ ॥ ૬ ॥ સુણુ મોરી સજની રજની જાયરે ॥એ દેશી॥

સુમતિ ચ્યવ્યા શ્રાવણ સુદ બીજેરે ॥ નેમિ જન્મ પાંચમ દિન લિજેરે ॥ છઠ દિન દીક્ષા નેમજીએ લીધીરે ॥ પાર્શ્વ આઠમ દિન વરીયા સિદ્ધિરે ॥ ૧ ॥ પુનમે મુનિસુવ્રત પ્રભુ ચ્યવિયારે ॥ વદી સાતમે દોય કલ્યાણુક જાણોરે ॥ શાન્તિ ચ્યવન ચન્દ્ર નિર્વાણુરે ॥ આઠમે ચવીઆ સુપાસ જીન ભાણુરે ॥ ૨ ॥ ભાદરવા સુદી નવમી સુવિધિ નિર્વાણુરે ॥ વદી અમાવાસ્યા અરીષ્ટ

નેમી નાણુરે ॥ એણીપેરે શ્રીજીન ઉતમ ગાયારે ॥ પદ્મવિજય કહે ભવ ફલ પાયારે ॥ ૩ ॥

॥ ઢાલ ॥ ૭ ॥ ગિરૂઆરે ગુણ તુમ તણા ॥ એ દેશી ॥

કલ્યાણુક દિન ગાઇએ, ભાવ હર્ષ ધરી બહુ માનોરે ॥
પ્રભુ ગુણ સ્મરણ નિત્ય કરી, તપ કરીયે થઇ સાવધાનોરે ॥ક૦૧॥
તે કલ્યાણકનું ગણો, વલી ગણણું હોય હજારરે ॥
વર્ત્તમાન ચોવીશીએ, કલ્યાણક દિન અતિ સારોરે ॥ ક૦ ॥ ૨ ॥
ઈમ અનંત ચોવીશી ધારીએ, તો અનંત કલ્યાણક થાયરે ॥
ઉજમણું પણ કીજીયે, ધરી ભક્તિ શક્તિ નિરમાયરે ॥ક૦॥૩॥
સંવત અઢાર છત્રીશના, માહાવદી બીજને શનિવારરે ॥
શોભન જોગે શોભન થયું, પ્રભુ ગાયો હર્ષ અપારરે ॥ક૦॥૪॥
પાટણ ચોમાસું રહી, લહી જિન ઉત્તમ સુપસાયરે ॥
પદ્મવિજય પુણ્યે કરી, ઈમ થુણીયા શ્રી જિનરાયરે ॥ ક૦ ॥ ૫ ॥

---

## अथ श्री छ आवश्यकनुं स्तवन.

॥ દુહા ॥ ચોવીસે જિનવર નમું, ચતુર ચેતના કાજ ॥ આવશ્યક જિણ ઉપદિશ્યા, તે થુણશ્યું જિનરાજ ॥ ૧ ॥ આવશ્યક આરાધીયે, દીવસ પ્રત્યે દોયવાર ॥ દુરિત દોષ દૂરે ટલે, એ આત્મઉપકાર ॥ ૨ ॥ સામાયિક ચઉવિસથ્થો, વંદન પડિકમણેણુ કાઉસગ્ગ પચ્ચખાણુકર, આતમ નિર્મળ એણુ ॥ ૩ ॥ ઝેર જાય જિમ જાંગુલી, મંત્ર તણો મહિમાય ॥ તેમ આવશ્યક આદરે, પાતક દુર પલાય ॥ ૪ । ભાર તજી જિમ ભારવહીં, હેલે હળવો થાય ॥ અતિચાર આલોયતાં, જન્મ દોષ તિમ જાય ॥ ૫

॥ ઢાલ ॥ ૧ ॥ કપુર હોય અતિ ઉજલુરે ॥ એ દેશી ॥

॥ પેહેલૂં સામાયિક કરોરે, આણી સમતા ભાવ ॥ રાગ દ્વેષ દૂરે કરોરે, આતમ એહુ સ્વભાવરે ॥ પ્રાણી સમતા છે ગુણ ગેહુ ॥ એતો અભિનવ અમૃત મેહુરે ॥ પ્રાણી૦ ॥ ૧ ॥ આપે આપ વિચારીએરે, રમીએ આપ સ્વરૂપે ॥ મમતા જે પરભાવનીરે, વિશ્રમા તે વિષ કુપરે ॥ પ્રાણી૦ ॥ ૨ ॥ ભવ ભવ મેળવી મુકીયાંરે, ધન કુટુંબ સંજોગ ॥ વાર અનંતી અનુભવ્યારે, સવિ સંજોગ વિજોગરે ॥ પ્રાણી૦ ॥ ૩ ॥ શત્રુ મિત્ર જગકો નહીંરે, સુખ દુ:ખ માયા જાલ ॥ જો જાગે ચિત્ત ચેતનારે, તો સવિ દુખ વિસરાલરે ॥ પ્રાણી૦ ॥ ૪ ॥ સાવદ્ય જોગ સવી પરિહુરોરે, એ સામાયિક રૂપ ॥ હુઆ એ પરિણામથીરે, સિદ્ધ અનંત અરૂપરે ॥ પ્રાણી૭ ॥ ૫ ॥

॥ ઢાલ ॥ ૨ ॥ સાહેલડીની ॥ એ દેશી ॥

॥ આદીશ્વર આરાહીયે સાહેલડીરે, અજિત ભજો ભગવંત તો ॥ સંભવનાથ સોહામણા ॥ સા૦ ॥ અભિનંદન અરિહંત તો ॥ ૧ ॥ સુમતિ પદ્મપ્રભ પુજીએ ॥ સા૦ ॥ સમરૂં સ્વામી સુપાર્શ્વતો ॥ ચંદ્રપ્રભ ચિત્ત ધારીએ ॥ સા૦ ॥ સુવિધિ સુવિધિ ઋદ્ધિ વાસતો ॥ ૨ ॥ શીતલ ભૂતલ દિનમણી ॥ સા૦ ॥ શ્રી પુરણ શ્રેયાંસતો ॥ વાસુપૂજ્ય સુર પૂજીઆ ॥ સા૦ ॥ વિમલ વિમલ જસ હોતતો ॥ ૩ ॥ કરૂં અનંત ઉપાસના ॥ સા૦ ॥ ધર્મ ધર્મ ધુર ધાર તો ॥ શાંતિ કુંથુ અર મલ્લિ નમુ ॥ સા૦ ॥ મુનિસુવ્રત વડવીર તો ॥ ૪ ॥ ચરણ નમું નમીનાથના ॥ સા૦ ॥ નેમિશ્વર કરૂં ધ્યાન તો ॥ પાર્શ્વનાથ પ્રભુ પૂજીએ સાહેલડીરે,

વંદુ શ્રીવર્દ્ધમાન તો ॥ ૫ ॥ એ ચોવીસે જિનવરા ॥ સા૦ ॥ ત્રિભુવન કરણુ ઉદ્યોતતો ॥ મુક્તિ પંથ જેણે દાખવ્યો ॥ સા૦ ॥ નિર્મલ કેવલ જ્યોતિ તો ॥ ૬ ॥ સમકિત શુદ્ધ એહુથી હોય ॥ સા૦ ॥ લીજે ભવનો પાર તો ॥ બીજું આવશ્યક ઈશ્યું ॥ સા૦ ॥ ચઉવીસથ્થો સાર તો ॥ ૭ ॥

॥ ઢાલ ॥ ૩ ॥ ગીરિમાં ગોરો ગીરૂઓએ ॥ એ દેશી ॥

॥ બે કર જોડી ગુરૂ ચરણે દેઉ વાંદણાંરે ॥ આવશ્યક પચવીશ ધારોરે, ધારોરે ધારા રેદોષ બત્રીશ નિવારીએરે ॥ ૧ ॥ ચાર વાર ગુરૂ ચરણે, મસ્તક નમીએરે॥બાર કરી આવર્ત્ત ખામોરે ખામોરે ખામોરે વલી તેત્રીસ આશાતનારે ॥ ૨॥ગીતાર્થ ગુણી ગિરૂઅ ગુરૂને વંદતાંરે, નીચ ગોત્ર ક્ષય જાય, થાયેરે થાયેરે ઉંચ ગોત્રની અરજનારે ॥ ૩ ॥ આણુ ઓલંગે કોઈ ન જગમાં તેહનીરે, પરભવ લહે સૌભાગ્ય, ભાગ્યરે ભાગ્યરે દીપે જગમાં તેહનુંરે ॥ ૪ ॥ કૃષ્ણરાય મુનિવરને દીધાં વાંદણાંરે, ક્ષાયિક સમકિત સાર પામ્યારે પામ્યારે તીર્થંકર પદ પામશેરે, ॥ ૫ ॥ શીતલ આચાર્ય જિમ ભાણેજને રે દ્રવ્ય વાંદણાં દીધ, ભાવેરે ભાવેરે દેતાં વલી કેવલ લહ્યુંરે ॥ ૬ ॥ એ આવશ્યક ત્રીજું એણીપેરે જાણજોરે, ગુરૂવંદણ અધિકાર ॥ કરજોરે કરજોરે વિનય ભક્તિ ગુણવંતની રે ॥ ૭ ॥

॥ ઢાલ ॥ ૪ ॥ ચેતન ચેતોરે ચેતના ॥ એ દેશી ॥

॥ જ્ઞાનાદિક જિનવર કહ્યાંરે, જે પાંચે આચાર તો ॥ દોયવાર તે દિન પ્રતિરે, પડિક્કમીએ અતિચાર ॥ જયો જિન વીરજીરે ॥ ૧ ॥ આલોઇને પડિક્કમીરે, મિચ્છામિ દુક્કડં દેય ॥ મન વચ કાયા શુદ્ધ કરીરે, ચારિત્ર ચોખું કરેય ॥ જયો૦ ॥ ૨ ॥

અતિચાર શલ્ય ગોપવેરે, ન કરે દોષ પ્રકાશ ।। માછી મલ્લ તણી પરેરે, તે પામે પરિહાસ ।। જયો૦ ।। શલ્ય પ્રકાશે ગુરૂ મુખેરે, હોય તસ ભાવ વિશુદ્ધ ।। તેં હસી હારે નહીંરે, કરે કર્મશું યુદ્ધ ।। જયો૦ ।। ૩।। અતિચાર ઇમ પડિક્કમીરે, ધર્મ કરો નિઃશલ્ય ।। જિતપતાકા તિમ વરોરે, જિમ જગ પલ્લહી મલ્લ ।। જયો૦ ।। ૫ ।। વંદિત્તુ વિધિશું કહોરે, તિમ પડિકમણા સૂત્ર ।। ચોથું આવશ્યક ઇસ્યુરે, પડિક્કમણા સૂત્ર પવિત્ર ।। જયો૦ ।। ૬ ।।

।। ઢાલ ।। ૫ ।। હવે નિસુણો ઈહાં આવીયા ।। એ દેશી ।।

।। વૈદ્ય વિચક્ષણ જેમ હરે એ, પહેલાં સોલ વિકારતો ।। દોષ શેષ પછી રૂઝવાએ, કરે ઔષધ ઉપચાર તો ।। ૧ ।। અતિચાર વ્રણ રૂઝવાએ, કાઉસ્સગ્ગ તિમ હોય તો ।। નવપલ્લવ સંયમ હુવે એ, દૂષણ નવી રહે કોય તો ।। ૨ ।। કાયાની સ્થિરતા કરી એ, ચપલ ચિત્ત કરો ઠામતો ।। વચન જોગ સવિ પરિહરિએ, રમીએ આતમરામ તો ।। ૩ ।। શ્વાસ ઉશ્વાસાદિક કહ્યાએ, જે સોલે આગાર તો ।। તેહ વિના સવિ પરિહરો એ, દેહતણા વ્યાપાર તો ।। ૪ ।। આવશ્યક એ પાંચમું એ, પંચમ ગતિ દાતાર તો ।। મનશુદ્ધે આરાધીયે એ લહીએ ભવનો પાર તો ।। ૫ ।।

।। ઢાલ ।। ૬ ।। વાલમ વહેલારે આવજો ।। એ દેશી ।।

।। સુગુણ પચ્ચખ્ખાણ આરાધજો, એહ છે મુક્તિનું હેતરે ।। આહારની લાલચ પરિહરો, ચતુર ચિત્ત તું ચેતરે ।। સુ૦ ।। ૧ ।। શલ્ય કાઢયું વ્રણ રૂજવ્યું, ગઈ વેદના દૂરરે ।। પછી ભલા પથ્ય ભોજન થકી, વધે દેહ જેમ નૂરરે ।। સુ૦ ।। ૨ ।। તિમ પડિક્કમણ કાઉસ્સગ્ગથી, ગયો દોષ સવી દુષ્ટરે ।। પછી પચખાણ

ગુણ ધારણે, હોય ધર્મ તનુ પુષ્ટરે ॥ સુ૦ ॥ ૩ ॥ એહુથી કર્મ કાદવ ટલે, એહ છે સંવર રૂપરે ॥ અવિરતિ કુપથી ઉદ્ધરે, તપ અકલંક સ્વરૂપરે ॥ ૪ ॥ પૂર્વ જન્મ તપ આચાર્યો. વિશલ્ય થઇ નાર રે ॥ જેહુના નવણુના નીરથી, શમે સકલ વિકારરે ॥ સુ૦ ॥ ૫ ॥ રાવણે શક્તિ શસ્ત્રે હણ્યો, પડયો, લક્ષ્મણ સેજરે ॥ હાથ અડતાં સચેતન થયો, વિશલ્યા તપ તેજરે ॥ સુ૦ ॥ ૬ ॥ છઠું આવશ્યક કહ્યું, એહવું તે પચખાણ રે ॥ છએ આવશ્યક જેણે કહ્યાં, નમું તે જગ ભાણુરે ॥ સુ૦ ॥ ૭ ॥

॥ કલશ ॥ તપગચ્છનાયક મુક્તિદાયક શ્રીવિજયદેવ સૂરિશ્વરો ॥ તસપદ દીપક મોહ ઝીપક શ્રી વિજય પ્રભ સુરી ગણધરો ॥ શ્રીકીર્ત્તિવિજય ઉવઝાય સેવક, વિનયવિજય વાચક કહે ॥ છ આવશ્યક જે આરાધે, તેહ શિવ સંપદ લહે ॥ ૧ ॥ ઇતિ ષડાવશ્યક સ્તવનં ॥

---

## अथ षट्पर्वी महात्म्य स्तवन.

શ્રીગુરૂપદ પંકજ નમીરે, ભાંખું પર્વ વિચાર ॥ આગમ ચરિત્રને પ્રકરણે રે, ભાખ્યો જેમ પ્રકારો રે ॥ ભવિયણ સાંભલો ॥ ૧ ॥ નિદ્રા વિકથા ટાલીરે, મુકી આમળો ॥ એ આંકણી ॥ ચરમ જિણંદ ચોવીશમોરે, રાજગ્રહી ઉદ્યાન ॥ ગૌતમ ઉદ્દેશી કહેરે, જિનપતિ શ્રી વર્દ્ધમાનરે ॥ ભવિ૦ ॥ ૨ ॥ પક્ષમાં ષટ તિથિ પાળીએરે, આરંભાદિક ત્યાગ ॥ માસમાં ષટ પર્વી તિથિરે, પોસહ કેરા લાગ રે ॥ ભવિ૦ ॥ ૩ ॥ દુવિધ ધર્મ આરાધવારે, બીજ તે અતિ મનોહાર ॥ પંચમી નાણ આરાધવા રે, અષ્ટમી

કર્મ ક્ષયકારારે ॥ ભવિ૦ ॥ ૪ ॥ ઇગ્યારસ ચૌદશી તિથિરે, અંગ પૂર્વને કાજ ॥ આરાધી શુભ ધર્મનેરે, પામો અવિચલ રાજરે ॥ ભવિ૦ ॥ ૫ ॥ ધનેશ્વર પ્રમુખે થયા રે, પર્વ આરાધ્યાં રે એહ ॥ પામ્યા અવ્યાબાધનેરે, નિજગુણ રિદ્ધિ વરેહરે ॥ ભવિ૦ ॥ ૬ ॥ ગૌતમ પૂછે વીરનેરે, કહો તેનો અધિકાર ॥ સાંભળી પર્વ આરાધવારે, આદર હોય અપારરે ॥ ભવિ૦ ॥ ૭ ॥

॥ ઢાલ ॥ ૨ ॥ એકવીસાની ॥ એ દેશી ॥

॥ ધનપુરમાં રે, શેઠ ધનેશ્વર શુભમતિ ॥ શુદ્ધ શ્રાવકરે, પર્વ તિથે પોસહ વ્રતી ॥ ધનશ્રી તસરે, પત્ની નામ સોહામણો ॥ ધનસાર સૂત રે, તેહનો જન્મનો કામણો ॥ ૧ ત્રોટક ॥ કામણો નિજહિત કારણમાટે, શેઠજી આઠમ દિને ॥ લઇ પોસહ શૂન્ય ઘરમાં, રહ્યા કાઉસ્સગ સ્થિરમને ॥ ઇણ અવરે સોહમ ઈંદો, બેઠો નિજસુર પર્ષદા ॥ કરે પ્રશંસા શેઠની ઈમ, સાંભલે સહુ સુર તદા ॥ ૨ ॥ જો ચળાવે રે સુરપતિ જઈને આપ હિ, પણ શેઠજીરે પોસહમાંહિ ચલે નહિં ॥ ઈમ નિસુણી રે મિથ્યાત્વી એક ચિંતવે ॥ હું ચળાવું રે જઇને હરકોઈ કૌતુકે ॥ ૩ ॥ ત્રોટક ॥ શેઠના મિત્રનું રૂપ કરીને, કોટી સુવર્ણનો ઢગ કરી કહે લ્યો એ શેઠ તો પણ, નવિ ચળ્યા જેમ સુરગિરિ ॥ પછી પત્નીનું રૂપ કરીને, આલિંગનાદિક બહુ કરે ॥ અનુકૂલ ઉપસર્ગે તો હી શેઠજી, ધ્યાન અધિકેરૂ ધરે ॥ ૪ ॥ કરે બિહામણું રે તાપ પ્રમુખ દેખાડતો ॥ નારીને સુત રે આવી ઇણિપરે, ભાખતો ॥ પારો પોસહરે અવસર તુમચો બહુ થયો ॥ તબ શેઠજીરે ચિંતવે કાલ કેતો થયો ॥ ૬ ॥ ત્રોટક ॥ સજ્ઝાયને અનુસાર કરીને, જાણ્યું છે હજી રાત એ ॥ પોસહ હમણાં પારીયે કિમ નવી થયો પ્ર-

ભાત એ ॥ તબ પિશાચનું રૂપ કરીને, ચામડિ ઉતાડતો ॥ ઘાત ઉછાલન શિલા સ્ફાલન, સાયરમાંહિ નાંખતો ॥ ૬ ॥ ઈમ પ્રતિકૂલ રે, ઉપસર્ગે પણ નવિ ચળ્યા ॥ પ્રાણાંતરે અષ્ટમી વ્રતથી નવી ચળ્યા ॥ તબ તે સુર રે માગ માગ મુખ ઈમકહે ॥ પણ ધ્યાનમાંરે તે વાત પણ નવીલહે ॥ ૭ ॥ ત્રોટક ॥ તવ તેણે રત્ન અનેક કોટિ, વૃષ્ટિ કીધી જાણીએ ॥ બહુ જણા પર્વ આરાધવાને, સાદરા ગુણખાણએ ॥ રાજા પણ તે દેખી મહિમા, શેઠને માને ઘણું ॥ કહે ધન્ય ધન્ય શેઠજી તુમ, સફલ જીવિત હુ ગણું ॥૮॥

॥ ઢાલ ॥ ૩ ॥ સાહેલડી ॥ એ દેશી ॥

॥ તેહ નગરમાંહે વસે ॥ સાહેલડીરે ॥ ત્રણ પુરૂષ ગુણવંત તો ॥ ઘાંચી હાલિ એક ધોબી સાહેલડીરે, ષટપર્વી પાલંત તો ॥ ૧ ॥ સાધર્મિક જાણી કરી ॥ સા૦ ॥ શેઠ કરે બહુ માનતો ॥ પારણે અશન વસન તથા ॥ સા૦ ॥ દ્રવ્યતણું બહુ દાન તો ॥ ૨ ॥ સાધર્મિક સગપણ વડુ ॥ સા૦ ॥ એ સમ અવર ન કોઈ તો ॥ શેઠ સંગે તે ત્રણ જણા ॥ સા૦ ॥ સમકિત દૃષ્ટિ હોય તો ॥ ૩ ॥ એક દિન ચૌદસને દિને સાહેલડીરે રાય ધોબીને ગેહતો ॥ ચિવર રાય રાણી તણાં ॥ સા૦ ॥ મોકલિયાં વરનેહ તો ॥ ૪ ॥ આજ જ ધોઈ આપજો ॥ સા૦ ॥ મહોચ્છવ કૌમુદી કાલ તો ॥ રજક કહે સુણો માહરે ॥ સા૦ ॥ કુટુંબ સહિત વ્રત પાલ તો ॥ ૫ ॥ ધોવું નહિ ચૌદસ દિને ॥ સા૦ ॥ ભાવ નૃપ બોલે જાણનો ॥ નૃપ આણાયે નિયમ શો ॥ સા૦ ॥ જેહથી જાયે પ્રાણ તો ॥ ૬ ॥ સજ્જન શેઠ પણ ઈમ કહે ॥ સા૦ ॥ એહમાં હઠ નવિ તાણતો ॥ રાજકોપ અપભ્રાજના સા૦

॥ ધર્મ તણી પણ હાણુતો ॥ ૭ ॥ વળી રાયાભિયોગેણું ॥સા૦॥ છે આગાર પચખાણુ તો ॥ તવ ધોબી ચિત્ત ચિંતવે ॥ સા૦ ॥ દૃઢતા વિણુ ધર્મ હાણુતો ॥ ૮ ॥ ધોવું નવિ માન્યું તિણે ॥ સા૦ ॥ રાયે સુણી તે વાત તો ॥ કુટુંબ સહિત નિગ્રહ કરૂં ॥ સા૦ ॥ કાલે જો હું નૃપ સાચ તો ॥ ૯ ॥ દેવ યોગે તે રાતમાં ॥ સા૦ ॥ શૂલ વ્યથા નૃપ થાય તો ॥ હાહાકાર નગર થયો ॥ સા૦ । ઇમ દિન ત્રણ વહી જાય તો ॥ ૧૦ ॥ પડવે દિન ધોઈ કરી ॥ સા૦ ॥ આપ્યા વસ્ત્ર તે રાય તો ॥ નિર્વાહ સુખે થયો ॥ સા૦ ॥ ધર્મતણે સુપસાય તો ॥ ॥ ૧ ॥

॥ ઢાલ ॥ ૪ ॥ ભરત નૃપ ભાવશું ॥ એ દેશી ॥

॥ નરપતિ ચૌદસને દિનેએ, ઘાણી વાહન આદેશ ॥ કરે તેલી પ્રતેએ, રજકપરે તે અશેષ ॥ વ્રત નિયમ પાલિયે એ ॥૧॥ આંકણી ॥ ભૂપતિ કોપે કલકલ્યોએ, ઇણે અવસર પરચક્ર ॥ આવ્યું દેશ ભાંજવાએ, મહાદુર્દાન્ત તે ચક્ર ॥ ૨ ॥ વ્રત નિ૦ ॥ નૃપ પણ સન્મુખ નીકલ્યોએ, યુદ્ધ કરણને કાજ ॥ વિકલ ચિત્તથી થયો એ, ઇમ રહી તેલિની લાજ ॥ વ્રત૦ ॥ ૩ ॥ હાલિને આઠમ દિને એ, દીધું મુહૂર્ત તત્કાલ ॥ તીણે પણ ઇમ કહ્યું એ, ખેડીશ હલ હું કાલ ॥ વ્રત૦ ॥ ૪ ॥ કોપે ભરાણો ભૂપતિ એ, ઇણે અવસર તિહાં મેહ ॥ વરસણ લાગ્યો ઘણું એ, ખેડી ન થાશે હેવ ॥ વ્રત૦ ॥ ૫ ॥ ત્રણે અખંડ વ્રત પાલતાં એ, પુણ્ય અતોલથી તેહ ॥ મરણ પામી સ્વર્ગ ગયા એ, છઠે દેવ લોકે જેહ ॥ વ્રત૦ ॥ ૬ ॥ ચઉદ સાગરને આઉખે એ, ઉપના તે તતખેવ ॥ હવે શેઠ ઉપના એ, બારમે દેવલોકે દેવ ॥ વ્રત૦ ॥

ા૭ા મૈત્રી થઈ તે ચ્યારનેએ, શ્રેષ્ટી સુરને તામ ॥ કહે ત્રણ દેવતા એ, પ્રતિ બોધજો અમ સ્વામ ॥ વ્ર૦ ॥ ૮ ॥ તે પણ અંગિકરે તદા એ, અનુક્રમે ચ્યવિઆ તેહ ॥ ઉપન્યા ભિન્ન દેશમાં એ, નરપતિ કુલમાં તેહ ॥ વ્રત૦ ॥ ૯ ॥ જે ધીર વીર હીર નામથીએ, દેશ ધણિ વડરાય ॥ થયા વ્રત દૃઢ થકી એ, બહુ નૃપ પ્રણમે પાય ॥ ૧૦ ॥

॥ ઢાળ ॥ ૫ ॥ સુરતિ માસની ॥ એ દેશી ॥

॥ ધીરપુરે એક શેઠને પર્વદિને વ્યવહાર ॥ કરતાં લાભ ઘણો હોવે, લોકને અચરિજકાર ॥ અન્ય દિને હાનિ પણ, હોયે પુન્ય પ્રમાણ ॥ એક દીન પુછે જ્ઞાનીને, પૂર્વભવ મંડાણ ॥ ૧ ॥ જ્ઞાની કહે સુણ પરભવ, નિર્ધન પણ વ્રત રાગ ॥ આરાધીને પર્વતિથે, આરંભનો ત્યાગ ॥ અન્યદિને તુમે કીધો, સહેજે પણ વ્રતભંગ ॥ તીણે એ કર્મ બંધાણાં, સાંભલો એ કંત ॥ ૨ ॥ સાંભલી તે સહુ કુટુંબશું, પાલે વ્રત નીરમાય ॥ બીજ પ્રમુખ આરાધે, સવિશેષે સુખદાય ॥ ગ્રાહક પણ બહુ આવે, અર્થે, થાવે લાભ અપાર ॥ વિશ્વાસી બહુ લોકથી, થયો કોટી સીરદાર ॥૩॥ નિજકુલ શોષક વાણીઆ, જાણો આ જગત પ્રસિદ્ધ ॥ તિણે જઇ રાયને વાણીએ ॥ ઈણી પરે ચુગલી કીધ ॥ ઈણે કોટી નિધાન લાધો, તે સ્વામીને હોય લોય ॥ નરપતિ પુછે શેઠને, વાત કહો સહુ કોય ॥ ૪ ॥ શેઠ કહે સુણો નરપતિ, મહારે છે પચ્ચખાણ ॥ સ્થૂળ મૃષાવાદને વલી, સ્થૂલ અદત્તાદાન ॥ ગુરૂપાંસે વ્રત આદર્યું, તે પાલું નીરમાય ॥ પિશુન વણીક કહે સ્વામીએ, ધર્મ ધુતારો થાય ॥ ૫ ॥ તસ વચને કરી તેહના, દ્રવ્ય તણો અપહાર ॥ કરીને ભૂપતિ રાખે, પુત્ર સહિત નિજદ્વાર ॥ રાજદ્વારે

રહ્યો ચિંતવે, આજ લહ્યો મેં કષ્ટ ॥ પણ આજ પંચમી તિથિ તિણે, લાભ હોય કોઈ ઈષ્ટ ॥ ૬ ॥ પ્રાતઃસમે નૃપ દેખે, ખાલી નિજ ભંડાર ॥ શેઠ ઘરે મણિ રત્ન સુવર્ણ, ભર્યાં શ્રી શ્રીકાર ॥ આવી વધામણી રાયને, તે બિહુની સમકાળ ॥ શેઠ તેડી કહે નરપતિ, વાત સુણો ઈણુ તાલ ॥ ૭ ॥

॥ ઢાલ ॥ ૬ ॥ હરણી જવ ચરે લલના ॥ એ દેશી ॥

॥ ભૂપતિ ચમકયો ચિત્તમાં લલના, લાલહો, દેખી એ અવદાત વ્રત ઇમ પાલીયે લલના ॥ ખેદ સહી ખામે ઘણું લલના, લાલહો પ્રશ્ન પુછે સુણ શાત ॥ વ્રત ઈમ પાલીયે લલના ॥ ૧ ॥ કહો શેઠ એ કેમ નીપન્યું લલના, લાલહો, તુજ ઘર ધન કિમ હોય ॥ વ્ર૦ ॥ શેઠ કહે જાણું નહી લલના, લાલહો કિણી પરે એ મુજ થાય ॥ વ્ર૦ ॥ ૨ ॥ પણ મુજ પર્વને દિહાડો લલના, લાલહો લાભ અણચિંત્યો થાય ॥ વ્ર૦ ॥ પર્વદિને વ્રત પાલીયું લલના, લાલહો તે પુન્યનો મહિમાય ॥ વ્ર૦ ॥ ૩ ॥ પર્વ મહિમા ઈમ સાંભલી લલના, લાલહો ભૂપતિને તત્કાલ ॥ વ્ર૦ ॥ જાતિ સ્મરણ ઉપન્યું લલના, લાલહો નિજભવ દિઠો રસાલ ॥ વ્ર૦ ॥ ૪ ॥ ધોબીનો ભવ સાંભર્યો લલના, લાલહો પાલ્યું જે વ્રત સાર ॥ વ્ર૦ ॥ જાવ જીવ નૃપ આદરે લલના, લાલહો ષટ પર્વી વ્રત ધાર ॥ વ્રત૦ ॥ ૫ ॥ આવી વધામણી તેણે સમે લલના, લાલહો સ્વામી ભરાણા ભંડાર ॥ વ્ર૦ ॥ વિસ્મિત રાય થયા તદા લલના, લાલહો હિયડે હર્ષ અપાર ॥ વ્રત૦ ॥ ૬ ॥

॥ ઢાલ ॥ ૭ ॥ સાહેબજી શ્રી વિમલાચલ ભેટિયે હો લાલ ॥ એ દેશી ॥

॥ સાહિબજી શેઠ અમર પ્રગટ થયો હો લાલ, ભાખે રાયને

મ ॥ સા૦ ॥ તું નવિ મુજને ઓળખે હો લાલ, હું આવ્યો તુજ પ્રેમ ॥ ૧ ॥ સાહેબજી પર્વ તિથિ ઈમ પાળીએ હો લાલ, સાહેબજી શ્રેષ્ઠી સુરહું જાણજો હોલાલ ॥ તુજ પ્રતિબોધન આજ ॥ સા૦ ॥ શેઠ સાંનિધ્ય કરવા વલી હો લાલ, કીધું મેં સવિ કાજ ॥ સા૦ ॥ પર્વ૦ ॥ ૨ ॥ સાહેબજી ધર્મ ઉદ્યમ કરે જે સદા હો લાલ, જાવું છું સુણી વાત ॥ સા૦ ॥ તેલિક હાલિક રાયને હો લાલ, પ્રતિ બોધન અવદાત ॥ સા૦ ॥ પર્વ ॥ ૩ ॥ તિહાં જઈ પૂર્વભવ તણા હો લાલ, રૂપ દેખાવે તાસ ॥ સા૦ ॥ દેખીને તે પામીયા હો લાલ, જાતિ સ્મરણ ખાસ ॥ સા૦ ॥ ॥ પર્વ ॥ ૪ ॥ તે બેઉ શ્રાવક થયા હો લાલ, પાલે નિત ષટ પર્વ ॥ સા૦ ॥ ત્રણે તે નર રાયને હો લાલ, સહાય કરે તે સુપર્વ ॥ સા૦ ॥ પર્વ ॥ ૫ નિજ નિજ દેશે નીવારતા હો લાલ, મારી વ્યસન સવિ જેહ ॥ સા૦ ॥ ચૈત્ય કરાવે તેહવાં હો લાલ, પ્રતિમા ભરાવે તેહ ॥ સા૦ ॥ પર્વ ॥ ૬ ॥ સંઘ ચલાવે સામટા હો લાલ, સ્વામીવચ્છલ ભલી ભાતે ॥ સા૦ ॥ પર્વદિને નિજ નગરમાં હો લાલ, પડહુઅમારી વિખ્યાત ॥ સા૦ ॥ પર્વ ॥ ૭ ॥ પર્વ તિથિ સહુ પાલતા હો લાલ, રાજા પ્રજા બહુ ધર્મ ॥સા૦॥પર્વ॥ ઉપદ્રવ સહુ ટળે હોલાલ, નહિ નિજ પરચક્ર ભર્મ ॥ સા૦ ॥ પર્વ ॥ ૮ ॥ ધર્મથી સુર સાનિધ્ય કરે હો લાલ, ધર્મ પાલી પાલે રાજ ॥ સા૦ ॥ કોઈ શદ્ગુરૂ સંજોગથી હો લાલ, થયા ત્રણે ઋષિ રાજ સાહેબજી ॥ સા૦ ॥ પર્વ ॥ ૯ ॥

॥ ઢાલ ॥ ૮ ॥ ટુંક અને ટોડા વિચ્ચરે રે ॥ એ દેશી ॥

॥ ત્રણે નરપતિ આદર્યોરે ચોખ્ખો ચારિત્ર ભાર ॥ સંજમ રંગ લાગ્યોરે ॥ તપ તપતા અતિ આકરારે, પાળે નિરતિચાર

॥ સંયમ૦ ॥ ૧ ॥ ધ્યાનબલે ખેરૂ કર્યારે, ઘનઘાતિ જે ચ્યાર ॥ સંયમ૦ ॥ કેવલ જ્ઞાન લહિ કરીરે, વિચરે મહિયલ સાર ॥ સં૦ ॥ ૨ ॥ શ્રેઠી સુર મહિમા કરેરે, ઠામ ઠામ મનોહાર ॥ સં૦ ॥ દેશના દેતા કેવલીરે, ભાખે નિજ અધિકાર ॥ સં૦ ॥ ૩ ॥ પર્વ તિથિ આરાધીયેરે, ભવિયણ ભાવ ઉલ્લાસ ॥ સં૦ ॥ ઈમ મહિમા વિસ્તારીનેરે, પામ્યા શિવપુર વાસ ॥ સં૦ ॥ ૪ ॥ બારમા દેવલોકથી ચવીરે, શ્રેઠી સુર થયા રાય ॥ સં૦ ॥ મહિમા પર્વનો સાંભલીરે, જાતિ સ્મરણ થાય ॥ સં૦ ॥ ૫ ॥ સંજમ ગ્રહી કેવલ લહીરે, પામ્યા અવિચલ ઠાણ ॥ સં૦ ॥ અવ્યાબાધ સુખી થયારે, કેવલ ચિદ્ આરામ ॥ સં૦ ॥ ૬ ॥

॥ ઢાલ ॥ ૯ ॥ ગીરૂઆરે ગુણ તુમ તણા ॥ એ દેશી ॥

॥ ઉજમણાં એ તપ તણાં કરો, તિથિ પરિમાણ ઉપગરણાંરે ॥ રત્ન ત્રય સાધન તણા ભવિ, ભવસાયર નિસ્તરણાંરે ॥૧॥ ઉજમણા૦ ॥ જો પણ સહુ દિન સાધવા, તો પણ તેની અણુશક્તેરે ॥ પર્વ તિથિ આરાધીને, તુમે ઉજવજો બહુ ભક્તિરે ॥ ઉ૦ ॥ ૨ ॥ શ્રાદ્ધવિધિ વર ગ્રંથમાં, ભલો ભાખ્યો એ અવદાતોરે ॥ ભગવતીને મહાનિશીથમાં કહ્યો, તિથિ અધિકાર વિખ્યાતોરે ॥ ઉ૦ ॥ ૩ ॥ તપગચ્છ ગગનાંગણ રવિ, શ્રી વિજયસિંહ ગણધારોરે ॥ અંતેવાસી તેહના, શ્રી સત્યવિજય સુખકારોરે ॥ ઉ૦ ॥ ૪ ॥ કર્પૂરવિજય વર તેહના, વર ક્ષમાવિજય પન્યાસરે જિન વિજય જગમાં જયો, શિષ્ય ઉત્તમવિજય તે ખાસરે ॥ ઉ ॥ ૫ ॥ તસપદચરણ ભ્રમર સમા, રહિ સાણંદ ચોમાસુરે ॥ અઢાર ત્રીસ સંવત્સરે, સુદ તેરસ ફાગુણ માસેરે ॥ ઉ૦ ॥ ૬ પદ્મવિજયયભક્તે કરી, શ્રી વિજય ધર્મ સૂરિ રાજેરે ॥ વર્દ્ધમાન જિન ગાઇઆ, શ્રી અમીઝરા પ્રભુ પાસેરે ॥ ઉ૦ ॥ ૭ ॥

॥ કલશ ॥ પર્વ તિથિ આરાધો, સુવ્રત સાધો, લાધ્યો ભવ સફલો કરો । સંવેગ સંગી તત્વરંગી, ઉત્તમ વિજય ગુણાકરો ॥ તસ શિષ્યનામેં સુગુણ કામેં, પદ્મવિજયે આદર્યો, શુભ એહ આદર ભવિ સહાદર, નામ ષટપર્વી ધર્યો ॥ ઇતિ ષટપર્વી મહિમાગુણવર્ણન સ્તવન સંપૂર્ણ ॥

---

## अथ श्रीषट आरास्वरुपकथक श्रीमहावीर स्वामीनुं स्तवन.

॥ દુહા ॥ સકલ જિણંદ પાયે નમી, પામી પરમાનંદ ॥ હોય કર જોડી વિનવું, ચોવીસમો જિણંદ ॥ ૧ ॥ જંબુદ્વીપે ભરત ખિત્ત, મગધ દેશ મઝાર ॥ રાજગ્રહી રળીઆમણી, નયરી નામ ઉદાર ॥ ૨ ॥ તીહાં કણે સ્વામી સમોસર્યા, ચોવીસમો જિણંદ ॥ ચોસઠ ઇંદ્રે મલી રચ્યું, સમવસરણ આણંદ ॥ ૩ ॥ સુરનર વ્યંતર જ્યોતિષી, વિદ્યાધરની કોડાકોડી ॥ બારે પર્ષદા તિહાં સુણે, ધર્મ સર્વે કરજોડી ॥ ૪ ॥ ગૌતમ સ્વામી પુછીયા, સુણે તે સુરનર કોડી ॥ કાલ ચક્ર કેમ નીપજે, બોલે બેકર જોડી ॥ ૫ ॥

॥ ઢાલ ॥ ૧ ॥ ફાગની ॥ હવે ચરમ જિણેસર ઇમ ભણે સહુ સુણો મન ઉલ્લાસ ॥ કાલ ચક્ર ઇમ નીપજે, પ્રથમ સમય લીયા તાસ ॥ આ૦ ॥ ૧ ॥ પોયણી પાનજ કુઅલાં, બત્રીસ મેલો સોઈ ॥ સબલ પુરૂષ સોયે કરી, મતિસું વિંધે કોઈ ॥ ૨ ॥ આ૦ ॥ એક પાન જબ વિંધાય, બીજા લગે સુઈ જાય ॥ ચરમ જિણેસર ઇમ ભણે, અસંખ્ય સમય તિહાં થાય ॥ આ૦ ॥ ૩ ॥

અસંખ્ય સમયે હુએ આવલિ, આવલિ કેરૂ એ માન ॥ દોઇસેં છપન જબ મેલીએ, ક્ષુલ્લક ભવ એક તામ ॥ આ૦ ॥ ૪ ॥ એક કોડી અતિ આગલિ, ઉપરે સડશઠ લાખ ॥ સહસ સત્યોતર દોયસેં, સોલકેરી ભાખ ॥ આ૦ ॥ ૫ ॥ એટલી મેલી આવલિ, મુહુર્ત તણું એક માન ॥ હોય મુહુર્ત બીજા અછે, તાસ ક્ષુલ્લક ભવ તામ ॥ આ૦ ॥ ૬ ॥ ત્રીસ મુહુર્ત જબ મેલીએ, અહોરાત દિન એક થાય ॥ પનરે દિને પક્ષ હોઈ ॥ માસે વરસે બારે જાઈ ॥ આ૦ ॥ ૭ ॥ અસંખ્યાતા વરસ જબ મેલીએ, પલ્યોપમ એક કહાય ॥ ચરમ જિનેસર ઈમ કહ્યું, તે સૌ સાધુ સુહાય ॥ આ૦ ॥ ૮ ॥

॥ ઢાલ ॥ ૨ ॥ દેશી ચોપાઈ ॥

॥ બાદર પરમાણુ જાણુ સહી, તેણે આઠ ત્રસરેણુ કહી ॥ તે આઠ ત્રસરેણુ વિચાર, આઠ રેણુ વાલાગ્ર ઉદાર ॥ ૧ ॥ વાલાગ્ર આઠ એક લીખ, આઠ લીખે જુકા સીખ ॥ જુકા આઠે એક જવ કહ્યુ, આઠે જવે તે અંગુલ ભણ્યું ॥ ૨ ॥ એ ખટ આંગુલે પાવ પ્રમાણ, બે પાવે એક વેંતનું માન ॥ બે વેંતે એક હાથ પ્રમાણ, ચિહૂં હાથે એક ધનુષનું માન ॥ ૩ ॥ બીહુ સહુસ ધનુષે ગાઉ એક, ચીહું ગાઉએ જોયણ એક ॥ કુઓ એક ઉંડો એટલો, પહોલો લાંબો સમ તેટલો ॥ ૪ ॥ રોમ ખંડે એવે વાલે ભરે, સિદ્ધાંતે બોલ્યું તિમ કરે ॥ જુગલ જણ્યા સાતે દિન બાલ, તસ આંગુલ સીર લીજે વાલ ॥ ૫ ॥ સાત સાત આઠે બાવડી, ખંડ કીધા ત્યારે સંખ્યા ચડી ॥ વીસ લાખ સતાણું સહુસ, એકસો બાવન અધિક કહીશ ॥ ૬ ॥ કેવલ જ્ઞાની આગે કહ્યા, રોમ ખંડ અસંખ્યાતા થયા ॥ પુનરપિ નાવે સંલેખના,

અસંખ્યાત મનની કીજે કલ્પના ॥ ૭ ॥ તે લઈ એક કુઓ ભર્યો, નિશ્ચલ ઠાંસી ગાઢો કર્યો ॥ જલ ભેદિ નવિ આગે બલે, બેઠો આઈનવીઉછલે ॥ ૮ ॥ વરસ સોએ એક કાઢે અંશ, યદા તદા તે હોય નિર અંશ ॥ એહુ પલ્યોપમ નામ ઉદાર, કોડા કોડી દસ એક સાગર સાર ॥ ૯ ॥ તે સાગર દસ કોડા કોડી, એક ઉત્સર્પિણી એહવી જોડી ॥ કાલ ચક્ર દોઈ એટલે થયો, પુદગલ માન અનેરો કહ્યો ॥ ૧૦ ॥ પુદ્ગલ કેરા ચાર પ્રકાર, દ્રવ્ય ક્ષેત્ર કાલ ભાવ વિચાર ॥ ચિહુ તણા વલી કીજે આઠ, સૂક્ષ્મ બાદર તણો એ ઘાટ ॥ ૧૧ ॥ બાદરની પરે એહવી સુણો, કાલ ચક્ર એહના સમય સુણો ॥ એટલા મરણ કરે જો સોય, બાદર પુદ્ગલ પુરા હોય ॥ ૧૨ ॥ ચક્ર તે પેહેલે સમે, બીજા મરણ અનેરા ગમે ॥ બીજો કાલચક્ર લગે યદા, બીજે સમયે મરણ હોય તદા ॥ ૧૩ ॥ ઈમ સહૂ સમય પુરા કરે, સૂક્ષ્મ પુદ્ગલ ઇણિપરે ભરે ॥ ચિહુ તણી પરે એહજ સહી, એવી વાત જિણેસર કહી ॥ ૧૪॥ ઉત્સર્પિણી ષટ આરા હોય, જિનવર દેખાડે સોય ॥ તે પણ સહૂ એ સુણો ઉલ્લાસે, ગૌતમ પૂછે જિનપાસે ॥ ૧૫ ॥

॥ ઢાલ ૩ ॥ વિવાહલાની ॥

॥ પેહેલો આરો એમ જાણીએ, એ કોડા કોડી સાગર ચ્યારકે ॥ સુસમ સુસમો એ, ત્રિણ પલ્યોપમ આઉખુંએ ॥ કાયા ગાઉ ત્રણનો માનકે, યુગલીયાં જાણજ્યો એ ॥ ૧ ॥ બીજો આરો સુસમ જાણજ્યો એ, કોડા કોડી ત્રિણનો માનકે ॥ સાગર સંખ્યા કહીએ, દોય પલ્યોપમ આઉખું એ ॥ કાયા ગાઉ દોયનો માનકે, સહુ સુખ ભોગવેએ ॥ ૨ ॥ ત્રીજો આરો સુસમ દુસમોએ, કાયા ગાઉ એકનો માન કે ॥ પલ્યોપમનું આઉખું એ ॥ ૩ ॥ દોય

કોડાકોડી જે ભલો એ, આવિઓ તે તણો અંત કે ॥ પૂર્વ કોડી ઉણી થાકતાં એ ॥ ૪ ॥ પ્રથમ જિણંદ તિહાં જનમીયા એ, નાભી કુલગર ઘરે ચંદ કે, યુગલ તેણે વારીઓ એ ॥ ૫ ॥ રાજ નીતિ તેણે થાપીઓ એ, માંડીઓ સુભ વ્યવહાર કે, આરો ત્રીજો એ સહીએ ॥ ૬ ॥ ચોથો આરો દુસમ સુસમો એ, કોડાકોડી એકનું માનકે, ત્રેવીસ જિન તીહાં હુઆ એ ॥ ૭ ॥ બેતાલીસ સહસ્સ ઉણા અછે એ, બોલીયા શ્રીવર્દ્ધમાનકે, ચરમ જિન ઈમ કહે એ ॥ ૮ ॥ ચડત પડત તીહાં આઉખાં એ, કાયાનો એહજ માન કે, શ્રી જિનધર્મ અતિભલો એ ॥ ૯ ॥ ચરમ જિણેસર ભાખીઓ એ, પંચમ આરાનો માન કે, દુઃખમ તે સહુ કહે એ ॥ ૧૦ ॥ એકવીસ સહસ એવાં જાણજ્યો એ, કાયા સાત હાથ જાણકે, ઉંણો ઘણો આઉખો એ ॥ ૧૧ ॥ ઠાકુર અતિ અન્યાઈ-યાએ, મેલે મન વરતશે લોક કે, આરતિ મન સહુ કરે એ ॥૧૨॥ લોક પાખંડે ઘણું રાચશે એ, સાધુ ઉપર થોડલો ભાવકે, બહુલા મત વ્યાપશે એ ॥ ૧૩ ॥ જિનધર્મ વરતશે થોડલો એ, આગિયા સુપન માનકે, ઉત્તમ જન થોડલાએ ॥ ૧૪ ॥ ઈસ્યે મારગ સહું ચાલશે એ, દુપ્પસહ લગે વ્યવહાર કે, પરંપરા જ્યાં હોસે એ ॥ ૧૫ ॥ તિહાં એક સાધુ ને સાધવી, શ્રાવક શ્રાવિકા એકકે, આગમ એક વરતશે એ ॥ ૧૬ ॥ અતિશય જ્ઞાન ગુરૂને નસો એ, ટાલે મનના સંદેહ કે, સોય કલ્પે પહોંચશે એ ॥ ૧૭ ॥ ઈસ્યો આરો જાશે પાંચમો એ, આવશે તેહ તણો અંત કે, ઉત્પાત ઘણા વરતશે એ ॥ ૧૮ ॥

॥ ઢાલ ॥ ૪ ॥ ફાગની ॥ એ દેશી ॥

આ હે છઠ્ઠો આરો એહવો આવશે, જાણે જિનવર તેહ ॥

પૃથ્વી પ્રલય થાયશે, વરસશે વિરૂઆ મેહ ॥ આહે૦ ॥ ૧ ॥ તાવડે તરડશે ડુંગરા, વાયે ઉડી ઉડી જાય; સહુ સમી હોયશે મેદિની, ખાડને રોવનરે ॥ આહે૦ ॥ ૨ ॥ ત્યારે પ્રભુ ગોયમ બોલીયા, વિનવ્યા જિનવર રાય ॥ કિહાં રહેશે માણસ મેદિની, પૃથ્વી બીજ કેમ થાય ॥ આહે૦ ॥ ૩ ॥ તિહાં ઈમ જિનવરે ભાખીઉં, અમૃત સમાની વાણ ॥ વૈતાઢય ગિરિ છે શાશ્વતો, ગંગા સિંધુ નદી જાણ ॥ આહે૦ ॥ ૪ ॥ તે બીલ વાસી તિહાં રહે, મનુષ્યાં કેરી વખાણ ॥ બહોંતેર બીલ તિહાં કિણ અછે, બીજ તણું તે ઠામ ॥ આહે૦ ॥ ૫ ॥ કાયા તેની પુણ હાથ છે, સોલ વરસનો આય ॥ છ વરસે સ્ત્રી ગરભ ધરે, દુખમાંહે દુખ થાય ॥ આહે૦ ॥ ૬ ॥ અતિ ઘણા તાપ ઘણા પડે, અગરાલ વાયશે વાય ॥ રાત્રે તે બાહિર નીસરે, દિવસે બીલમાંહે જાય ॥ આહે૦ ॥ ૭ ॥ નવ વાર શ્રોત્ર તિહાં રહે, વિરૂઈ ગંધાશે કાય ॥ સહુ ભક્ષણ કરશે માંછલાં, મરી એ દુર્ગતિ જાય ॥ આહે૦ ॥ ૮ ॥ એકવીસ સહસ ઈશાં હોશે, દસ ક્ષેત્રે ઈમિ જાણી ॥ ઉત્કૃષ્ટ પાંચે અછે, મહાવિદેહ વખાણ ॥ આહે૦ ॥ ૯ ॥ તિહાં સદા હુએ કેવલી, જિન ધર્મ તણી નહી હાણ ॥ સમવસરણ સુખદાઈ, જિ-નવરતણી ઈસી વાણ ॥ આહે૦ ॥ ૧૦ ॥ પૂર્વ કોડીનું આઉખું, પાંચશે ધનુષની કાયા; ચરમ જિણેસર ઈમભણે, સદીવ એવું આલ્યું જાય ॥ આહે૦ ॥ ૧૧ ॥ બાંભણ ઇણિ પરે વિનવે, વીર જીણંદ અવધાર ॥ પ્રભુ તોરે પાયે નમું, છઠે આરે જન્મ નિવાર ॥ આહે૦ ॥ ૧૨ ॥

॥ ઢાલ ॥ ૫ ॥ ઉલાલાની ॥ એ દેશી ॥

ઈમ હર્ષ ધરીને સ્તવીઓ વીર જીણંદ, રાધણપુર મંડણ

પાય પ્રણમે સુરનર વૃંદ ॥ ૧ ॥ મેં પુન્ય પસાયે પામ્યા જિનવર પાસ, મુજ પાપ પડલ સવિ દુષ્કૃત દૂરે જાય ॥ ૨ ॥ શ્રી તપગચ્છનાયક વિજય દાન સુરિંદ, તસ પાય પ્રણમીને સવે સુરનર વૃંદ ॥ ૩ ॥ તસ નામે મુજને, ટાળીઓ મુજ મિથ્યાત, સેવતાં પામ્યો, જિન ધર્મ જગત વિખ્યાત ॥ ૪ ॥ સંવત સય સોલહ ઈગ્યારોત્તરા માન, આસો સુદ પુનમ વાર શુભ ધ્યાન ॥૫॥

॥ કલશ ॥ ઈમ થુણ્યો જિનવર વીર સુખકર, રાધનપુર વર મંડણો ॥ તસ પાય પામી શીસ નામી, દુરીય દુરગતિ ખંડણો ॥ સેવે સુરાસુર, સુણે ભાસુર ગર્ભવાસ નિરૂત્તરો ॥ દ્વિજ ભણે દેવીદાસ સેવક, સકલ સંઘ મંગલ કરો ॥ ૧ ॥ ઇતિ ષટ આરાસ્વરૂપ કથક શ્રીમહાવીર સ્તવન સંપૂર્ણ ॥

## ॥ अथ श्री चौद गुणस्थानकनुं स्तवन ॥

॥ શ્રી શંખેશ્વરપુર ધણીજી, પ્રણમી પાસ જિણંદ ॥ નામ જપતાં તેહનુંજી, આપે પરમાનંદ ॥ ભવિક જન સાંભલો એહ વિચાર ॥ કર્મ ગ્રંથ માંહે કહ્યોજી, એ સઘલો અધિકાર ॥ ભવિક૦ ॥ ૧ ॥ નાણાવરણીય જાણીયેજી, બીજું દર્શની હોય ॥ ત્રીજું વેદનીય ભાખીયુંજી, મોહનીય ચોથું જોય ॥ ભ૦ ॥ ૨ ॥ આયુ કર્મ વલી પાંચમું જી, છઠું નામ વિચાર ॥ ગોત્ર કર્મ તે સાતમું જી, આઠમું અંતરાય ॥ ભ૦ ॥૩॥ :મતિ શ્રુત અવધિ મન કેવલું જી, જ્ઞાનાવરણીયરે ભેદ ॥ ચખ્ખુ અચખ્ખુ અવધિ કેવલી જી, દર્શનના એ ભેદ ॥ ભવિક૦ ॥ ૪ ॥ નિદ્રા પહેલી નિદ્રાનિદ્રાણીજી, ત્રી ૭ પ્રચલા વખાણ ॥ પ્રચલા પ્રચલા ચોથી કહીજી, થિણુદ્ધિ પંચમ જાણ ॥ ભ૦ ॥ ૫ ॥ દર્શનાવરણીય તણાજી,

એ નવ ભેદજ ધાર ॥ શાતા અશાતા વેદનીજી, જાણો તે નિરધાર ॥ ભ૦ ॥ ૬ ॥ ભેદ અઠ્ઠાવીસ મોહનીજી, સમકિત મોહ મિચ્છત્ત ॥ ક્રોધ માન માયા સહીજી, લોભ એ સેવે નિત ॥ ભ૦ ॥ ૭ ॥ સંજ્વલન પ્રત્યાખ્યાનીઓજી, અપ્રત્યાખ્યાન વિશેષ ॥ ચોથો અનંતાનું બંધિયોજી, પ્રાણીતૂં ઉવેખ ॥ ભ૦ ॥ ૮ ॥ પ્રત્યેકે એક એકનાજી, ભેદ કહ્યા અરિહંત ॥ ચ્યાર ચ્યાર કરતાં સોલ હુવેજી, ટાલો તે ગુણવંત ॥ ભ૦ ॥ ૯ ॥ હાસ્ય રતિ અરતિ ભય પરિહરજી, સોગ દુગંછા ટાલ ॥ નર સ્ત્રી નપુંસક વેદથીજી, પ્રાણી તૂં મન વાલ ॥ ભ૦ ॥ ૧૦ ॥ દેવતા નર તિરિ નારકીજી, આયુભેદ વિશાલ ॥ કપુર વિજય બુદ્ધરાજથીજી, મણિવિજય રંગરસાલ ॥ ભ૦ ॥ ૧૧ ॥ ઇતિ ચારકર્મપયડી પ્રથમ ભાગ ॥

॥ ઢાલ ॥ ૨ ॥ બે કર જોડી તામરે ॥ એ દેશી ॥

નામ કરમનો ભેદરે, એકસો ત્રણસું ॥ તે વિવરી હવે કહું એ ॥ ચાર ગતિનાં નામરે, એકેંદ્રિ આદિ પંચેદ્રિ પાંચ જાતિ કહીએ ॥ ૧ ॥ ઔદારિક વૈક્રિયરે, આહારક તૈજસ, પાંચમું કાર્મણ તનુ સહીએ ॥ અંગ ઉપાંગ તે જાણીરે, અંગોપાંગ ત્રીજું ઔદારિક પંચ બંધના એ ॥ ૨ ॥ સંઘાતન વિચારીરે, પંચભેદે કરી, ઔદારિક આદિગણો એ ॥ વજ્રઋષભ નારાચ રે, ઋષભનારાચ, નારાચ અર્ધ કીલીકા એ ॥ ૩ ॥ છે વટું સંઘેણરે છઠું ભાખીઉં, ષટ સંસ્થાનજ જીવના એ ॥ સમ ચઉરસ્ત્ર ન્યગ્રોધ રે સાદિક, કુબ્જ, વામન હુંડક ભાખીઓ એ ॥ ૪ ॥ કાલો નિલો રાતોરે, પીલો ઉજલો વર્ણ પાંચે જાણીએરે ॥ સુરભિ દુરભિ ગંધરે, પંચરસ કહ્યા, તીખો કડવો કસાયલો એ ॥ ૫ ॥ ખાટો મીઠો હોયરે, ફરસ આઠજે, ગુરૂ લઘુ મૃદુ ખર શીતલો એ ॥ ઉષ્ણ

સ્નિગ્ધ રૂક્ષરે, અનુપુર્વી, ચારે ગતિની જુજુવીરે ॥ ૬ ॥ શુભ અશુભ ગતિ દોયરે, તે વલી વરણવી, પિંડ પ્રકૃતિ ચૌદસ હવીએ ॥ હવે આઠ પ્રત્યેક, પરાઘાત ઉસાસ, આતાપ ઉદ્યોત અગુરૂલહુ એ ॥ ૭ ॥ તીર્થંકર નિર્માણરે, પરાઘાત કર્મ્મ, ત્રસ દશકો કહું સુંદર એ ॥ ત્રસ બાદર પજ્જત્તરે, પ્રત્યેક થીર શુભ, સુભગ સુસ્વર આદે યશા એ ॥ ૮ ॥ થાવર સુક્ષ્મ અપજ્જરે, સાધારણ અથિર ॥ અસુભ દુભગ સાતમું એ ॥ દુસ્વર અનાદેયરે, અયશ એ દશ સ્થાવર ઇણિપરે જાણિ એ ॥ ૯ ॥ એટલી ત્રાણું ભેદરે, બંધન પાંચનાં, સત્તાયે પન્નર ભેદ હુવે એ ॥ ગોત્ર કરમના ભેદરે ઉંચ અને નીચ, અંતરાય વળી આઠમું એ ॥ ૧૦ ॥ દાન લાભ અંતરાયરે, ભોગ ઉપભોગ, વીર્યાંતરાય એ પાંચમું ॥ એકસો અઠ્ઠાવન્નરે, પયડી કર્મની, મણિવિજય બુધ ઉપદીશી એ ॥ ૧૧ ॥ ઇતિ શ્રીકર્મ પયડી દ્વિતીય ભાસ ॥

॥ ઢાલ ॥ ૩ ॥ કેવલ નાણે જાણતોરે લોલ ॥ એ દેશી ॥

॥ જ્ઞાન દિવાકર ભાખીઓરે લોલ ॥ ગુણસ્થાનક વિચારરે ॥ સુગુણ નર ॥ લેશથકી હું વરણવુંરે લોલ, શાસ્ત્ર તણે અનુસારરે ॥ સુગુણ નર ॥ ૧ ॥ વારો મિથ્યાત્વને આવતોરે, જેમ સીઝે સવિ કામરે ॥ સુગુણ૦ ॥ પ્રમાદે કરી જીવનેરે લોલ, ઓઘ થકી બંધ હોય રે ॥ સુગુણ૦ ॥ પયડી એકશત વીસનીરે લોલ, એ પરમારથ જોયરે ॥ સુ૦ ॥ વા૦ ॥ ૨ એકસો બાવીસ આગલીરે, પયડી ઉદયે થાયરે ॥ સુ૦ ॥ ઉદય નાવ્યું જે હોવેરે, તે ઉદીરણા કહેવાયરે ॥ સુ૦ ॥ વા૦ ॥ ૩ ॥ એહના ભેદ વળી તેટલારે લોલ, સત્તાના વલી ભેદરે ॥ સુ૦ ॥ અઠ્ઠાવનને એકસોરે લોલ, થાયતે ધ્રુવેદેશરે ॥ સુ૦ ॥ વા૦ ॥ ૪ ॥ પેહેલે, ગુણઠાણે

હુવેરે લોલ ॥ એકસો સત બંધરે ॥ સુ૦ ॥ તીર્થંકર નામ ભેલતારે લોલ, આહારક દોય અબંધરે ॥ સુ૦ ॥ વા૦ ॥ ૫ ॥ પયડી મિશ્ર સમકિત સુણોરે લોલ, આહારક દ્વિક જિન નામરે ॥ સુ૦ ॥ ઉદય નહીં એ પાંચનોરે લોલ, ગુણઠાણે પેહેલે જામરે ॥ સુ૦ ॥ વા૦ ॥ ૬ ॥ કર્મ સ્થિતિ સત્તા કહીરે લોલ, પયડી શત અડયાલરે ॥ સુ૦ ॥ ગુણઠાણે પેહેલે સહીરે લોલ, ભાખી દેવ દયાળરે ॥ સુ૦ ॥ વા૦ ॥ ૭ ॥ ઈણે ગુણઠાણે પ્રાણીયારે લોલ, નરક નિગોદ મોઝાર રે ॥ સુ૦ ॥ કહેતાં પાર ન ઉપજેરે લોલ, તે જાણે કિરતાર રે ॥ સુ૦ ॥ વા૦ ॥ ૮ ॥ એહ મિથ્યાત્વથી ટાલિયારે લોલ, શ્રી જિન જગદાધારરે ॥ સુ૦ ॥ કર્પુરવિજય ગુરૂ રાયથીરે લોલ, લહીયે ભવજલ પારરે ॥ સુ૦ ॥ વા૦ ॥ ॥ ૯ ॥ ઇતિ શ્રી પ્રથમ ગુણ સ્થાનક ભાસ ॥

॥ ઢાલ ॥ ૪ ॥ કપુર હોવે અતિ ઉજલુંરે ॥ એ દેશી ॥

॥ બીજું ગુણ ઠાણું સુણોરે, સાસ્વાદાન તસ નામ ॥ સમકિત વમન પછી હુવેરે, જેહથી ન સરે કામરે ॥ સાજન છંડોએ પરિણામ ॥ જિમ લહો ગુણ અભિરામરે ॥ સા૦ ॥ ૧ ॥ નારય ત્રિક જાતિ ચઉરે, થાવર ચઉહુંડ સંસ્થાન ॥ આતપ નપુંસક છેવહુંરે, મિચ્છત એ સોલ માનરે ॥ સા ॥ ૨ ॥ એકસો એક પયડી તણોરે, બંધન એણે ગુણ ઠાણ ॥ સૂક્ષ્મ ત્રિક આતપ વલીરે, મિથ્યાત્વ પંચ વખાણરે ॥ સા૦ ॥ ૩ ॥ નરકની અનુપૂર્વીરે, એકસો અગિઆર પ્રમાણ, ઉદય કહ્યો પયડી તણોરે, ઉદીરણા તિમ જાણરે ॥ સા૦ ॥ ૪ ॥ સત્તાએ એકશત ઉપરેરે, પયડી સડતાલીસ ॥ જિનનામ કર્મ તણી તિહાંરે, ન કહી સત્તા જગદીશરે ॥ સા૦ ॥ ૫ ॥ સાસ્વાદન ગુણ ઠાણા તણોરે, અર્થ

કહ્યો લવ લેશ, મણિવિજય બુધ એમ કહેરે, સુણજો છાંડી કલેશરે ॥ સા૦ ॥ ૬ ॥ ઇતિ દ્વિતીય ગુણ સ્થાનક ભાસ ॥

॥ ઢાલ ॥ ૫ ॥ ગણધર દશસૂર્વધર સુંદર ॥ એ દેશી ॥

॥ મિશ્ર ગુણઠાણું હવે ત્રીજું, ભાખ્યું ત્રિભુવનભાણુરે ॥ અંતર મુહુર્ત સ્થિતિ કહી જેની, સુણજ્યો ચતુર સુજાણરે ॥ મિશ્ર૦ ॥ ૧ ॥ તિર્યંચ ત્રિક થિણદ્ધી ત્રિક, દુર્ભગ ત્રિક વલી કહીયેરે ॥ ચ્યાર અનંતાનુબંધી વીરૂઆ, સંઠાણ ચ્યાર મધ્ય લહીયેરે ॥ મિશ્ર૦ ॥ ૨ ॥ પેહેલું છેલું સંઘયણ ટાળી, નિચગોત્ર ઉદ્યોત નામરે ॥ અશુભ વિહાયો ગતિ વેદ સ્ત્રીનો, એ પયડીનાં નામરે ॥ મિશ્ર૦ ॥ ૩ ॥ ગુણઠાણે ત્રીજે એ પચવીસ, પયડી બંધન થાયરે ॥ ઉદયે ચાર અનંતાનું બંધી, થાવર એકેંદ્રિ કહાયરે ॥ મિશ્ર૦ ॥ ૪ ॥ વિગલેન્દ્રિય ત્રિક તિરી નર સુરની, અનુપુર્વી નવિ લહીયેરે ॥ મિશ્રોદય મિશ્ર પયડી અંતજ, ઉદયે એકસો કહીયેરે ॥ મિશ્ર૦ ॥ ૫ ॥ ઉદીરણા વળી ઉદય તણીપરે, જાણો ભવિજન પ્રાણીરે ॥ સત્તાયે સાસ્વાદનતણી પરે, ભાખે કેવલ નાણીરે ॥ મિશ્ર૦ ॥ ૬ ॥ ભાવ અનેક ત્રીજે ગુણઠાણે, કહેતાં પાર ન આવેરે ॥ કપૂરવિજય બુધ ચરણ પસાયે, મણિવિજય આનંદ પાવેરે ॥ મિશ્ર૦ ॥ ૭ ॥ ઇતિ શ્રી તૃતીય ગુણ સ્થાનક ભાસ ॥

॥ ઢાલ ॥ ૬ ॥ સુણ મેરી સજની રજની ન જાવેરે ॥ એ દેશી ॥

॥ હવે ગુણઠાણું સમકિત ધરીયેરે, શિવરમણી જિમ સહેજે વરીયે રે ॥ તે સમકિતનાં પાંચજ ભેદરે, બોલે આગમ જે ધ્રુવેદરે ॥ હવે૦ ॥ ૧ ॥ જિન નામકર્મ સુરનર આયુરે બંધે સિત્તો-

તેર કહેવાયરે ॥ સમકિત અનુપૂર્વી ચારરે, ઉદયે એકસો એકસો ચાર વિચારરે ॥ હુવે૦ ॥ ૨ ॥ તેમ ઉદીરણા આગમ ભાખીરે, સત્તા સુણજ્યો જે હુવે દાખીરે ॥ અપૂર્વાદિક ચઉગુણઠાણુરે, ચાર અનંતાનું બંધી જાણુરે ॥ હુવે૦ ૩ ॥ તિરિ નરયનું આયુ કહીયેરે, એકસો બેતાલીસ સત્તા લહીયેરે ॥ ક્ષપકે સમકિત ચાર ઠામરે, નરક તિરિ સુર આયુ જામરે ॥ હુવે૦ ॥ ૪ ॥ પયડી સોને પીસ્તાલીસરે, સાતવિના એકસો અડત્રીસરે ॥ નઉમે અનિવૃત્તિ પેહેલે ભાગરે, સત્તા બોલી શ્રી વીતરાગરે ॥ હુવે૦ ॥ ૫ ॥ કેવલ નાણી ભાખ્યો ધર્મરે, જેહથી લહી શિવના શર્મરે ॥ એ ત્રણ તત્વ સુધા જાણીરે, મણિવિજય કહે આદરો પ્રાણીરે ॥હુવે૦ ॥ ૬ ॥ ઇતિશ્રી ચતુર્થ ગુણ સ્થાનક ભાસ ॥

॥ ઢાલ ॥ ૭ ॥ આજ ન હેજોરે દીસે નાહુલો ॥ એ દેશી ॥

॥ પંચમનાણી રે જિનવર ઇમ કહે, દેશ વિરતિ ગુણઠાણુ સુણો શ્રાવક તેને જાણીયે, જે ધરે જિનવર આણુ ॥ પંચમ૦ ॥ ૧ ॥ પેહેલું સંઘયણ નર ત્રિક જાણીયે, અપ્રત્યાખ્યાન કષાય ॥ તેહના ભેદરે ચાર વખાણીયે, ઔદારિક દો કહેવાય ॥ પંચમ ॥ ૨ ॥ એ દશ પયડીરે બંધન નવિ હુવે, દેશવિરતિ મોઝાર ॥ સતસઠિ પયડીરે બંધજ ઇહાં સહી, જોજ્યો હૃદય વિચાર ॥ પંચમ૦ ॥ ૩ ॥ ઉદય ચાર અપચખાણીયા, અનુપૂર્વી નર તિરિયંચ ॥ સુરત્રિક નરયત્રિક તે ખટ ભણ્યા, વૈક્રિયદુગ વલી સંચ ॥ પંચમ૦ ॥ ૪ ॥ દુર્ભગ અનાદેય અયશ વલી, સત્તર પયડી ન હોય ॥ સત્યાસીનો રે ઉદય ઇહાં કહ્યો, તીમ ઉદીરણા જોય ॥ પંચમ૦ ॥ ૫ ॥ સત્તા ચોથારે ગુણઠાણથી, જાણો ચતુર સુજાણ ॥ મણિવિજય કહે નિત્ય જે એ ધરે, તેને કોડી કલ્યાણ

॥ પંચમ૦ ॥ ૬ ॥ ઇતિ પંચમ ગુણસ્થાનક ભાસ ॥

॥ ઢાલ ॥ ૮ ॥ કહે નાયક સુણો માહરી ॥ એ દેશી ॥

॥ છઠું ગુણઠાણું હુવે, કહેતાં હરખ અપારરે, સુણો જિન-વાણી રે ॥ પ્રમત્તનામ છે જેહનું, સાધન કહ્યાં નિરધારરે ॥ સુણો ભવી પ્રાણી રે ॥ ૧ ॥ બંધ થકી નિશ્ચય હુવે, ત્રેસઠી પયડી જાણિરે ॥ સુણો જિન વાણીરે ॥ પ્રત્યાખ્યાને ચારનો, બંધ નહી ઇણ ઠાણેરે ॥ સુણો૦ ॥ ૨ ॥ ઉદયથકી હવે સાંભલો, તિર્યંચગતિ તિરિયાયુ રે ॥ સુણો જિન૦ ॥ નિચ ગોત્ર ઉદ્યોતનો, પ્રત્યાખ્યાની કષાયરે ॥ સુણો૦ ભ૦ ॥ ૩ ॥ ઉદય નહી એ આઠનો, આહારક દોય ઉદારરે ॥ સુણો જિ૦ ॥ તે ભેળવતાં એકયાસીનો ઉદય કહ્યો સુવિચારરે ॥ સુણો૦ ॥ ૪ ॥ ઉદીરણાયે અંત હુવે, સાતા અસાતા દોયરે ॥ સુણો જિ૦ ॥ આહારક દ્વિક થીણદ્ધિ ત્રીક, નર આયુ આઠ તે જોયરે ॥ સુ૦ ॥ ૫ ॥ સત્તા સમકિતથી લહો, દાખી આગમ સારરે ॥ સુણો૦ ॥ કર્પુરવિજય ગુરૂજી જયો, મણિવિજય હિતકારરે ॥ સુણો૦ ભ૦ ॥ ૬ ॥ ઇતિશ્રી પ્રમત્ત ગુણસ્થાનક ભાસ ॥

॥ ઢાલ ॥ ૯ ॥ વસુધાધિપ વંદી વળ્યો ॥ એ દેશી ॥

॥ શ્રી જિનવર ઇમ ઉપદિશે, અપ્રમત્ત ગુણ ઠાણુરે ॥ સર્વ વિરતિ ઇહાં કહી, ધારો મુનિગુણ ખાણુરે ॥ શ્રી જિનવર ઇમ ઉપદિશે ॥ ૧ ॥ એ આંકણી ॥ સોગ અરતિ અથિર દુગ, અયશ અશાતા કેરોરે ॥ બંધ નહીં ઇહાં ખટતણો, સુર આયુબંધ અનેરોરે ॥ શ્રી૦ ॥ ૨ ॥ એકે ઉણી સાઠીનો, અહવા અઠ્ઠાવન બંધરે ॥ આહાર યુગલ માંહિ ભેલીએ, બીજી પયડી અબંધરે

॥ શ્રી૦ ॥ ૩ ॥ ઉદય થકી છોતેર પયડી, થીણદ્ધી ત્રિક દાખીરે આહારાદિક એ પાંચનો, ઉદય નહીં સૂત્ર સાખીરે ॥ શ્રી૦ ॥૪॥ અપ્રમત્ત આદિ ગુણઠાણે, શાતા અશાતા નર આયરે, પયડી ત્રણ ઉણી કરો, ઇમ ઉદિરણા થાયરે ॥ શ્રી૦ ॥ ૫ ॥ સમકિત ચોથે ગુણ ઠાણે, સત્તા તિહાંથી પેખોરે ॥ મણિવિજય બુધ ઇમ કહે, પ્રમત્ત ગુણ ઠાણ ઉવેખોરે ॥ શ્રી૦ ॥ ૬ ॥ ઇતિ શ્રી અપ્રમત્ત ગુણ સ્થાનક ભાસ ॥

॥ ઢાલ ॥ ૧૦ ॥ પંથીડા સંદેસડો ॥ એ દેશી ॥

॥ ગુણઠાણું હવે આઠમું, ભાખ્યું શ્રી જિનરાજ, નિવૃત્તિ નામે જાણીએ, જેહથી સીઝે કાજ ॥ ૧ ॥ સાધુ સહુ તુમે ચિત્તધરો, આણી ઉલટ અંગ, અધ્યવસાય વિશેષથી, હુવે એહસું ચગ ॥ સાધુ૦ ॥૨॥ સાત ભાગ કરી તેહનં, પેહેલે અઠ્ઠાવન ॥ નિદ્રા દોયનો અંત કરે, પણભાગ છપન્ન ॥ સા૦ ॥ ૩ ॥ સુરદુગ પંચેંદ્રિય શુભગતિ, ત્રસ નવ નિરધાર ॥ ચાર શરીર ઉરલવિના, દો અંગોપાંગ ઉદાર ॥ સા૦ ॥ ૪ ॥ સમ ચઉરંસ નિર્માણને, જિનનામ સુફાર ॥ વર્ણચાર વળી કહ્યા, અગુરૂ લહુ ચાર ॥ સા૦ ॥ ૫ ॥ એ ત્રીસ પયડી અંતકરે, છઠે ભાગ વિચાર ॥ બંધ કહ્યો છવીસનો, સાતમો ભાગ મોઝાર ॥ સા૦ ॥ ૬ ॥ હાસ્ય રતિ ભય દુગંછાનો, અંત જિનને વખાણ ॥ ઉદય થકી સમકિત ચલી, છેલ્લાં ત્રણ સંઘયણ ॥ સા૦ ॥ ૭ ॥ ઉદય નહીં એ ચારનો બોહોતેર ઉદયે જાણ ॥ ઉદીરણા અપ્રમત્તથી, ભાખી કેવલ નાણ ॥ સા૦ ॥ ૮ ॥ ચોથા સમકિત ગુણ ઠાણથી, સત્તા દિલમેં આણી ॥ કર્પૂરવિજય ગુરૂ રાજથી, મણિ વંદે ઇમ વાણી ॥સા૦॥ ૯ ॥ ઇતિશ્રી અષ્ટમ નિવૃત્તિ ગુણસ્થાનક ભાસ ॥

॥ ઢાલ ॥ ૧૧ ॥ નિદરડી વેરણ હુઇરહી ॥ એ દેશી ॥

॥ અનિવૃત્તિ નવમું આદરૂ, ગુણઠાણું હો મુનિવર સુખકાર કે ॥ અંતરમુહૂર્ત્ત જેહની, સ્થિતિ જાણી હો શાસ્ત્રને અનુસાર કે ॥ અનિવૃત્તિ નવમું આદરૂં ॥ એ આંકણી ॥ ૧ ॥ બંધ કહ્યો બાવીસનો, વલી કીજે હો એહના પંચ ભાગ કે ॥ પુરૂષવેદ સંજવલ ચારે, એકેકે હો કીજે એ ત્યાગ કે ॥ અનિ૦ ॥ ૨ ॥ ઉદય હુવે છાસઠીનો, હાસ્ય રતિને હો વલી અરતિ નિવારકે ॥ ભયસોગ દુગંછા ખટતણો, નવિ લહી હો ઉદયે વિચાર કે ॥ અનિ૦ ॥ ૩ ॥ ઉદીરણા ત્રિસઠીની, સત્તા દાખી હો બીજા ભાગ મઝારકે ॥ થાવર તિરિ નરય દુગ, આ તપ દુગ હો થીણ ત્રિણ નિરધારકે ॥ અનિ૦ ॥ ૪ ॥ એકેંદ્રિય વિગલ સાધારણ, એ સોલેહો સત્તા નવી હોયકે ॥ એકસો બાવીસ ઉપરે, બીજે ભાગે હો સત્તા તું જોયકે ॥ અનિ૦ ॥ ૫ ॥ ત્રીજે ભાગે સાંભલો, ક્ષય થાયે હો બીયતીય કસાય કે ॥ ચોથે પાંચમે ખટભાગે, સાત આઠમે હો એકસો ચાર થાયકે ॥ અનિ૦ ॥ ૬ ॥ નઉમે સો ત્રિણ ઉપરે, નપુંસક હો સ્ત્રી વેદ ખટ હાસકે ॥ પુરૂષવેદ સંજવલન એ ત્રણ્યે, ક્ષય હોવે હો ભાગે અનુક્રમે જાસકે ॥ અનિ૦ ॥ ૭ ॥ નવમા ભાગને છેહડે, માયાનો હો પ્રભુ ભાખ્યો અંત કે ॥ કર્પુરવિજય ગુરૂ રાજનો, શિષ્ય પભણે હો પ્રભુ નિજમનની ખંતિ કે ॥ અનિ૦ ॥ ૮ ॥ ઇતિશ્રી નવમ ગુણ સ્થાનક ભાસ ॥

॥ ઢાલ ॥ ૧૨ ॥ દેવતણી ઋદ્ધિ ભોગવી આવ્યો ॥ એ દેશી ॥

॥ સૂક્ષ્મ સંપરાય નામે દશમું, ગુણઠાણું તે જાણિ ॥ ચઢતે

પરિણામે એ હોવે, ભાખ્યું જિનવર ભાણરે ॥ મુનિવર જોજ્યે હૃદય વિચારી ॥ એ આંકણી ॥ ૧ ॥ બંધ કહ્યો ઈહાં સત્ત પયડી, દર્શન કહીયાં ચાર ॥ ઉચ્ચ ગોત્ર યશ નાણાવરણી, અંત રાય દશવારીરે ॥ મુનિ૦ ॥ ૨ ॥ એ સોલે પયડી ઇણ ઠાણે બાલે તે નિરધાર ॥ ઉદય કહ્યો ઈહાં સાઠ જ પયડી ॥ વેદ ત્રણ નિવારીરે ॥ મુનિ૦ ॥ ૩ ॥ સઁજ્વલન ત્રિક એ છ પયડી, ઉદય નહીં ઈણ ઠાય ॥ ઉદીરણા સત્તાવન જાણો, સત્તા સતદુગ થાય ॥ મુનિ૦ ॥ ૪ ॥ સંજ્વલનનો લોભ અંત કરે ઈહાં, જુઓ સૂત્ર અનુસાર ॥ કર્પુરવિજય પંડિત સુપસાયે, મણિ વિજય જયકાર ॥ મુનિ૦ ॥ ૫ ॥ ઇતિશ્રી સૂક્ષ્મસંપરાય ગુણ સ્થાનક ભાસ ॥

॥ ઢાલ ॥ ૧૩ ॥ વ્રતની મનસા જાણે આણી ॥ એ દેશી ॥

॥ હવે સુણજ્યો ભવિયણ પ્રાણી, શ્રી જિનવર કેરી વાણી ॥ ઉપશાંત મોહ ગુણ ઠાણે, એકાદશમું એ જાણે ॥ ૧ ॥ અઁ કહીયે પયડી એક, આગમેં જોઈ સુવિવેક ॥ શાતાવેદનીય અઁ ઉદાર, બીજી પયડી નહીં નિરધાર ॥ ૨ ॥ ઉદય થકી હવે સુણીએ, એકે ઉણી સાઠીજ ગણીએ ॥ લોભ સઁજ્વલન કેરા અઁત એણે ઠાણે એહજ સઁત ॥ ૩ ॥ ઉદીરણા તણો અધિકાર, સાંભળતાં હરખ અપાર ॥ ભાખી પયડી છપ્પન્ન જેહ, સાનમાંહિ આણો તેહ ॥ ૪ ॥ સકલ પંડિત શિરદાર, કર્પૂરવિજય સુખકાર ॥ તસ ચરણ પસાયજ પામી, મણિવિજય કહે શીરનામી ॥ ૫ ॥ ઇતિ ઉપશાંત મોહ ગુણ સ્થાનક એકાદશમ ભાસ ॥

॥ ઢાલ ॥ ૧૪ ॥ ધિગ્ ધિગ્ ધિગ્ ધિગ્ કાયા ॥ એ દેશી ॥

॥ શ્રી જિનવર એમ બોલે, વાણી જે અમૃત તોલે હો સુણો મુનિ સમભાવી ॥ ક્ષીણ મોહ ગુણ ઠાણ, દ્વાદશમું ગુણખાણ

ખાણુ હો ॥ સુણો૦ ॥ ૧ ॥ બંધ કહ્યો સાતા કેરો, ઉદયે તે ભેદ અનેરો હો ॥ સુણો૦ ॥ ઋષભ નારાચ દુગ ટાલો, સત્તાવન ઉદયે નિહાલો હો ॥ સુણો૦ ॥ ૨ ॥ ઉદયે છેલ્લે બે ભાગે, નિદ્રા પ્રચલા નવિ લાગ હો ॥ સુ૦ ॥ ઉદીરણા ચોપન કેરી, સત્તાયે પયડી અનેરી હો ॥ સુ૦ ॥ ૩ ॥ છેલ્લા દુગસમે જોય, એકસો એક પયડી હોય હો ॥ સુ૦ ॥ નિદ્રા પ્રચલા ઈહાં અંત, નવાણું ભેદ એ તંત હો ॥ સુણો૦ ॥ ૪ ॥ દંસણ ચાર પંચ જ્ઞાન અંતરાય પણ અઉદ જ માન હો ॥ સુ૦ ॥ અંત કરે એહુનો છેડે, નવિઉપજે તે ફિરે કેડે હો ॥ સુ૦ ॥ ૫ ॥ સકલ પંડિત શિણુ-ગાર, કર્પૂરવિજય શિરદાર હો ॥ સુ૦ ॥ તસ સુપસાયે ભાવ જાણ્યા, મણિવિજય તેહ વખાણ્યા હો ॥ સુ૦ ॥ ૬ ॥ ઇતિ શ્રી ક્ષીણમોહ ગુણસ્થાનક ભાસ ॥

॥ ઢાલ ૧૫ ॥ ભલે પધાર્યા તુમે સાધુજીરે ॥ એ દેશી ॥

॥ ગુણઠાણું હવે તેરમુંરે, ભાખ્યું શ્રીજીનરાયરે ॥ સયોગી નામે ભલુંરે, આવ્યું તે નવિ જાયરે ॥ ગુણ૦ ॥ ૧ ॥ બંધે શાતા વેદનીરે, ઉદય કહ્યું નિરધારરે ॥ નાણાવરણીય પાંચે સહીરે, અંત-રાય પંચે વિચારરે ॥ ગુણ૦ ॥ ૨ ॥ દર્શન ચારે અઉદઓરે, ઉદય નહીં ઇણે ઠાણુરે ॥ તીર્થંકર નામ ભેલતાંરે, બેંતાલિસ ઉદય પરિમાણુરે ॥ ગુણ૦ ॥ ૩ ॥ ઉરલ થિર ખગઈ દુગરે, પ્રત્યેક ત્રિક છ સંઠાણુરે ॥ અગુરૂલઘુ વર્ણ ચારનોરે, નિર્માણ તેજસ જાણીરે ॥ ગુણ૦ ॥ ૪ ॥ કાર્મણ પેહેલો સંઘયણનોરે, દુસર સુ-સર જોયરે ॥ સાતા અશાતા એકનોરે, એ ત્રીસનો અંત હોયરે ॥ ગુણ૦ ॥ ૫ ॥ એકે ઉણી ચાલીસનીરે, ઉદીરણા અવદાતરે ॥ પંચ્યાસી પયડી તણીરે, સત્તા જેહ વિખ્યાતરે ॥ ગુણ૦ ॥ ૬ ॥

સંપ્રતિ પંચ વિદેહમાંરે, વિચરે વીસ મુણિંદરે ॥ સંયોગી ઠાણે અલંકર્યારે, સેવે સુરનર વૃંદરે ॥ ગુણ૦ ॥ ૭ ॥ દોય કોડી સાધુ કેવલીરે, વંદન તેને ત્રિકાલરે ॥ કર્પૂરવિજય ગુરુ નામથી, મણિ વિજય મંગલ માલરે ॥ ગુણ૦ ॥ ૮ । ઇતિશ્રી સયોગી ગુણ સ્થાનક ત્રયોદશમ ભાસ ॥

॥ ઢાલ ॥ ૧૬ ॥ નયરી અયોધ્યાથી સંચર્યા એ ॥ એ દેશી ॥

॥ અયોગી નામે ચૌદમુંરે, ગુણઠાણુ શ્રીકાર ॥ કહ્યું એ જિનવરૂએ, અ ઈ ઉ ઋ લૃ માન જ એહનું એ, જેહથી શિવ સુખસાર ॥ કહ્યું૦ ॥ ૧ ॥ બંધ નહીં પયડી તણો એ, ઉદય તણો ભાવ જોય ॥ કહ્યું૦ ॥ સુભગ આદેય યશ વલી એ, વેદની ત્રસ ત્રિક હોય ॥ ક૦ ॥ ૨ ॥ પંચેંદ્રિય જાતિ નર આઉખું એ, નરની ગતિ જિનનામ ॥ કહ્યું૦ ॥ ઉંચ ગોત્ર એ બારનો એ, અંત થાય છેહેડે તામ ॥ ક૦ ॥ ૩ ॥ ઉદીરણા ઈહાં નવિ લહે એ, સત્તા સુણો વીરતંત ॥ ક૦ ॥ છેહ્લા દુગ સમે જાણીએ એ, બોહોતેર પયડી અંત ॥ ક૦ ॥ ૪ નામ થકી હવે તે કહું એ, સુર ખગઈ ગંધ દોય ॥ ક૦ ॥ ફરસ આઠ વર્ણ પાંચની એ, રસ તનુ બંધન સોય ॥ ક૦ ॥ ૫ ॥ સંઘાતન એ સવિ તણી એ, પંચ પંચ પયડી જેહ ॥ ક૦ ॥ નિર્માણ નામ તે ભેલતાંએ, ચાલીસ પુરી એહ ॥ ક૦ ॥ ૬ ॥ સંઘયણ અથીર ખટસહી એ, સંસ્થાન ખટસુવિવેક ॥ ક૦ ॥ અગુરૂલઘુ ચ્યાર અપજજતા એ, અશાતા સાતા એક ॥ ક૦ ॥ ૭ ॥ પ્રત્યેક ઉપાંગ ત્રિણ ત્રિણ કહ્યાં એ, સુસ્વર નીચ ગોત્ર જાણ ॥ ક૦ ॥ એ બોહોતેર પયડી તણો એ, અંત હુવે ઈણ ઠાણ ॥ ક૦ ॥ ૮ ॥ છેહ સમે પયડી તેરનો એ, અંત કરે ગુણવંત ॥ ક૦ ॥ આઠ કરમ ખેપવીએ,

પામી સુખ અનંત ॥ ક૦ ॥ ૯ ॥ એમ અનેક ભેદ સુંદરૂ એ, આગમ શાસ્ત્ર મઝાર ॥ ક૦ ॥ મણિવિજય બુધ ઉપદિશે એ, નિજ મતિને અનુસાર ॥ ક૦ ॥ ૧૦ ॥ ઇતિશ્રી અયોગી ગુણ સ્થાનક ભાસ ॥

॥ ઢાલ ॥ ૧૭ ॥ દીઠો દીઠોરે વામાકો નંદન દીઠો ॥ એ દેશી ॥

॥ પૂજો પૂજોરે પ્રભુ પાસજીને પૂજો ॥ સંખેશ્વર પરમેશ્વર સાહિબ, એ સમ દેવ ન દૂજોરે ॥ ૧ ॥ જેહને નામે નવનિધિ પામે, મુક્તિ વધુ તસ કામે ॥ સુરનર નારી બે કર જોડી, આવીને શીરનામેરે ॥ પ્ર૦ ॥ ૨ ॥ તેહ તણે સુપસાય હરખે, ગુણઠાણા સુવિચાર ॥ બંધ ઉદય ઉદીરણા સત્તા, ભાખી પર ઉપગારરે ॥ પ્રભુ૦ ॥ ૩ ॥ શાપુર મંડણ શાંતિ જિણેશ્વર, મહિમા મહિયલ ગાજે ॥ પાસ ચિંતામણિ ચિંતા ચુરે, સહસ ફણા જિનરાજેરે ॥ પ્રભુ૦ ॥ ૪ ॥ કેસર ચંદન મૃગમદ ઘોલી, પૂજે જે નરનારી ॥ ભાવના ભાવે જિનવર આગે, તેહની દુર્ગતિ વારીરે ॥ પ્ર૦ ॥ ૫ ॥ તપ ગચ્છનાયક પુણ્યેપુરો, શ્રી વિજય દેવ સુરિંદ ॥ તસ પટ્ટધારક કુમતિ વારક, શ્રી વિજયપ્રભ મુણિંદરે ॥ પ્ર૦ ॥ ૬ ॥ સકલ પંડિત શિર મુગટ નગીનો, કપુરવિજય ગુરૂ શીસ ॥ મણિવિજય બુધ ઇણિપરે જલ્પે, પુરો સંઘ જગીસરે ॥ પ્ર૦ ॥૭॥ ઇતિ શ્રી ચતુર્દશ ગુણ સ્થાનક સંપુર્ણ ॥

---

## ॥ ज्ञानदर्शन चारित्रनुं स्तवन. ॥

॥ દુહા ॥ શ્રી ઇંદ્રાદિક ભાવથી, પ્રણમે જગગુરૂ પાય ॥ તે પ્રભુ વીર જીણંદને, નમતાં અતિસુખ થાય ॥ ૧ ॥ જ્ઞાન દર્શન

ચારિત્રનો, કહું પરસ્પર સંવાદ ॥ ત્રિક જોગે સિદ્ધિ હોયે, એવો પ્રવચન વાદ ॥ ૨ ॥ સમકિત ગુણ જસ ચિત્ત રમ્યો, તેહનો વાદવિવાદ ॥ સમુદાયથી એક અંશ ગ્રહી, મુખ્ય કરે તિહાં વાદ ॥૩॥

॥ ઢાલ ॥ ૧ ॥ લલનાની ॥ એ દેશી ॥

॥ જ્ઞાનવાદી પેહેલો કહે, ત્રિભુવનમાં હું સાર લલના ॥ નય નિક્ષેપ પ્રમાણનો, ચઉ અનુયોગ વિચાર લલના ॥ ૧ ॥ જ્ઞાન ભજો ભવી પ્રાણીયા ॥ એ આંકણી ॥ સપ્તભંગી ષટ દ્રવ્યનું, મુજ વિણ કુણ લહે તત્ત્વ, લલના ॥ બંભી લીપીને પ્રણમીયા, ગણધરાદિક મહાસત્ત્વ લલના ॥ જ્ઞા૦ ॥ ૨ ॥ મેરૂ સૂર્યને ઇંદ્રની, ઉપમા જ્ઞાનીને હોય લલના ॥ મુજ વીણ મૂર્ખ પશુતણી, એવી ઉપમા તસહોય લલના ॥ જ્ઞા૦ ॥ ૩ ॥ જ્ઞાન પછી જિનરાજને, અરિહંત પદ હોય ભોગ્ય, લલના ॥ ભોગવવું તે જ્ઞાનનો, ઉપદેશ કહેવો જે યોગ્ય લલના ॥ જ્ઞા૦ ॥ ૪ ॥ જ્ઞાન પછી કિરિયા કહી, દશવૈકાલિક વાણી લલના, જ્ઞાન ગુણે મુનિ કહ્યા, ઉત્તરાધ્યયન પ્રમાણ લલના ॥ જ્ઞા૦ ॥ ૫ ॥ દીપક ઘટ દેખાવશે, ઘટથી દીપક ન દેખાય લલના ॥ અપ્રતિપાતી જ્ઞાન ગુણ સહી, મહાનિશીથે કહેવાય લલના ॥ જ્ઞા૦ ॥ ૬ ॥ અધિકું સર્વ પાતિક થકી, અજ્ઞાની જાણે ન ચોજ લલના ॥ આતમ સ્વરૂપ જાણ્યા વિના, જીમ ફિરે જંગલ રોજ લલના ॥ જ્ઞા૦ ॥ ૭ ॥ કિરીયા વિણ બહુ સિદ્ધિ લહે, તાપસાદિક દૃષ્ટાંત લલના ॥ ગજ બેઠે મરૂદેવીને, આપી મેં મુક્તિ એકાંત લલના ॥ જ્ઞા૦ ॥ ૮ ॥ અજ્ઞાનવાદી ઇમ કહે, આપે મોક્ષ ન જ્ઞાન લલના ॥ ઉત્તર ધર્મસંગ્રહણીથી, કરજો મુજ બહુ માન લલના ॥ જ્ઞા૦ ॥ ૯ ॥ જીવ ને જ્ઞાન અભેદ છે, મુજવીણ જીવ અજીવ લલના ॥ અક્ષરનો

અનંતમો, ભાગ ઉઘાડો સદૈવ લલના ॥ જ્ઞા૦ ॥ ૧૦ ॥ ક્રિયા નયે જે બાલ છે, જ્ઞાન નયે ઉજમાલ લલના ॥ મુનિને સેવવા યોગ્ય તે, બોલે ઉપદેશમાલ લલના ॥ જ્ઞા૦ ॥ ૧૧ ॥ દેવાચાર્ય મલ્લવાદીજી, જગ જસ વાદ લહંત લલના ॥ બોધ જીત્યા મુજ આશ્રયે, ઈમ બહુ શાસ્ત્રે ઉદંત લલના ॥ જ્ઞા૦ ॥ ૧૨ ॥ દેહીના મેલ સારીખો, મુજ વિણ કિરિયા ધંધ લલના ॥ તિક્ષ્ણતા જે જ્ઞાનની, તેહિજ ચરણ અબંધ લલના ॥ જ્ઞા૦ ॥ ૧૩ ॥

॥ ઢાલ ॥ ૨ ॥ અરણીક મુનિવર ચાલ્યા ગોચરી ॥ એ દેશી ॥

॥ ક્રોડ વરસ તપ જપ કિરિયા કરે, નવિ મીટે કર્મના પાશ રે ॥ જ્ઞાની તે એક સાસોસાસમાં, અનેક કર્મ કરે નાશ રે ॥ ગુણીજન વાંદોરે જ્ઞાનને લળી લળી ॥૧॥ એ આંકણી ॥ જ્ઞાનના ગુણને રે ઉત્તમ સંગ્રહે, બાલક માને તે વેષરે ॥ મધ્યમ નર કિરિયા ગુણ આદરે, ષોડશકે ઉપદેશરે ॥ ગુણ૦ ॥ ૨ ॥ ચારિત્ર હીણો રે જ્ઞાન ગુણે ઘણો, વાંદવો પૂજવો તેહરે ॥ થોડા જ્ઞાનીની કિરિયા ક્લેશ છે, ઉપદેશમાલામાં એહ રે ॥ ગુણ૦ ॥ ૩ ॥ મહીયલ માહાલે રે મેલે વેષથી, બગવ્યવહારે ચાલે રે ॥ જગને ઘાલે રે જ્ઞાનવિના ધંધે, તે કીમ ધર્મને પાલેરે ॥ ગુણ૦ ॥ ૪ ॥ પીપલીયા પાન જીસા ક્રિયા ગુરૂ, જહાજ સમા ગુરૂ જ્ઞાની રે ॥ કિરિયા રહિત જે સિદ્ધ જિણંદ છે, ભગવતી અંગની વાણીરે ॥ ॥ ગુણ૦ ॥ ૫ ॥ મંડુક ચુરણ જિમ જલદાગમે, કિરિયાચે તેમ ભવ વ્યાધિરે ॥ તસ છાર કરવારે જ્ઞાનની જ્યોતિ છે, ઉપદેશપદે એમ સાધીરે ॥ ગુણ૦ ॥ ૬ ॥ એકનો જાણગ સર્વ જાણગ કહ્યો, એહવી છે મારી વડાઇ રે ॥ અવિસંવાદપણે જે જાણવું, તેહીજ સમકિત ભાઇરે ॥ ગણ૦ ॥ ૭ ॥ જ્ઞાન વિના કહો સમકિત કીમ

રહે, કિરિયા તે જ્ઞાનની દાસીરે ॥ છઠ તપે સુકા સેવાલ ભો
કહ્યો, દેખે ન સુખ અવિનાસીરે ॥ ગુણ૦ ॥ ૮ ॥ થોડલી કિરિ-
યારે જ્ઞાનીની ભલી, જીમ સુરનારીના ભાવરે ॥ બહુલી કિરિયા રે
જ્ઞાન વિના કીસી, જીમ આંધનારીના હાવરે ॥ ગુણ૦ ॥ ૯ ॥
સહસ ત્રેતાલીસ વસે નર બુઝીયા, નંદિષેણુ શુભ ભાખેરે ॥ જ્ઞાનીએ
દીઠુંરે તેહીજ વસ્તુ છે, ખરસિંહ સમ અન્ય દાખેરે ॥ગુણ૦૧૦॥
કિરિયા નયનેરે જ્ઞાન કહે તુમે, મુજ થકી ભિન્ન અભિન્નરે ॥
ભિન્ન થશો તો રે જડતા પામશો, ભિન્નત્વ મુજમાંહી લીનરે ॥
॥ ગુણ૦ ॥ ૧૧ ॥ ન્યાયે ત્રીજોરે જેહને આલંબીયે, જુઓ જુગતિ
વિમાસીરે ॥ એક પદ પામી ચિલાતિ સુત તર્યો, જ્ઞાનથી સહુ
સુખ વાસીરે ॥ ગુણ૦ ॥ ૧૨ ॥

॥ ઢાલ ॥ ૩ ॥ સુણ મોરી સજની રજની ન જાવેરે ॥ એ દેશી ॥

॥ સમકિતવાદી હવે બોલ્યો વિમાસીરે, મુજવિણ જ્ઞાન કિ-
રિયાની બહુ હાંસીરે ॥ મુજ વિણ જ્ઞાન અજ્ઞાન તે જાણોરે ॥
શુકપાઠક તથા વેદીયા માનોરે ॥ ૧ ॥ મણિમય બિંબ અનંત
ભરાવેરે, સોવન દેહેરાં અસંખ્ય કરાવેરે ॥ દંસણ લવવિણ શુભ
ફલ નાપેરે, દંસણ રયણાયર ઇમ થાપેરે ॥ ૨ ॥ વાર અનંતી
જીમ જીવને ફરસ્યોરે, જીમ મૃગતૃષ્ણાએ રેહેવે તરસ્યોરે ॥ તે
એકવારમાં દુઃખ સવી ટાલુંરે આત્મમંદિરમાં કરૂ અજુઆલુંરે ॥
॥ ૩ ॥ મુજ પછી જ્ઞાન કિરિયા હોય સાચીરે, જલધર જોગે વન
રાય માચીરે ॥ પાત્ર કુપાત્ર તુમે નવિ જોતારે, અમે ભવિક અક-
પાયે મોહતારે ॥ ૪ ॥ ક્ષણુ એક મુજને હૃદયે રાખીરે, જિણે
સાહિબની સુખડી ચાખીરે ॥ મિથ્યા વચન જો કાંઇ પ્રરૂપે રે,
હુંતો રીસુ પડે ભવ કૂપેરે ॥ ૫ ॥ બાંહે ઝાલ્યો તે કારણ માટે રે,

કરૂં સુખીયો પુદ્‌ગલઅધ સાટેરે ॥ કૃષીબલ સંબંધ ધરો મનમાંહીરે, સમકિતવંતને પ્રણમો ઉછાંહીરે ॥ ૬ ॥ અસુચ્ચા કેવલી કિરિયા-હીનરે, સિદ્ધા મુજથકી અનુભવ પીનરે ॥ દંસણ રહિત ન સીઝે કોઇરે, નિશ્ચય કરો ભવિ આગમ જોઇરે ॥ ૭ ॥ માલા આલે નિમાલા લોચેરે, કિરિયાડંબર ભણી બહુ શોચેરે ॥ નવ ગ્રૈવેયક સુધિ લેઈ જાવે રે, તોયે સમકિત લવ સુખ નાવેરે ॥ ૮ ॥ જૂઠ કિરિયાએ ધરાવે નામરે, હું મુનિ હું શ્રાવક ગુણ ધામરે ॥ મુજ છતાં મરીચીયે ભવ ન વધાર્યોરે, જમાલી કુશીષ્ય જો સમકિત હાર્યો રે ॥ ૯ ॥

॥ ઢાલ ॥ ૪ ॥ ગુણ વેલડીયાં ॥ એ દેશી ॥

॥ સિદ્ધ નરે જેમ સંગ્રહ્યો રે ॥ બુદ્ધવંતાજી ॥ વિષ પણ અમૃત થાય ॥ રૂચિવંતાજી ॥ તિમ સમકિતવંતે ગ્રહ્યો ॥બુદ્ધ૦॥ શાસ્ત્ર સકલ સમુદાય ॥રૂચિ૦॥૧॥ દ્વિપાયન શ્રેણીક ભણી ॥બુદ્ધ૦॥ વાસુદેવ પેઢાલ ॥ રૂચિ૦ ॥ અવિરતિને પણ સુખી કરૂં ॥બુદ્ધ૦ ॥ મુજ વિણ કવણ આધાર ॥રૂચિ૦॥૨॥ દશ મિથ્યાત્વગિરી ભંજવા ॥ બુદ્ધ૦॥ પવિ સમ હૂં સમર્થ ॥ રૂચિ૦॥ શુભ દો આતમ ભાવસું ॥બુદ્ધ૦॥ જીન પદવી મુજ હાથ ॥ રૂચી૦ ॥ ૩ ॥ સમકિત અંક વિણા સહુ ॥બુદ્ધ૦॥ કિરિયાદિક બિન્દુ રૂપ ॥રૂચી૦॥ અંગારમર્દક સંબંધથી ॥બુદ્ધ૦॥ સમજો મુજ સ્વરૂપ ॥રૂચિ૦॥૪॥ કૃષ્ણપખીઓ અનાદિનો ॥ બુદ્ધ૦ ॥ મુજથી મીટે તતખેવ ॥રૂચિ૦ ॥ શુકલ-પખીયો તવ થયો ॥ બુદ્ધ૦ ॥ મિટે અનાદિ ભવ સેવ ॥ રૂચિ૦ ॥ ૫ ॥ વરસ હજાર કિરિયા ગઈ ॥ બુદ્ધ૦ ॥ કુંડરીકની અકાજ ॥ રૂચિ૦ ॥ મુજવિણ પુર્વધર ગયા ॥ બુદ્ધ૦ ॥ આવે નિગોદમાં આજ ॥ રૂચિ૦॥ ૬॥ પૂર્વ બદ્ધાયુ ગતદંસણી ॥ બુદ્ધ૦ ॥ બે

વિણુ સમક્તિવંત ॥ રૂચિ૦ ॥ વૈમાનિક પદવી લહે ॥ બુદ્ધ૦ ॥ ઈમ મહાભાષ્ય કહંત ॥ રૂચિ૦ ॥ ॥ ૭ ॥ જીવ પ્રદેશે પુદગલ રહ્યા ॥ બુદ્ધ૦ ॥ મિથ્યાતના જે સમસ્ત ॥ રૂચિ૦ ॥ તેહ મીટે જે શુદ્ધતા ॥ બુદ્ધ૦ ॥ તેહીજ સમક્તિ વરત ॥ ॥ રૂચિ૦ ॥ ૮॥ સમક્તિને ભાવે હુવે ॥ બુદ્ધ૦ ॥ દર્શન સહી ગુરૂ દેવ ॥ રૂચિ૦ ॥ અગણિત મહિમા માહરો ॥ બુદ્ધ૦ ॥ સમકિત દશ રૂચિ સેવ ॥ રૂચિ૦ ॥ ૯ ॥ દશમાંહિ નવ અસ્તિતા ॥ બુદ્ધ૦ ॥ સ્યાદ્વાદ રહે મુજમાંહ ॥ રૂચિ૦ ॥ યથાર્થ વસ્તુ હું ગ્રહું ॥ બુધ૦ ॥ આઠ પક્ષથી ઉછાંહ ॥ રૂચિ૦ ॥ ૧૦ ॥ સમક્તિ મીટે ચારિત્ર નહી ॥ બુદ્ધ૦ ॥ આવશ્યક માંહે વખાણી ॥ રૂચિ૦ ॥ સમકિત તેહજ ચરણ છે ॥ બુદ્ધ૦ ॥ પેહેલા અંગની વાણી ॥ રૂચિ૦॥૧૧॥ સમકિતની સેવા સારી ॥ બુદ્ધ૦ ॥ નહી મિથ્યા-મતિરાજ ॥ રૂચિ૦॥ ખટ ઉપમાન છે માહરે ॥બુદ્ધ૦ ॥ સદ્દહ્યો મુનિરાજ ॥રૂચિ૦ ॥૧૨॥

॥ ઢાલ ॥૫ ॥ આજ હજારી ઢોલો પ્રાહુણો ॥ એ દેશી ॥

॥ હવે કિરિયાવાદી કહે મન રૂલી, ન ગણે જ્ઞાનનો ગુણ સુખ દાઈ ॥ સાજન સુણીયેહો॥ વાંઝણી સુત રંક રાજવી, કીસી સુપને જ્ઞાન વડાઈ ॥ સા૦ ॥ નરહર ના નમવારે, સંયમ ધારીને ॥૧॥ આંકણી॥ જ્ઞાનથી ફલ ભોગ નવિ લહે, કિરિયાવિણ કોઇક જીવ ॥ સા૦ ॥ રસવતી જલ ગુણ જાણતાં, તૃપ્તિ નવિ હોયે અતીવ ॥ સ૦ ॥ ન૦॥ ॥ ૨ ॥ કિરિયા વિણ પંથતે નવી ઘટે, વિચરે જલનિધિ તરે ॥સા૦ ॥ નટણી નિજ કિરિયા વિના, જનરંજન કહો કીમ કરે ॥ સા૦॥ન૦॥ ॥ ૩ ॥ શત્રુંજય મહાત્મયમાં કહ્યું, મુનિ વેષ તે નમવો ઉછાંહિ ॥સા૦॥ લિંગ દેખીને ભાવે પ્રણમીયા, સચિવ

ઉદય ગુણગ્રાહી ॥ સા૦॥ન૦ ॥ ॥ ૪ ॥ ભરતને કેવલ ઉપનો, લિંગ વિણ નમીયા નહીં દેવ ॥સા૦॥ કહે ઉપદેશ એક સંબંધનો અસુચ્ચા કેવલી તતખેવ ॥ સા૦ ॥ન૦॥ ૫ ॥ જ્ઞાનનું ફલ વિરતિ કહ્યું, બહુવિધ શાસ્ત્રમઝાર ॥ સા૦ ॥ ચારિત્ર મહારાજા તણા, જ્ઞાન સમકિત દો પ્રતિહાર ॥ સા૦ ॥ ન૦ ॥ ૬ ॥ ગતિ ચારમાં સમકિત પામીયે, નરગતિમાંહી સંયમ સિદ્ધ ॥ સા૦ ॥ કિરિયાનય શાસ્રનો અંગ છે ॥ નિર્યુક્તિના વચન પ્રસિદ્ધ ॥ સા૦ ॥ ન૦ ॥ ૭ ॥ સર્વ સંવરી કિરિયા વિના, જ્ઞાનને સુગતિ ન હોય ॥ સા૦ ॥ અનંતર કારણ હુ સહી, તેહ ધુર સિદ્ધા સહુ કોય ॥ સા૦ ॥ ન૦ ॥ ૮ ॥

॥ ઢાલ ॥ ૬ ॥ આદર જીવ ક્ષમા ગુણ આદર ॥ એ દેશી ॥

॥ જીનવર મંદિર સયલ મહિયલમાં, સોવન રયણ મંડાવેજી ॥ એક દિવસના ચરણ સમોવડ, કહો તે કિમ કરી થાવેજી ॥ આદર જીવ કિરિયા ગુણ મનોહર, મ કરીશ વાદ વિવાદજી ॥ એ આંકણી ॥ ૧ ॥ કેવલીને પણ એક સંયમનું, સ્થાનક સ્થિર રહે શુદ્ધજી ॥ સકલ પ્રદેશ સ્થિરતારૂપ ચારિત્ર, સિદ્ધ પ્રભુને કહે બુદ્ધ જી ॥ આદર૦ ॥ ૨ ॥ એકવરસના સંયમસુખમાં, અનુત્તર સુરસુખ થાવેજી ॥ એ પણ વ્યાવહારિક નય વચન છે, ક્ષણમાંહે શ્રેણી મંડાવેજી ॥ આદર૦ ॥ ૩ ॥ એક દિવસની કિરિયાપાલક, સંપ્રતિ નરપતિ કીધોજી ॥ હરિ નૃપને નવયામ ક્રિયાએ, પાંચમે અનુત્તર સિધોજી ॥ આદર૦ ॥ ૪ ॥ ચાર કષાય મીટે સંયમ હોય, કિરિયાએ મહા લબ્ધિજી ॥ દશારસિંહ સત્યકીને અધોગતિ, જો નહીં કિરિયા સબંધીજી ॥ આદર૦ ॥ ૫ ॥ અક્રિયાવાદી દશાચૂર્ણીમાં, કૃષ્ણપખીઓ જીવ નયમાંજી ॥ ક્રિયાવાદી શુકલ પ-

બીઓ, જિન ઉપદેશે મહિમાજી ॥ આદર૦ ॥ ૬ ॥ યોગ વ્યાપાર નહિ જો સિદ્ધને, તો કિરિયા કિમ વ્યાપેજી ॥ સઘલા નરનું સાર સંયમ છે, જીન ગણધર કહ્યું આપેજી ॥ આદર૦ ॥ ૭ ॥ ખર જિમ ચંદન ભાર વહે બહુ, તસ ફલ ભોગ ન થાવેજી ॥ દીપક સહસ કર્યાં પણ અંધથી, કુણ કારજ ધોહાવેજી ॥ આદર૦ ॥ ૮ ॥ દશાર્ણભદ્રને નમીઆ સુરપતિ, જો કિરિયાએ ગુણવંતાજી મુજ અવદાત અનેક છે જગમાં, ધારો ભવિ જયવંતાજી ॥આ૦॥૯॥

॥ ઢાલ ॥ ૭ ॥ કોઇલો પર્વત ધુંધલોરે ॥ એ દેશી ॥

॥ એમ નિજ નિજ મત થાપતા હો લાલ, આવ્યા જિણેસર પાસરે॥ વાલેસર ॥ કરૂણાકારક ઉપદિશે હો લાલ ॥ અનુપમ વચન વિલાસરે ॥ વાલેસર ॥ જયો જયો જિનવર જગગુરૂ હો લાલ ॥ જેહથી મીટે ભવ પાસરે ॥ વા૦ ॥ ૧ ॥ એ આંકણી ॥ દંસણ સહિત જ્ઞાની કહ્યા હો લાલ, દેશવિરાધક સાચરે ॥વા૦॥ જ્ઞાન રહિત કિરિયા કરે હો લાલ, તો પણ વિરાધક વાચરે ॥વા૦ ॥ જ૦ ॥ ૨ ॥ દેશ દેશ ઉપગારીઆ હો લાલ, સસુદાય સિદ્ધિ લહંતરે ॥ વા૦ ॥ તીન સમૂહે નેહ ઉપજે હો લાલ ॥ બિન્દુ બિન્દુ સરહુંતરે ॥ વા૦ ॥ જ૦ ॥ ૩ ॥ ત્રિણ ભુવનના યોગથી હો લાલ, પૂરણ લોક કહેવાયરે ॥ વા૦ ॥ કેમ તે એકમાં થાપીયે હો લાલ, એક સિથે તૃપ્તિ ન થાયરે ॥ વા૦ ॥ જ૦ ॥૪॥ જ્ઞાન સમકિત ધોરી વહે હો લાલ, સંયમ રથ સુવિશાલરે ॥ વા૦ ॥ એગ્રી જિનપંથે ચઢ્યા હો લાલ, થાશે તે પરમ નિહાલરે ॥ વા૦ ॥ જ૦ ॥ ૫ ॥ નિજ નિજ પદ પ્રાપ્તિ સુધી હો લાલ, જ્ઞાનાચારાદિક સેવરે ॥ વા૦ ॥ ઈમ શુભ પરિણામે કરી હો લાલ, વેગે હોય શિવવેદરે ॥ વા૦ ॥ જ૦ ॥ ૬ ॥ દંસણ

જ્ઞાનમાં ભેલવી હો લાલ, જ્ઞાન ક્રિયાયે કહી સિદ્ધરે ॥ વા૦ ॥ પંગુ અંધો નર દો ભલે હો લાલ, મનહ મનોરથ કીધોરે ॥વા૦ ॥ જ૦ ॥ ૭ ॥ જેટલા વચન વિચાર છે હો લાલ, તેટલા નયના વાદરે ॥ વા૦ ॥ સહુ અંતર પ્રીતિ કરે હો લાલ, સુણી વીરના વચન જે સ્વાદરે ॥ વા૦ ॥ જ૦ ॥ ૮ ॥

॥ ઢાલ ॥ ૮ ॥ રાગ ધન્યાશ્રી ॥

॥ શ્રીમહાવીરજીના ગુણ ગાવો, સંશય મનના મિટાવોરે, મુક્તાફલનો થાલ ભરીને, પ્રભુજીના જ્ઞાન વધાવોરે ॥ શ્રી૦ ॥૧॥ આ સમયે શ્રુતજ્ઞાની મોટા, શુદ્ધ સ્વરૂપ સમજાવોરે ॥ જ્ઞાનીનો જે વિનય સેવે, તો અતિચાર ન થાવેરે ॥ શ્રી૦ ॥ ૨ ॥ આવશ્યકાદિક ગ્રંથ અનુસારે, રચના કરી મનોહારરે ॥ હિનાધિક નિજબુદ્ધિ કહેવાય, તે શ્રુતધર સુધારીરે ॥ શ્રી૦ ॥ ૩ ॥ મુનિ કર સિદ્ધિ ચંદ્રજી વરસે, આઠમ શુદી ભલે ભાવેરે ॥ ત્રણસે ત્રીસ કલ્યાણક એ દિન, ત્રીસ ચોવીસીના થાવેરે ॥ શ્રી૦ ॥ ૪ ॥ પેહેલા પાંચ જીણંદ નમિ નેમિ, સુવ્રત પાસ સુપાસરે ॥ દશ જિનનાં અગીયાર કલ્યાણક, એ દિવસે થયા ખાસરે ॥ શ્રી૦ ॥ ૫ ॥ અડસિદ્ધિ બુદ્ધિ દાયક એદીન, સ્તવન રચ્યું પ્રમાણરે ॥ ભણશે ગુણશે જેહ સાંભલશે, તસ ઘર કોડિ કલ્યાણ ॥શ્રી૦॥૬॥

॥ કલશ ॥ ઈમ વીર જિનવર પ્રમુખ કેરા, અઢીલાખ ઉદાર એ, જિનબિંબ સ્થાપી સુજસ લીધો, દાનસૂરી સુખકાર એ તસ પાટ પરંપર તપાગચ્છે, સોભાગ્ય સૂરી ગણધાર એ ॥ તાસ શિષ્ય લક્ષ્મીસૂરિ પભણે સંઘને જયજયકાર એ ॥ ૧ ॥

---

# ॥ अथ श्री पांचकारणनुं स्तवन ॥

॥ દોહા ॥ સિદ્ધારથ સુત વંદીયે, જગદીપક જિનરાય ॥ વસ્તુ તત્ત્વ સવિ જાણીયે, જસ આગમથી આજ ॥ ૧ ॥ સ્યાદ્વાદથી સંપજે, સકલ વસ્તુ વિખ્યાત ॥ સપ્તભંગી રચના વિના, બંધ ન બેસે વાત ॥ ૨ ॥ વાદ વદે નૃપ જૂજુઆ, આપ આપણે ઠામ પૂરણ વસ્તુ વિચારતાં, કોઈ ન આવે કામ ॥ ૩ ॥ અંધ પુરૂષ એહુ ગજ ગ્રહી, અવયવ એકેક ॥ દૃષ્ટિવંત લહે પૂર્ણ ગજ, અવયવ મલી અનેક ॥ ૪ ॥ સંગતિ સકલ નયે કરી, જુગતિ યોગ શુદ્ધબોધ ॥ ધન્ય જિનશાસન જગ જયો, જિહાં નહિ કિશ્યો વિરોધ ॥ ૫ ॥

॥ ઢાલ ॥ ૧ ॥ રાગ આશાવરી ॥

॥ શ્રી જિનશાસન જય જગકારી, સ્યાદ્વાદ શુદ્ધરૂપ રે ॥ નય એકાંત મિથ્યાત નિવારણ, અકલ અભંગ અનૂપરે ॥શ્રી૦॥૧॥ એ આંકણી ॥ કોઈ કહે એક કાલતણે વશ, સકલ જગત ગતિ હોય રે ॥ કાલે ઉપજે કાલે વિણસે, અવર ન કારણ કોયરે ॥શ્રી૦ ॥ ૨ ॥ કાલે ગર્ભ ધરે જગ વનિતા, કાલે જન્મે પુતરે ॥ કાલે બોલે કાલે ચાલે, કાલે ઝાલે ઘરસુત્તરે ॥ શ્રી૦ ॥ ૩ ॥ કાલે દુધથકી દહીં થાયે, કાલે ફલ પરિપાકરે ॥ વિવિધ પદારથ કાલ ઉપાયે, કાલે સહુ થાય ખાખરે ॥ શ્રી૦ ॥ ૪ ॥ જિનચોવીશ બાર ચક્રવર્તિ, વાસુદેવ બલદેવરે ॥ કાલે કવલિત કોઈ ન દીસે, જસુ કરતા સુર સેવરે ॥ શ્રી૦ ॥ ૫ ॥ ઉત્સર્પિણી અવસર્પિણી આરા, છએ જુઈ જુઈ ભાતરે ॥ ષટ ઋતુકાલ વિશેષ વિચારો, ભિન્ન ભિન્ન દિન રાતરે ॥ શ્રી૦ ॥ ૬ ॥ કાલે બાલ વિલાસ મનોહર, યૌવને કાલા કેશ રે ॥ વૃદ્ધ પણુ વલી પલી વપુ અતિ

દુર્બલ, શક્તિ નહિ લવ લેશરે ॥ શ્રી૦ ॥ ૭ ॥

॥ ઢાલ ॥ ૨ ॥ ગિરૂઆ ગુણ વીરજી ॥ એ દેશી ૬

॥ તવ સ્વભાવવાદી વદેજી, કાલ કિસ્યું કરે રંક ॥ વસ્તુ સ્વભાવે નીપજે જી, વિણસે તિમજ નિઃશંક ॥ સુવિવેક વિચારી, જુઓ જુઓ વસ્તુ સ્વભાવ ॥ ૧ ॥ એ આંકણી ॥ છતે યોગ જોબનવતી જી, વાંઝણી ન જણે બાલ ॥ મુછ નહિ મહિલા મુખે જી, કર તલે ઉગે ન બાંલ ॥ સુ૦ ॥ ૨ ॥ વિણ સ્વભાવ નવિ નિપજે જી, કેમ પદારથ કોઈ ॥ આંબ ન લાગે લીંબડે જી, બાગ વસંતે જોય ॥ સુ૦ ॥ ૩ ॥ મોર પિચ્છ કુણ ચીતરેજી, કોણ કરે સંધ્યા રંગ ॥ અંગ વિવિધ સવિ જીવનાં જી, સુંદર નયના કુરંગ ॥ સુ૦ ॥ ૪ ॥ કાંટા બોર બહુલના જી, કોણે અણીયાલા કીધ ॥ ॥ રૂપ રંગ ગુણ જુ જુઆ જી, તરૂ ફલ ફુલ પ્રસિદ્ધ ॥ સુ૦ ॥ ૫ ॥ વિષધર મસ્તક નિત્ય વસે જી, મણિ હરે વિષ તતકાલ ॥ પર્વત સ્થિર ચલ વાયરોજી, ઉર્ધ્વ અગ્નિની જ્વાલ ॥ સુ૦ ॥ ૬ ॥ મત્સ્ય તુંબ જલમાં તરે જી, બુડે કાગ પહાણ ॥ પંખી જાત ગયણે ફિરેજી, ઈણી પરે સયલ વિનાણ ॥ સુ૦ ॥ ૭ ॥ વાયુ સુંઠથી ઉપશમેજી, હરડે કરે વિરેચ ॥ સીજે નહિં કણ કાંગડું જી, શક્તિ સ્વભાવ અનેક ॥ સુ૦ ॥ ૮ ॥ દેશ વિશેષે કાષ્ઠનાં જી, ભૂમિમાં થાય પહાણ ॥ શંખ અસ્તિના નીરે જી, ક્ષેત્ર સ્વભાવ પ્રમાણ ॥ સુ૦ ॥ ૯ ॥ રવિ તાતો શશી શીતલોજી, ભવ્યાદિક બહુ ભાવ ॥ છએ દ્રવ્ય આપ આપણાંજી, ન તજે કોઈ સ્વભાવ ॥ સુ૦ ॥ ૧૦ ॥ ઈતિ સ્વભાવવાદ ॥

ઢાલ ॥ ૩ ॥ કપુર હોય અતિ ઉજલોરે ॥ એ દેશી ॥

કાલ કિસ્યું કરે બાપડો જી, વસ્તુ સ્વભાવ અકજ્જ ॥ જો

નવિ હોય ભવિતવ્યતાજી, તો કિમ સીઝે કજરે ॥ પ્રાણી મકરો મન જંજાલ, ભાવીભાવનિહાલરે ॥ પ્રા૦ ॥ મ ॥ ૧ ॥ એ આંકણી ॥ જલ નિધિ તરે જંગલ ફરેજી, કોડ, જતન કરે કોય, અણ ભાવી હોવે નહીં જી, ભાવી હોયતે હોયરે ॥ પ્રા૦ ॥ ૨ ॥ આંબે મોર વસંતમાંજી, ડાલે કેઈ લાખ ॥ કેઈખિર્યાં કેઈ ખાખટીજી, કેઈ આધાં કેઇ સાખરે ॥ પ્રા૦ ॥ ૩ ॥ બાઉલ જેમ ભવિતવ્યતાજી, જિણુ જિણુ દિશી ઉજાય ॥ પરવશ મન માણસ તણુજી, તૃણુ જેમ પુંઠે ધાયરે ॥ પ્રા૦॥૪॥ નિયતિ વશે વિણુ ચિંતવ્યુંજી, આવિ મલે તત કાલ ॥ વરસા સોનું ચિંતવ્યુંજી, નિયતિ કરે વિસરાલરે ॥ પ્રા૦ ॥ ૫ ॥ બ્રહ્મદત્ત ચક્રી તણાંજી, નયણુ હણે ગોવાલ ॥ હોય સહસ્સ જસ દેવતાજી, દેહતણા રખવાલરે ॥ પ્રા૦ ॥ ૬ ॥ કોકુહો કોયલ કરેજી, કેમ રાખી શકે પ્રાણુ ॥ આહેડી શર તાકીયોજી, ઉપર ભમે સીંચાણુરે ॥ પ્રા૦ ॥ ૭ ॥ આહેડી નાગે ડસ્યોજી, બાણુ લાગ્યો સિંચાણુ ॥ કોકુહો ઉડી ગયોજી, જુઓ જુઓ નિયતિ પ્રમાણુરે ॥પ્રા૦॥૮॥ શસ્ત્ર હણ્યાં સંગ્રામમાંજી, રાને પડયા જીવંત ॥ મંદિરમાંથી માનવીજી, રાખ્યાહી ન રહંતરે ॥ પ્રા૦॥ ૯ ॥ ઇતિ ભવિતવ્યતા વાદ ॥

॥ ઢાલ ॥ ૪ ॥ રાગ મારૂણી મનોહર હીરજીરે ॥

॥ કાલ સ્વભાવ નિયત મતિ કુડી, કર્મ કરે તે થાય ॥ કર્મ નિરય તિરિય નર સુરગતિજી, જીવ ભવાંતરેજાય ॥ ચેતન ચેતીયેરે કર્મ સમો નહીં કોય ॥ ચેતન૦ ॥ ૧ ॥ એ આંકણી ॥ કર્મે રામ વસ્યા વનસાસે, સીતા પામે આલ, કર્મે લંકા પતિ રાવણનું, રાજ થયું વિસરાલ ॥ ચે ॥ ૨ ॥ કર્મે કીડી કર્મે કુંજર, કર્મેનર ગુણવંત, કર્મે રોગ સોગ દુઃખ પીડિત

જનમ જાય વિલપંત ॥ ચે૦ ॥ ૩ ॥ કર્મે વરસ લગેં રિસહેસર, ઉદક ન પામે અન્ન, કર્મે વીરને જુઓ યોગમાંરે ॥ ખીલા રોપ્યા કન્ન ॥ ચે૦ ॥૪॥ કર્મે એક સુખપાલે બેસે, સેવક સેવે પાય ॥ એક હય ગય રથ ચઢયા ચતુરનર, એક આગળ ઉજાય ॥ચે૦॥પ॥ ઉદ્યમ, માની અંધતણી પરે, જગ હીંડે હા હુંતો ॥ કર્મ બલી તે લહે સકલફલ, સુખભર સેજે સુતોરે ॥ચે૦॥૬॥ ઉંદર એકે કીધો ઉદ્યમ, કરંડીયો કર કોલે ॥ માંહે ઘણા દિવસનો ભૂખ્યો, નાગ રહ્યો દુઃખ ડોલેરે ॥ ચે૦॥ ૭ ॥ વિવર કરી મૂષક તસ મુખમાં, દીધે આપણો દેહ ॥ માર્ગ લઈ વન નાગ પધાર્યા, કર્મ મર્મ જુઓ એહ ॥ ચે૦ ॥ ૮ ॥ ઈતિ કર્મ વિવાદ ॥

॥ ઢાલ ॥ ૫ ॥

॥ હવે ઉદ્યમ વાદી ભણેએ, ચારે અસમર્થ તો ॥ સકલ પદાર્થ સાધવાએ, એક ઉદ્યમ સમર્થ તો ॥ ૧ ॥ ઉદ્યમ કરતાં માનવીરે, શું નવિ સીઝે કાજ તો ॥ રામે રયણાયર તરીએ, લીધું લંકા રાજ્ય તો ॥ ૨ ॥ કર્મ નિયત તે અનુસરે એ, જેહમાં શક્તિ ન હોય તો ॥ દેઉલ વાઘ મુખે પંખીયાંએ, પીયુ પેસંતા જાયતો ॥ ૩ ॥ વિણ ઉદ્યમ કેમ નીકલે એ, તીલ માંહેથી તેલ તો ॥ ઉદ્યમથી ઉંચી ચઢે એ, જુઓ એકેંદ્રિય વેલ તો ॥ ૪ ॥ ઉદ્યમ કરતાં એક સમે એ, જે નવિ સીઝે કાજ તો ॥ તેહ ફરી ઉદ્યમથી હુવેએ, જો નવિ આવે વાજતો ॥ ૫ ॥ ઉદ્યમ કરી ઓર્યા વિના એ, નવી રંધાયે અન્ન તો ॥ આવીપડે કોલીયોએ, મુખમાં પખે જતન્ન તો ॥૬॥ કર્મ પુત્ત ઉદ્યમ પિતાએ, ઉદ્યમે કીધાં કર્મ તો ॥ ઉદ્યમથી દુરે ટલે એ, જુઓ કર્મનો મર્મ તો ॥ ૭ ॥ દ્રઢપ્રહારી હત્યા કરીએ, કીધાં પાપ અનંત તો ॥ ઉદ્ય-

મથી ખટ માસમાં એ, આપ થયો અરિહંત તો ॥ ૮ ॥ ટીંપે ટીંપે સર ભરે એ, કાંકરે કાંકરે પાલ તો ॥ ગિરિ જેવા ગઢ નીપજે એ, ઉદ્યમ શક્તિ વિહાળ તો ॥ ૯ ॥ ઉદ્યમથી જળ બિંદુઓ એ, કરે પાષાણુમાં ઠામ તો ॥ ઉદ્યમથી વિદ્યા ભણે એ, ઉદ્યમ જોડે દામ તો ॥ ૧૦ ॥

॥ ઢાલ ॥ ૬ ॥ એ છંડી કીહાં રાખી ॥

॥ એ પાંચે નય વાદ કરંતા, શ્રી જિન ચરણે આવે ॥ અમિય સરસ જિન વાણી સુણીને, આનંદ અંગ ન માવેરે ॥ પ્રાણી સમકિત મતિ મન આણો. નથ એકાંત મ તાણોરે ॥પ્રા૦॥ તે મિથ્યામતિ જાણોરે ॥ પ્રાણી સમકિત મતિ મન આણો ॥ ૧ ॥ એ આંકણી ॥ એ પાંચે સમુદાય મિલ્યા વિણ, કોઈ કાજ ન સીઝે ॥ અંગુલીયોગે કર તણી પરે, જે બુઝે તે રીઝેરે ॥ પ્રાણી ॥ સ૦ ॥ ૨ ॥ આગ્રહ આણી કોઈ એકને, એહમાં દીજે વડાઈ ॥ પણ સેના મિલી સકલ રણાંગણ, જીત સુભટ લડાઈ ॥ પ્રાણી૦ ॥ સ૦ ॥ ૩ ॥ તંતુ સ્વભાવે પટ ઉપજાવે, કાલ ક્રમે રે વણાયે ॥ ભવિતવ્યતા હોયે તો નીપજે, નહીં તો વિઘ્ન ઘણાંયરે ॥ પ્રાણી ॥ સ૦ ॥ ૪ ॥ તંતુ વાય ઉદ્યમ ભોક્તાદિક, ભાગ્ય સકલ સહકારી ॥ એમ પાંચે મલી સકલ પદારથ, ઉત્પત્તિ જુઓ વિચારીરે ॥ પ્રાણી ॥ સ૦ ॥ ૫ ॥ નિયતિ વશે હલુ કરમો થઇને, નિગોદ થકી નીકલીયો ॥ પુણ્યે મનુજ ભવાદિક પામી, સદ્ગુરૂને જઈ મલીયોરે ॥ પ્રાણી ॥ સ૦ ॥ ૬ ॥ ભવસ્થિતિનો પરિપાક થયોતવ, પંડિત વીર્ય ઉ[illegible]લીયો; ભવ્ય સ્વભાવે શિવગતિ પામી, શિવપુર જઈને વસીયો રે ॥ પ્રાણી ॥ સ૦ ॥ ૭ ॥ વર્દ્ધમાન જિન એણી પરે વિનયે, શાસન નાયક ગાયો ॥ સંઘ

સકલ સુખ હોયે જેહુથી, સ્યાદ્વાદ રસ પાયોરે ॥પ્રાણીી॥સ૦॥૮॥

॥ કલશ ॥ ઈમ ધર્મ નાયક, મુક્તિદાયક, વીર જિનવર સંથુણ્યો ॥ સય સત્તર સંવત વન્હિ લોચન, વર્ષ હર્ષ ધરી ઘણો ॥ શ્રી વિજયદેવ સુરિંદ પટધર, શ્રી વિજયપ્રભ મુણિંદ એ ॥ શ્રી કીર્ત્તિવિજય વાચક શિષ્ય ઇણિપરે, વિનય કહે આણંદ એ ॥ ૧ ॥

## ॥ अथश्री समकितनुं स्तवन ॥

॥ ઢાલ ॥ ૧ ॥ તે મુજ મિચ્છામિદુક્કંડ ॥ એ દેશી ॥

॥ સાંભલરે તું પ્રાણીયા, સદગુરૂ ઉપદેશો ॥ માનવ ભવ દોહીલો લહ્યો, ઉત્તમ કુલ એસો ॥ સાં૦ ॥ ૧ ॥ દેવ તત્વ નવી ઓલખ્યો, ગુરૂતત્વ ન જાણ્યો ॥ ધર્મ તત્વ નવિ સદ્દહ્યો, હિયડે જ્ઞાન ન આણ્યો ॥ સા૦ ॥ ૨ ॥ મિથ્યાત્વી સુર જિન પ્રત્યે, સરખા કરી જાણ્યા ॥ ગુણ અવગુણ નવિ ઓલખ્યો, વયણે વખાણ્યા ॥ સા૦ ॥ ૩ ॥ દેવ થયા મોહે ગ્રહ્યા, પાસે રહે નારી ॥ કામ તણે વશ જે પડ્યા, અવગુણ અધિકારી ॥ સા૦ ॥ ૪ ॥ કેઈ ક્રોધી દેવતા, વલી ક્રોધના વાહ્યા ॥ કે કોઈથી બીહુતા, હથીયાર સવાહ્યા ॥ સા૦ ॥ ૫ ॥ ક્રૂર નજર જેહુની ગણી, દેખંતાં ડરીયે ॥ મુદ્રા જેહની એહુવી, તેહુથી શું તરીયે ॥ સા૦ ॥ ૬ ॥ આઠ કરમ સાંકલ જડ્યાં, ભમે ભવહી મોજારો ॥ જન્મ મરણ ભવ દેખીયે, પામ્યા નહીં પારો ॥ સા૦ ॥ ૭ ॥ દેવથઈ નાટક કરે, નાચે જણ જણ આગે ॥ વેષકરી રાધા કૃષ્ણનો, વલી ભીક્ષા માગે ॥ સા૦ ॥ ૮॥ મુખે કરી વાયે વાંસલી, પેહેરે તન વાઘા ભાવંતાં ભોજન કરે, એહુવા ભ્રમ લાગા ॥ સા૦ ॥ ૯ ॥ દેખો

દૈત્ય સંહારવા, થયો ઉદ્યમવંતો ॥ હરિ હીરણ્યાંકુશ મારીયો, નરસિંહ બલવંતો ॥ સા૦ ॥ ૧૦ ॥ મત્સ્ય કચ્છ અવતાર લઈ, સહુ અસુર વિદાર્યા ॥ દશ અવતારે જુજુઆ, દશ દૈત્ય સંહાર્યા ॥ સા૦ ॥ ૧૧ ॥ માને મૂઢ મિથ્યા મતિ, એહવા પણ દેવો ॥ ફરી ફરી અવતાર લે, દેખો કર્મની ટેવો ॥ સા૦ ॥ ૧૨ ॥ સ્વામી સોહે જેહવો, તેહવો પરિવારો ॥ ઈમ જાણીને પરિહરો જિન હર્ષ વિચારો ॥ સા૦ ॥ ૧૩ ॥

॥ ઢાલ ॥ ૨ ॥ ઓધવ માધવને કહેજો ॥ એ દેશી ॥

॥ જગનાયક જિનરાજતે, દાખવિયે સહી દેવ ॥ મૂકાણા જે કર્મથી, સારે સુરપતિ સેવ ॥ જ૦ ॥ ૧ ॥ ક્રોધ માન માયા નહીં, નહીં લોભ અજ્ઞાન ॥ રતિ અરતિ વેદે નહીં, છાંડયાં મદ સ્થાન ॥ જ૦ ॥ ૨ ॥ નિદ્રા શોક ચોરી નહિ, નહી વયણ અલિક ॥ મત્સર ભય વધ પ્રાણિનો, નકરે તહ્ કીક ॥ જ૦ ॥૩ ॥ પ્રેમ ક્રીડા ન કરે કદી, નહીં નારી પ્રસંગ ॥ હાસ્યાદિક અઢાર એ, નહીં જેહને અંગ ॥ જ૦ ॥ ૪ ॥ પદ્માસન પુરી કરી, બેઠા શ્રી અરિહંત ॥ નિશ્ચલ લોયણ તેહના, નાસાગ્રેજ રહંત ॥જ૦॥ ૫॥ જિનમુદ્રા જિનરાજની, દીઠાં પરમ ઉલ્લાસ ॥ સમકિત થાયે નિર્મલું, તપે જ્ઞાન ઉજાસ ॥ જ૦ ॥ ૬ ॥ ગતિ આગતિ સહુ જીવની, દેખે લોકાલોક ॥ મનઃ પર્યાય સવિ તણા, કેવલજ્ઞાન આલોક ॥ જ૦ ॥ ૭ ॥ મૂર્ત્તિ શ્રી જિનરાજની, સમતાનો ભંડાર શીતલ નયન સુહામણો, નહીં વાંક લગાર ॥ જ૦ ॥ ૮ ॥ હસત વદન હરખે હેર્યું, દેખી શ્રી જિનરાય ॥ સુંદર છબી પ્રભુ દેહની, શોભા વરણવી ન જાય ॥ જ૦ ॥ ૯ ॥ અવર તણી એહવી

છખી, કિહાં એમ ન દીસત ॥ દેવ તત્ત્વ એ જાણીયે, જિનહર્ષ કહંત ॥ જ૦ ॥ ૧૦ ॥

॥ ઢાલ ॥ ૩ ॥ જત્તણીની ॥ એ દેશી ॥

॥ શ્રી જિનવર પ્રવચન ભાખ્યા, જે કુગુરૂ તણા ગુણ દાખ્યા ॥ પાસથ્થાદિક પાંચેઈ, પાપ શ્રમણ કહ્યા સાચેઈ ॥ ૧ ॥ ગૃહીના મંદિરથી આણી ॥ આહાર કરે ભાત પાણી ॥ સુવે ઉંઘે નીશદિશ, પ્રમાદી વિસવાવીસ ॥ ૨ ॥ કિરિયા ન કરે કિણીવાર, પડિક્કમણું સાંજ સવાર ॥ ન કરે પચ્ચખાણ સજ્ઝાય, વિકથા કરતાં દિન જાય ॥ ૩ ॥ ઘૃત દુધ દહીં અપ્રમાંણ, ખાય ન કરે પચ્થખાણ ॥ જ્ઞાન દર્શન ને ચારિત્ર, મૂકી દીધાં સુપવિત્ર ॥૪॥ સુવિહિત મુનિ સમાચારી, પાલે નહી તે અણગારી ॥ આહારના દોષ બયાલ, ટાલે નહીં કીણહિ કાલ ॥ ૫ ॥ ધબ ધબ ધસમસતો ચાલે, કાચે જલે દેહ પખાલે ॥ અર્ચા રચના વંદાવે, વસ્ત્રાદિક શોભા બનાવે ॥ ૬ ॥ પરિગ્રહ વલી ઝાઝા રાખે, વલી વલી અધિકાને ધાખે ॥ માઠી કરણી જે કહીયે, તે સઘલી જિણમેં લહીયે ॥ ૭ ॥ એહવા જે કુગુરૂ આરંભી, મુનિ સાધુ કહેવાયે દંભી ॥ કીઈ કમ્મ પ્રશંસા કરીયે, ભવ ભવ ગૃહમાં અવતરીયે ॥ ૮ ॥ લોહાની નાવા તોલે, ભવસાયરમાં જે બોળે ॥ જિનહર્ષ ભલો અહિ કાલો, પણ કુગુરૂની સંગત ટાલો ॥ ૯ ॥

॥ ઢાલ ॥ ૪ ॥ કરજોડી આગલ રહી ॥ એ દેશી ॥

॥ ગુણ ગીરૂઆ ગુરૂ ઓલખો, હીયડે સુમતિ વિચારીરે ॥ ગુરૂ પરિક્ષા દોહિલી, ભુલ પડે નર નારીરે ॥ ગુ૦ ॥ ૧ ॥ પાંચ ઇંદ્રિય જે વશકરે, પાંચ મહાવ્રત પાલેરે ॥ ચાર કષાય તજી જેણે પાંચે કિરિયા ટાલેરે ॥ ગુ૦ ॥ ૨ ॥ પાંચ સમિતી સમિતા રહે,

ત્રીન ગુપ્તિ જે ધારેરે ॥ દોષ બેતાલીસ ટાલીને, પાણી ભાત આ-હારેરે ॥ ગુ૦ ॥ ૩॥ મમતા છાંડી દેહની, નિર્લોભી નિર્માયીરે ॥ નવવિધ પરિગ્રહ પરિહરે, ચિત્તમેં ચિંતે ન કાંઇરે ॥ ગુ૦ ॥ ૪ ॥ ધર્મતણાં ઉપકરણ ધરે, સંયમ પાલવા કાજેરે ॥ ભૂમિ જોઈ પગલાં ભરે, લોક વિરોધથી લાજેરે ॥ ગુ૦ ॥ ૫ ॥ પડિલેહણ નિત્ય ત્રિવિધે, કરે પ્રમાદ નિવારીરે ॥ કાલે શુદ્ધ ક્રિયાકરે, ઈચ્છા જોગ નિવારીરે ॥ ગુ૦ ॥ ૬ ॥ વસ્ત્રાદિક શુદ્ધ એષણી, લે દેખી સુવિશેષેરે ॥ કાલ પ્રમાણે ખપકરે, દૂષણ ટલતાં દેખેરે ॥ ગુ૦ ॥ ૭ । કુરૂખી સંબલ જે કહ્યાં, સાન્નિધ્ય કેમ હીં ન રાખેરે ॥ દે ઉપદેશ યથાસ્થિતે, સત્ય વચન મુખ ભાખેરે ॥ ગુ૦ ॥ ૮ ॥ તન મેલાં મન ઉજળાં, તપ કરી ખીણી દેહીરે ॥ બંધન બે છેદી કરી, વિચરે જન નિઃસ્નેહીરે ॥ ગુ૦ ॥ ૯ ॥ એહવા ગુરૂ જોઈ કરી, આદરીયે શુભ ભાવેરે ॥ બીજું તત્ત્વ સુગુરૂ તણું, એ જિ-નહર્ષ કહાવેરે ॥ ગુ૦ ॥ ૧૦ ॥

॥ ઢાલ ॥ ૫ ॥ કર્મન છુટે રે પ્રાણિયા ॥ એ દેશી ॥

॥ ભવસાયર તરવા ભણી, ધર્મ કરે હો સારંભ ॥ પથ્થર નાવે રે બેસીને, તરવો સમુદ્ર દુરલંભ ॥ ભ૦ ॥ ૧ ॥ આપે ગોકુલ ગાયનાં, આપે કન્યા રે દાન ॥ આપે ક્ષેત્ર પુણ્યાર્થે, બ્રા-હ્મણને દેઈ માન ॥ ભ૦ ॥ ૨ ॥ લૂંટાવે ઘાણી વલી, પૃથ્વીદાન સુપ્રેમ, ગોલા કલશા રે મોરિયા, આપે હલ તિલ હેમ ॥ ભ૦ ॥ ૩ ॥ વલી ખણાવેરે ખંતશું, કુઆ સુંદર વાવ ॥ પુષ્કરિણી કરણી ભલી, સરોવર સખર તલાવ ॥ ભ૦ ॥ ૪ ॥ કંદ મૂલ મૂકે નહીં, અગીઆરસને હો દીન ॥ આરંભ તે દિન અતિ ઘણો, ધર્મ કીહાં જગદીશ ॥ ભ૦ ॥ ૫ ॥ યાગ કરે હોમે તિહાં, ઘોડા નરને રે

છાગ ॥ હોમે જલચર મીડકાં, ધર્મ કીહાં વીતરાગ ॥ ભ૦ ॥ ૬ ॥ કરે સદાયે રે નોતરાં, જીવ તણાં આરંભ ॥ હણે મહિષને બોકડા, જેહથી નરક સુલંભ ॥ ભ૦ ॥ ૭ ॥ સારે સરાવે બ્રાહ્મણ કને, પૂર્વજનાં રે શ્રાદ્ધ ॥ તેડી પોખેરે કાગડા, દેખો એહ ઉપાધિ ॥ ભ૦ ॥ ૮ ॥ તીર્થ જાય ગોદાવરી, ગંગા ગયા પ્રયાગ ન્હાવે અણગલ નીરમાં, ધર્મ તણો નહીં લાગ ॥ ભ૦ ॥ ૯ ॥ ઈત્યાદિક કરણી કરે, પરભવ સુખનેરે કાજ ॥ કહે જિન હર્ષ મલે નહીં, એહથી શિવપુર રાજ ॥ ભ૦ ॥ ૧૦ ॥

। ઢાલ ॥ ૬ ॥ જાયા તુજ વિણુ ઘડીરે છમાસ ॥ એ દેશી ॥

॥ ધર્મ ખરો જિનવર તણોજી, શિવ સુખનો દાતાર ॥ શ્રી જિનરાજે પ્રકાશીયોજી, જેહના ચાર પ્રકાર ॥ ભવિક જન જ્ઞાન વિચારીરે જોય ॥ દુર્ગતિ પડતા જીવને જી, ધારે તે ધર્મ હોય ॥ ભવિકજન૦ ॥ ૧ ॥ એ આંકણી ॥ પંચ મહાવ્રત સાધુનાં જી, દશવિધ ધર્મ વિચાર ॥ હિત કરીને જિનવર કહ્યાજી, શ્રાવકનાં વ્રત બાર ॥ ભવિક૦ ॥ ૨ ॥ પંચુંબર ચારે વિગયજી, વિષ સહુ માટીરે હિમ ॥ રાત્રી ભોજનને કહ્યાજી, બહુ બીજેનો નેમ ॥ભવિક૦ ॥ ૩ ॥ ઘોલવડાં વલી રીંગણાંજી, અનંતકાય બત્રીસ ॥ અણજાણ્યાં ફલ ફૂલડાંજી, સંધાણાં નિશદીશ ॥ ભવિક૦ ॥ ૪ ॥ ચલિત અન્ન વાશી થયુંજી, તુચ્છ સહુ ફલ દક્ષ ॥ ધર્મી નર ખાયે નહીંજી, એ બાવીસ અભક્ષ ॥ ભવિક૦ ॥ ૫ ॥ ન કરે નિદ્ધંસ પણેજી, ઘરના આરંભ ધીર ॥ જીવતણી જયણા ઘણીજી, ન પીયે અણગલ નીર ॥ ભવિક૦ ॥ ૬ ॥ ઘૃતપરે પાણી વાવરેજી, બીયે કરતાં પાપ ॥ સામાયિક વ્રત પૌષધેજી, ટાલે ભવના તાપ ॥ ભવિક૦ ॥ ૭ ॥ સુગુરૂ સુદેવ સુધર્મનીજી, સેવા ભક્તિ

સદીવ ॥ ધર્મ શાસ્ત્ર સુણતાં થકીજી, સમજે કોમલ જીવ ॥ ભ-
વિક૦ ॥ ૮ ॥ માસ માસને આંતરેજી, કુશ અગ્રે ભુંજે બાલ ॥
કલા ન પહોચે શોલમીજી, શ્રી જિનધર્મ વિશાલ ॥ ભવિક૦ ॥
૯ ॥ જિન ધર્મ મુક્તિ પુરી દીયેજી, ચઉગતિ ભ્રમણ મિથ્યાત્વ ॥
એમ જિનહર્ષ પ્રકાશીયેજી, ત્રીજું તત્ત્વ વિખ્યાત ॥ભવિક૦॥૧૦॥

॥ ઢાલ ॥ ૭ ॥ મધુકર આજ રહોરે મત ચલો ॥ એ દેશી ॥

॥ શ્રી જિનધર્મ આરાધિયેજી, કરી નિજ સમકિત શુદ્ધ ॥
ભવિયણ ॥ તપ જપ કિરિયા કીધલીજી, લેખે પડે વિશુદ્ધ ॥ભ૦
॥ શ્રી૦ ॥ ૧ ॥ કંચન કશી કશી લિજિયેજી, નાણું લીજે પરીખ
॥ ભ૦ ॥ દેવ ધર્મ ગુરૂ જોઇનેજી, આદરીયે સુણી શીખ ॥ ભ૦
॥ શ્રી૦ ॥ ૨ ॥ કુગુરૂ કુદેવ કુધર્મનેજી, પરિહરિયે વિષ જેમ
॥ ભ૦ ॥ સુગુરૂ સુદેવ સુધર્મનેજી, ગ્રહીયે અમૃત તેમ ॥ ભ૦
॥ શ્રી૦ ॥ ૩ ॥ મૂલ ધર્મ તે જિને કહ્યોજી, સમકિત સુરતરૂ
એહ ॥ ભ૦ ॥ ભવ ભવ સુખ સંપત્તિ થકીજી, સમકિતશું ધરી
નેહ ॥ ભ૦ ॥ શ્રી૦ ॥ ૪ ॥ સત્તરસેં છત્રીસ સમેજી, નભ શુદી
દશમી દીસ ॥ ભ૦ ॥ સમકિતસિત્તરી એ રચીજી, પુરપાટણ
સુજગીશ ॥ ભ૦ ॥ શ્રી૦ ॥ ૫ ॥ ભણજો ગુણજો ભાવશુંજી,
લેશો અવિચલ શ્રેય ॥ ભ૦ ॥ શાંતિ હર્ષ વાચક તણોજી, કહે
જિન હર્ષ વિનેય ॥ ભ૦ ॥ શ્રી૦ ॥ ૬ ॥ ઇતિ શ્રી સમકિત-
સિત્તરી સંપૂર્ણ ॥

---

## ॥ श्री बार आरानुं स्तवन ॥

॥ દુહા ॥ સરસ્વતી ભગવતી ભારતી, બ્રહ્માણી કરી સાર ॥
આરા બારતણા વળી, કહીશું સોય વિચાર ॥ ૧ ॥ વર્દ્ધમાન જિ-

નવર નમું, જસ અતિશય ચોત્રીસ ॥ સમવસરણ બેઠા પ્રભુ, વાણી ગુણ પાંત્રીસ ॥ ૨ ॥ ગૌતમ પૂછે વીરને, પર ઉપગારી અકામી ॥ અનેક બોલ વિવરી કરી, ભાખે ત્રિભુવન સ્વામી ॥ ૩ ॥

॥ ઢાલ ॥ ૧ ॥ ચોપાઈ ॥

॥ સ્વામી વચન કહે સુકુમાલ, આ કહીયે અવસર્પિણી કાલ ॥ દસ કોડાકોડી સાગર જોય, તિહાં ષટ્ આરા ગૌતમ હોય ॥ ૧ ॥ સુસમ સુસમા પહેલો સાર, ત્યારે જુગલ ધરે અવતાર ॥ બીજો સુસમા આરો લહુ, ત્યારે જુગલ જુગલણી કહું ॥ ૨ ॥ સુસમ દુસમા ત્રીજો વલી, ત્યારે જુગલ કહે કેવલી ॥ અંતે કુલગર હુઆ સાત, નાભિહુઆ આદીશ્વર તાત ॥ ૩ ॥

॥ દુહા ॥ આદિ ધર્મ જેણે થાપીઓ, શીખવ્યા પુરૂપ અનંત ॥ ત્રીજા આરામાંહે વલી, મુક્તિ ગયા ભગવંત ॥ ૧ ॥

॥ ઢાલ ॥ ૨ ॥ રાગ પરઝીઓ ॥ મનોહરજીની ॥ એ દેશી ॥

॥ પછી વલી ગૌતમ ચોથે આરે, હુઆ ત્રેવીસ જિણન્દો ॥ એકાદશ ચક્રવર્ત્તી તિહાં હુઆ, ત્રીજે ભરત નરિંદોરે ॥ ૧ ॥ ગૌતમ સાંભલોરે, દીન દીન પડતો કાલ ॥ એ આંકણી ॥ ક્રોધ લોભ મદ મત્સર વધશે, દે અણહુંતાં આલ ॥ ગૌ૦ ॥ દીન૦ ॥ ૨ ॥ ચક્રી આઠ ગયા નર મુક્તિ, બે ચક્રી સુર મોટા ॥ સુભૂમરાય બ્રહ્મદત્ત ગયા નરકે, પુન્યકાજ હુઆ ખોટા ॥ ગૌ૦ ॥ દીન૦ ॥ ૩ ॥ વાસુદેવ નવ નિશ્ચય હુઆ, નરક તણી લહી વાટ્યો જે ભૂપતિ સંગ્રામ કરંતા, ત્રિણ સયાંને સાઠયો ॥ ગૌ૦ ॥ દીન૦ ॥ ૪ ॥ ઈહિ પ્રતિવાસુદેવ નવ નીકા, નવિ છંડે ધન નારી ॥ વાસુદેવ તણે કરે મારે, તે નરક તણા અધિકારી ॥ ગૌ૦ ॥ દીન૦ ॥ ૫ ॥ નવ બલદેવ હુઆ ઈણે આરે, નવ નારદ તે મોટા ॥

સુરગતિ મુક્તિ તણા ભજનારા, શિયલ વજા કછોટા ॥ગો૦દીન૦॥૬॥

॥ દુહા ॥ ગૌતમ અંત્યે હૂં હુવેં, તવ કાયા કર સાત ॥ મુજ શાસનમાંહે જેહવું, હશે તે ભાખો વાત ॥ ૧ ॥

॥ ભાખે વીર જિણેસર ત્યારે, મેં સંજમ લીધો જ્યા રે ॥ વરસ ત્રણ ગયાં તિહાંયશાલે, ત્યારે કુશિષ્ય મિલ્યો ગોશાલેરે ॥ ભાખે૦ ॥ ૧ ॥ તેજોલેશ્યા તે પણ ગ્રહી તો, દોય મુનિવર જિન દહતુ જાઇરે ॥ અંતે પાતક આલોઇને, બારમે સ્વર્ગે સુર હોઇરે ॥ ભાખે૦ ॥ ૨ ॥

॥ દુહા ॥ વીર કહે કેવલી પછી, વિચમાંહે એતો કાલ ॥ ચઉદ વરસે ઉપન્યો, નિન્હવ સોય જમાલ ॥ ૧ ॥ તિક્ષ ગુપ્તિ બીજો સહીં, સોલે વરસે તેહ ॥ અંતે તે પાછા વલે, સમકિત પામે જેહ ॥ ૨ ॥

॥ ઢાલ ॥ ૪ ॥ રાગ ગોડી ॥ ભાવી પટધર વીરનો ॥ એ દેશી ॥

॥ દુસમ આરોરે આગલે, વીસ સો વરસનું આયુ છે ॥ હોશે વરસ વીસનું, દોય હાથની કાય ॥ કહું તુજ ગૌતમ ગણધર ॥૧॥ વળી કહે વીર જીણેસરૂ, માહરો સુધર્મા શીષ્ય ॥ છેહે હોસે દુપ્પસહ મુનિ, તે વિચે ઉદય ત્રેવીસ ॥ કહે૦ ॥ ૨ ॥ યુગપ્રધાન જિણે કહ્યા, જસ એક અવતાર ॥ પંચમ આરે તે તે હશે, દોય સહસને ચાર ॥ કહે૦ ॥ ૩ ॥ યુગ પ્રધાન સરિખા હશે, મુનિવર લાખ અગીયાર ॥ તે ઉપર અધિકા કહું, મુનિવર સોલ હજાર ॥ કહે૦ ॥ ૪ ॥ જૈન ભૂપતિ જગમાં હશે, કરશે ધર્મ ઉદ્ધાર લાખ અગીઆરને ઉપરે, સંખ્યા સોલ હજાર ॥ ૫ ॥ વીર પછી ગૌતમ જશે, બારે વરસે મોક્ષ ॥ વીસે સિદ્ધિગતે સુધર્માં, પ્રણમી પાતિક શોષ ॥ કહે૦ ॥ ૬ ॥

॥ દુહા ॥ વીર થકી વરસ ચોસઠે, મુક્તિ જંબુ સ્વામી ॥ જંબુ જાતે સહી જશે, દસવાનાં તસ ઠામ ॥ ૧ ॥

॥ ઢાલ ॥ ૫ ॥ રાગ આશાવરી કાનજી બજાવે વાંસલી
॥ એ દેશી ॥

॥ મનઃપર્યવ ત્યારે નહીંરે, પરમ અવધિ જ્ઞાન ॥ પુલાક લબ્ધિ આહારક તનુરે, ક્ષપક શ્રેણી નિધાન ॥ ૧ ॥ ઉપશમ શ્રેણી જિન કલ્પશુંરે, સંજમ ત્રિણ જાય ॥ કેવલજ્ઞાન નવમું લહેરે, તવ મોક્ષ પલાય ॥ ૨ ॥ વીર કહે વરસ મુજ પછીરે, ચિઉત્તરે થાય ॥ પ્રભવ સ્વામી ત્રીજે પાટેરે, પરલોકે જે જાય ॥ ૩ ॥ શય્યંભવસૂરિ મુનિવરૂરે, જે ચોથે પાટે થાય ॥ વીરથી વરસ અઠાણુંએરે, લહે શુભ ગતિ વાટ ॥ ૪ ॥ વીરથી વરસ ગયાં ઘણાંરે, એકસો અડતાલ ॥ યશોભદ્ર સુરલોકમાંરે, તબ દેતા ફાલ ॥ ૫ ॥ છઠે પાટે સંભૂતિ વિજયરે, હશે પંડિત જાણુ ॥ વીરથી એકસો સિતેરે રે, વરસે નિરવાણુ ॥ ૬ ॥

॥ દુહા ॥ તબપૂર્વ ઓછા થયા, સુણુ ગૌતમ કહે વીર ॥ ભદ્રબાહુ લગે તે હશે, જેહમાં અર્થ ગંભીર ॥ ૧ ॥

॥ દુહા ॥ ૬ ॥ રાગ ગોટી ॥ સિંહ તણી પરે એકલો
॥ એ દેશી ॥

॥ વરસ બસેં ચઉદે વલીરે, નિન્હવ ત્રીજો જે હોય ॥ આષાઢાચારજ તણોરે, શિષ્ય કહો વલી સોયરે ॥ ગૌતમ સાંભલો રે ॥ ૧ ॥ નિન્હવ સો વર્ષે સહીરે, પામે સમકિત સાર ॥ બસે પંદર વરસ વલીરે, સ્થુલિભદ્ર લહે પારો રે ॥ ગૌ૦ ॥ ૨ ॥ પૂર્વ અનુયોગ ત્યારે નહીંરે, સૂક્ષ્મ મહા પ્રણિધાન ॥ પેહેલું સંઘયણ થાકીઉરે, વળી પેહેલું સંસ્થાનોરે ॥ ગૌ૦ ॥ ૩ ॥ બસેં વીસ વરસે

વલીરે, નિન્હવ ચોથોરે જેહ ॥ અશ્વમિત્ર નામ જે હશેરે, પાછો વલશે નર તેહરે ॥ ગૌ૦ ॥ ૪ ॥ વીર પછી વરસ જશેરે, બસેંને અઠ્ઠાવીશ ॥ તવ નિન્હવ હોસે પાંચમોરે, ધનગુપ્તનો શિષ્યરે ॥ ગૌ૦ ॥ ૫ ॥

॥ દુહા ॥ ગંગાચારજ તે સહી, તે મતિ આણે ઠાહિ ॥ ચારસેંને સિતેરે, વીરથી વિક્રમ રાય ॥ ૧ ॥ જે નિજ શાકો થાપશે, પરદુઃખ ભંજણહાર ॥ જૈન શિરોમણિ તે હશે, શૂરવીર દાતાર ॥ ૨ ॥

॥ ઢાલ ॥ ૭ ॥ રાગ ધનાશ્રી ॥ પાટ કુસુમની ન પુજરૂપે ॥ એ દેશી ॥

॥ વીર કહે વરસ મુજથી જાશે, પંચસયાં ચઉઆલ ॥ રોહોગુપ્તિ નિન્હવ હોય છઠો, ભમશે તે બહુ કાલ હો ॥ ગૌતમ દિન દિન કુમતિ વધશે ॥ ૧ ॥ ભૂપતિ નહીં કોઈ સંયમ ધારી, દાન પચાવી દેસેહો ગૌતમ ॥ પંચસયાં ચોરાસી વરસે, હોશે ગોષ્ટામાહીલ ॥ સાતમો નિન્હવ તેને કહીએ, ચાલે ભુંડી ચાલે હો ॥ ગૌ૦ ॥ ૨ ॥ પંચસયાં ચૌરાસી ગૌતમ, વરસ ગયાં તું જોઈ દસપૂર્વ થાકશે ત્યારે, વયરસ્વામી લગે હોઈ હો ॥ ગૌ૦ ॥ ૩ ॥ વીરથી વરસ છસે નવ જાયે, તામ દિગંબર થાય ॥ સર્વ વિસંવાદી એ નિન્હવ, આઠમો તેહ કહાય હો ॥ ગૌ૦ ॥ ૪ ॥ વરસ છસેને સોલજ અંતે, પૂર્વ સાડા નવ છેદ ॥ દુર્બલિકા પુત્ર જ લગે હોઈ, પાછલ સોયને ખેદ હો ॥ ગૌ૦ ॥ ૫ ॥

॥ દુહા ॥ નવસેં ત્રાણું વરસજ ગયે, પુસ્તકારૂઢ જ હોય ॥ ચોથે પર્યુષણ આણસે, કાલિકાચાર્ય સોય ॥ ૧ ॥

॥ ઢાલ ॥ ૮ ॥ રાગ પરજીઓ ॥ હિતકરી હીરજીનું
॥ એ દેશી ॥

॥ અથ સિંધુ ॥ વીરથી વરસ હજાર ગયા પછીરે, પૂર્વ હોયે તવ છેદોરે ॥ તેરસયારે વરસે મત હશેરે, બોલે નવનવ ભેદોરે ॥ ઈન્દ્રભૂતિ મોહ્યોરે વીર વચન રસેરે ॥ ૧ ॥ એ આંકણી ॥ દિન દિન કાલ પડતો સહી હશેરે, પુન્યવંતા નર ક્યાંહીરે ॥ નીચ કુલીરે નરપતિ બહુ થશેરે, પાપતણી મતી પ્રાહેરે ॥ ઈંદ્ર૦ ॥૨॥ વાસ વૈરાગ્ય વિનય થોડા થશેરે, ન મલે મન્ય મન્નોરે ॥ સુપુરૂષ છતે સહુ સગપણ છાંડશેરે, વાહાલો હોશે ધન્નોરે ॥ ઈંદ્ર૦ ॥૩॥ કલિયુગમાંહેરે મુનિ લોભી હશેરે, વિરલા કહી વ્યવહારોરે ॥ ધર્મ તજશે ક્ષત્રી નર વલીરે, બ્રહ્મ ધરે હથિયારોરે ॥ ઈંદ્ર૦ ॥ ૪ ॥

॥ દુહા ॥ ગૌતમ વીર થકી જશે, વરસ સયાં ઓગણીસ ॥ પાંચ માસને ઉપરે, ભાષા બારજ દીસ ॥ ૧ ॥

॥ ઢાલ ॥ ૯ ॥ રાગ રામગીરી ॥ રામ ભણે હરી ઉઠીયે
॥ એ દેશી ॥

॥ તામ કલંકીરે ઉપજે, કુલ ચંડાલ અસાર રે ॥ માતા જસોદારે બ્રાહ્મણી, હોશે તીહાં અવતાર રે ॥ દુર્ગતિ ગામી રે તે સહી ॥ ૧ ॥ ચૈત્ર સુદીરે આઠમ દિને, વિષ્ણુ જનમ તે હોયરે દેવવરણ તસ ઉજલું, પીલાં લોચન દોઇરે ॥ દુ૦ ॥ ૨ ॥ રૂદ્ર કલંકી ચતુર્મુખા, એ હોશે ત્રણજ નામો રે ॥ છાસી વરસનું આઉખું, પાટલીપુર જસ ગામરે ॥ દુ૦ ॥ ૩ ॥ છઠ્ઠો ભાગજ ભીખન્નો, લેશે કલંકી રાય રે ॥ ષટ દરસણુરે માને નહીં, દંડ કુદંડ થાયરે ॥ દુ૦ ॥ ૪ ॥ ઈંદ્ર ઈહાં પછે આવશે, ધરશે વિપ્રનું રૂપરે ॥ વેગે હણશેરે રાયરે, લેશે નરકનું કૂપરે ॥દુ૦॥૫॥

॥ દુહા ॥ તેહનો સુત સુંદર હશે, દત્ત ભૂપ અભિરામ શત્રુંજય ઉદ્ધાર કરાવશે, રાખે જગમાં નામ ॥ ૧ ॥

॥ ઢાલ ॥ ૧૦ ॥ રાગ રામગિરી ॥ પ્રણમી તુમ ગુરૂજી ॥ એ દેશી ॥

॥ આગલ આરે પાંચમેજી, દુપ્પસહ મુનિવર હોય ॥ સુગતિ માંહેથી આવશેજી, આગલ સુરપતિ સોય ॥ સોભાગી છેહલે મુનિવર એહ ॥ ૧ ॥ એ આંકણી ॥ છેહેલો સંઘ દુપ્પસહ ( ણોજી, આણ ન ખંડે તેહ ॥ સોભાગી૦ ॥ વીસ વરસનું આ( ખુંજી, બાર વરસ ઘર વાસ ॥ ચાર વરસ મુનિવર પણુંજી. વર ચાર ગછ ધાર ॥ સો૦ ॥ ૨ ॥ ફુલુક શ્રીનામે સાધવીજી, નાય શ્રાવક સોય ।, સત્યશ્રી નામે શ્રાવિકાજી, સંઘ ચતુર્વિધ હો ॥ સો૦ ॥ ૩ ॥ સુવિહિત સંઘ છેલો સહીજી, અલ્પ આઉખું ત્યાંહી ॥ સંઘશ્રુત શ્રેય વલીજી, જાશે પોરજ માંહે ॥ સો૦ ૪ ॥ વિમલ વાહન નરપતિ જી, સુધર્મ મંત્રીરે જેહ ॥ ન્યા નીત અગ્નિ જશેજી, વળી મધ્યાન્હે તેહ ॥ સો૦ ॥ ૫ ॥

॥ દુહા ॥ જૈન ધર્મ એતાં લગે, પછી નહીં પુન્ય દાન વાયુ મેઘ ભુંડા હશે, સુણુ ગૌતમ તસ માન ॥ ૧ ॥

॥ ઢાલ ॥ ૧૧ ॥ રાગ સારંગ ॥ મગધ દેશનો રાજા રાજેસર ॥ એ દેશી ॥

॥ માન પ્રકાશે મેઘજ કેરૂ, પેહેલો તે જલધાર ॥ બીજે અગ્નિતણો તિહાં હોશે, ત્રીજો તે વિષધાર હો ॥ ગૌતમ સુણ મધુરી વાણ ॥ ૧ ॥ ચોથો આંબિલનો ઘન વરસે, વીજલીનો ( રસાદ ॥ એકેકો મેઘ ત્યાંહિ વરસે, વાસર કાતજ સાત હો ॥ગો ॥ ૨ ॥ બોતેર બોલ વૈતાઢયજ કેરા, છે વળી શાશ્વતા ત્યાંય ।

નરનારી પંખી હય હરણાં, તે રેહશે તે માંહે હો ॥ ગો૦ ॥ ૩ ॥ આગળ છઠ્ઠો આરો હોશે, દુસમ દુસમાનામ ॥ એકવીસ સહસ વરસનો જાણો, નહીં નગરી નહીં ગામ હો ॥ ગો૦ ॥૪॥ ગર્ભ ધરે ખટ વરસની નારી; બિલવાસી મછ ખાય ॥ છેલ્લે કાયા એક હાથની હોશે, સોલ વરસનું આયુ હો ॥ ગો૦ ॥ ૫ ॥

॥ દુહા ॥ આગલ વલી ઉત્સર્પિણી, ત્યાં ષટ આરા જોય ॥ પેહેલો છઠ્ઠો સારિખો, દુસમ દુસમા સોય ॥ ૧ ॥

॥ ઢાલ ॥ ૧૨ ॥ રાગ કેદારો ॥ વાંદાંયણાના ॥ એ દેશી ॥

॥ આગલ બીજો આરો સારો, ત્યારે મેઘ હોશે વલી ચારો ॥ પુષ્કરાવર્ત્ત ખીર અમૃત અપારો, ચોથો વરસે ઘૃતની ધારો ॥૧॥ બાલશે વન વનસ્પતિ બહુ ગામો, આગલ સાતે કુલગર તામો ॥ દુસમ સુસમા ત્રિજો અભિરામો, ત્રેવીસ જિનના તીહુાં ઠામો ॥૨॥ નવ નારદ ચક્રી અગીઆરો, નવ બલદેવ હશે તીહુાં સારો ॥ વાસુદેવ નવ તેણી વારો, નવ પ્રતિવાસુદેવ અપારો ॥ ૩ ॥ સુસમ દુસમા ચોથા માંહિ, એક જિનવર એક ચક્રી ત્યાંહી ॥ અંતે જુગલ હોશે બહુ જાંહિ, આઉ પલ્યોપમ ભદ્રક પ્રાહિં ॥ ૪ ॥ આગલ સુસમ પંચમ આરો, જુગલ દેહ બે ગાઉ ધારો ॥ છઠ્ઠો સુસમ સુસમા સંભારો, જુગલ દેહ ત્રણ ગાઉ વિચારો ॥ ૫ ॥ પૂછયાં વચન કહ્યાં વલી વીરે, ચિત્તમાં ધરીયા ગૌતમ ધીરે ॥ ભણતાં સુણતાં સુખહ શરીરે, ઋદ્ધિ રમણીવર ભરી વીરે ॥૬॥

॥ કલશ ॥ ભલે સ્તવન કીધું, નામ દીધુ, ગૌતમ પ્રશ્નોત્તર સહી ॥ સંવત સિદ્ધિ મુનિ અંગ ચંદે, ભાદ્રવા સુદી તિહાં તહિં તપગચ્છ તિલક સમાન સોહે, ગુરૂશ્રી વિજયાનંદ સૂરિશ્વરૂ ॥ સા-

ગણુનો વીત ઋષભ શ્રાવક, કહે ગચ્છ મંગલ કરૂ ॥ ૨ ॥ ઇતિશ્રી બાર આરાનું સ્તવન ॥

---

## ॥ अथ श्री आंतरानुंस्तवन ॥

॥ દુહા ॥ શારદ શારદના સુપરે, પંદ પંકજ પ્રણમેય ॥ ચોવિસે જિન વરણવું, અંતર ચુત સંખેય ॥ ૧ ॥ વીર પાર્શ્વને આંતરૂ, વરસ અઢીસેં હોય ॥ પંચ કલ્યાણુક પાર્શ્વના, સાંભલજો સહુ કોય ॥ ૨ ॥

॥ ઢાલ ॥ ૧ ॥ નિરૂપમ નગરી વણારસી જી, શ્રીઅશ્વસેન નરિંદતો ॥ વામા રાણી ગુણુ ભર્યાજી, મુખ જિમ પુનમ ચંદ તો ॥ ભવી ભાવ ધરીને પ્રણમો પાસ જિણંદતો ॥ ૧ ॥ એ આંકણી ॥ પ્રાણુત કલ્પ થકી ચવ્યાજી, ચૈત્ર વદી ચોથને દીન તો તેહની કુખે અવતર્યાજી, પ્રભુ જિમ કિંદર સિંહ તો ॥ ભવિ૦ ॥૨॥ પોસ બહુલ દશમી દીનેજી, જન્મ્યા પાસ કુમાર તો ॥ જોબન વય પ્રભુ આવીયાજી, વરીયા પ્રભાવતી નારી તો ॥ ભવિ૦ ॥૩॥ કમઠ તણો મદ ગાલીયોજી, ઉધર્યો નાગ સજોર તો ॥ વદ અગીઆરસ પોસની જી, સંજમ લીયે ઋદ્ધિ છોડતો ॥ ભવિ૦ ॥૪॥ ગાજ વિજ ને વાયરો જી, મુસલધાર મેઘ તો ॥ ઉપસર્ગ કમઠે કર્યોજી, ધરણેંદ્રે નિવાર્યો તેહ તો ॥ ભવિ૦ ॥ ૫ ॥ કર્મ ખપાવી કેવલ લહીજી, ચૈત્રવદી ચોથ સુજાણુતો ॥ શ્રાવણુ શુદ દીન આઠમેજી, પ્રભુજીનું નીર્વાણુ તો ॥ ભવિ૦ ॥ ૬ ॥ એકસો વરસનુ આઉખુંજી, પાસ ચરિત્રે કહ્યું એમ તો ॥ વરસ ચોરાસી સહસનું જી, આંતરૂ પાસને નેમ તો ॥ ભવિ૦ ॥ ૭ ॥

॥ ઢાલ ॥ ૨ ॥ સોરીપુર નયર સોહામણું, જગજીવનારે નેમ ॥ સમુદ્રવિજય નરપાલ તો, દીલરંજનારે નેમ ॥ ચવિયા અપરાજિત થકી, જગ જીવનારે નેમ ॥ કારતક વદ બારસ દીનહો, દીલ રંજનારે નેમ ॥ ૧ ॥ શીવા દેવી કુખે અવતર્યા ॥ જગ૦ ॥ માન સર જિમ મરાલ હો ॥ દીલ ॥ શ્રાવણ શુદી દીન પંચમી ॥ જગ૦ ॥ પ્રસવ્યો પુત્ર રતનહો ॥ દીલ૦ ॥ ૨ ॥ જોબન વય પ્રભુ આવીયા ॥ જગ૦ ॥ નીલ કમલ દલવાન હો ॥ દી૦ ॥ પરણો સુંદર સુંદરી ॥ જગ૦ ॥ ઈમ કહે ગોપી કાન હો ॥ દી૦ ॥ ૩ ॥ શ્રી ઉગ્રસેનની કુંવરી ॥ જગ૦ ॥ વરવા કીધી જાન હો ॥ દીલ૦ ॥ પશુ દેખી પાછા વળ્યા ॥ જગ૦ ॥ હુવા જાદવ કુલ હેરાન હો ॥ દી૦ ॥ ૪ ॥ તોડે હારને તીહાં રડે ॥ જગ૦ ॥ રાજુલ દુઃખ ન માય હો ॥ દીલ૦ ॥ કહે પીયુજી પાયે પડું ॥ જગ૦ ॥ છોડી મુને મત જાઓ ॥ દી૦ ॥ ૫ ॥ કીડીસું કટક કાંકરો ॥ જગ૦ ॥ એ તુમ કુણ આચાર હો ॥ દી૦ ॥ માણસના દીલ દુહવો ॥ જગ૦ ॥ પશુઆંશું કરો પ્યારહો ॥ દી૦ ॥ ૬ ॥ નરભવ નેહ નિવારીઓરે ॥ જગ૦ ॥ દેઈ સંવચ્છરી દાન હો ॥ દીલ૦ ॥ શ્રાવણ સુદ છઠને દીનેરે ॥ જગ૦ ॥ સંજમ લીએ વડ વાન હો ॥ દીલ૦ ॥ ૭ ॥ તારી રાજુલ સુંદરી ॥ જગ૦ ॥ દેઈને દીક્ષા દાન હો ॥ દી૦ ॥ અમાવાસ્યા આસોજ તણીરે ॥ જગ૦ ॥ પ્રભુ લહે કેવલ જ્ઞાન હો ॥ દીલ૦ ॥ ૮ ॥ સહસ વરસ પ્રભુ આઉખુંરે ॥ જગ૦ ॥ પાલી શ્રી જિનરાજ હો ॥ દીલ૦ ॥ અષાઢ સુદી દીન આડમેરે ॥ જગ૦ ॥ પ્રભુ લહે શીવપુરરાજ હો ॥ દીલ૦ ॥ ૯ ॥

॥ ઢાલ ॥ ૩ ॥ થારા મહેલા ઉપર મેહ ઝબુકે વીજલી

હો લાલ ॥ એ દેશી ॥

॥ પાંચ લાખ વરસ નમિ નેમને આંતરૂ હો લાલ, નમી નેમને આંતરૂ ॥ મુનિસુવ્રત નમિ નાથને છ લાખ ચિત્ત ધરૂં હો લાલ, છ લાખ ચિત્ત ધરૂં ॥ ચોપન લાખ વરસ મુનિસુવ્રત મલ્લિને હો લાલ, મુનિસુવ્રત મલ્લિને, કોડ સહસ વલી જાણો મલ્લી અર નાથને હો લાલ, મલ્લી અરનાથને ॥ ૧ ॥ કોડ સહસ વરસ કરી, ઉણો પલ્યનું હો લાલ, ઉણો પલ્યનું ॥ ચોથો ભાગ અરનાથવલી કુંથુનાથને હો લાલ, વલી કુંથુનાથને ॥ પલ્યોપમનું અરધ જાણી શાંતિ કુંથુને હો લાલ, જાણો શાંતિ કુંથુને ॥ શાંતિ ધર્મ પલ્યોપમ ઉણે સાગર ત્રણનું હો લાલ, સાગર ત્રણનું ॥૨॥ સાગર ચાર અનંતને ધર્મ જિણંદને હો લાલ, ધર્મ જિણંદને ॥ નવ સાગર વળી અનંત વિમલ જિન ચંદ્રને હો લાલ, અનંત વિમલ જિન ચંદ્રને ॥ સાગર ત્રીસ વિમલ વાસુપૂજ્યને હો લાલ, વિમલ વાસુપૂજ્યને ॥ સાગર ચોપન શ્રી વાસુપૂજ્ય શ્રેયાંસને હો લાલ, વાસુપૂજ્ય શ્રેયાંસને ॥ ૩ ॥ લાખ પાંસઠ સહસ છવીસ વરસસો સાગરૂ હો લાલ, વરસસો સાગરૂ ॥ ઉણો સાગર કોડ શ્રેયાંસ શીતલ કરે હો લાલ, શ્રેયાંસ શીતલ કરે ॥ સુવિધિ શીતલને નવ કોડ સાગર ભાવજ્યો હો લાલ, સાગર ભાવજ્યો ॥ સુવિધિ ચંદ્રપ્રભુ નેઉ કોડી સાગર ભાવજો હો લાલ, સાગર મન ભાવજો ॥ ૪ ॥ સાગર નવસેં કોડ સુપાસ ચંદ્રપ્રભુ હો લાલ, સુપાસ ચંદ્રપ્રભુ ॥ સાગર નવ સહસ કોડ સુપાસ પદ્મ પ્રભુ હો લાલ, સુપાસ પદ્મ પ્રભુ ॥ સુમતિ પદ્મ પ્રભુ નેઉ સહસ કોડ સાગરૂ હો લાલ, કોડ સાગરૂ ॥ સુમતિ અભિનંદન નવ લાખ કોડ સા-

ગરૂ હો લાલ, કોડ સાગરૂ ॥ ૫ ॥ દસ લાખકોડ સાગર સંભવ અભિનંદને હો લાલ, સંભવ અભિનંદને ॥ ત્રીસ લાખકોડ સાગર સંભવ અજિતને હો લાલ, સંભવ અજિતને ॥ પચાસ લાખ કોડ સાગર અજિત જિન ઋષભને હો લાલ, અજિત જિન ઋષભને ॥ એક કોડા કોડ સાગરૂ ઋષભને વીરને હો લાલ, ઋષભને વીરને ॥ ૬ ॥ સહુસ બેંતાલીસ તીન વરસ વલી જાણીએ હો લાલ, વરસ વલી જાણીયે ॥ સાડા આઠ મહિના ઉણા તે વખાણીએ હો લાલ, ઉણા તે વખાણીયે ॥ નવસે એંસી વરસે હોઈ પુસ્તક વાંચના હો લાલ, પુસ્તક વાંચના ॥ અંતર કાલ જાણો જિન ચોવીસનો હો લાલ, કે જિન ચોવીસનો ॥ ૭ ॥

॥ ઢાલ ॥ ૪ ॥ દીન સકલ મનોહર ॥ એ દેશી ॥

॥ જયો આદિ જિણેસર, ત્રિભુવનનો અવતંસ ॥ નાભી રાજા મરૂદેવા, કુલ માનું સર હંસ ॥ સર્વાર્થ સિદ્ધથી, ચવિ, ઇક્ષ્વાકુ ભૂમિવર ઠામ ॥ અસાડ વદી ચોથે અવતર્યા પુરૂષ પ્રસન્ન ॥ ૧ ॥ ચૈત્ર વદી આઠમે, જન્મ્યા શ્રી જિનરાય ॥ આવે ઇંદ્ર ઇંદ્રાણી, પ્રભુજીના ગુણગાય ॥ સુનંદા સુમંગલા, વરિયા જોબન પાય ॥ ભરતાદિક એકસો, પુત્ર પુત્રી દો થાય ॥ ૨ ॥ કરી રાજની થાપના, વાસિ વનિતા ઇંદ્ર ॥ જગમાં નિતિ ચલાય, મારૂ દેવીનો નંદ ॥ પ્રભુ શીલ્પ દેખાડી, ચારે જુગલ આચાર ॥ નરકલા બહોતેર, ચોસઠ મહિલા સાર ॥ ૩ ॥ ભરતાદિકને દીએ, અંગાદિકનું રાજ્ય ॥ સુરનર ઇમ જંપે, જય જય શ્રીજિનરાજ ॥ દેઈ દાન સંવચ્છરી, પ્રભુ લીએ સંયમ ભાર, ચાર સહુસ રાજાશું, ચૈત્રવદ આઠમ સાર ॥ ૪ ॥ પ્રભુ વિચરે મહીયલ, વરસ દિવસ વિણુ આહાર ॥ ગજરથને ઘોડા, જન દિએ રાજકુમારી ॥ પ્રભુતો

નવિ લેવે, જુવે શુદ્ધ આહાર ॥ પડિલાભ્યા પ્રભુજી, શ્રી શ્રેયાંસ-કુમાર ॥ ૫ ॥ ફાગણ અંધારિ, અગીઆરસ શુભ ધ્યાન ॥ પ્રભુ અઠ્ઠમ ભકતે, પામ્યા કેવલનાણ ॥ ગઢ ત્રણે રચે સુર, સેવા કરે કરજોડ ॥ ચક્ર રત્ન ઉપન્યો, ભરતને મન કોડ ॥ ૬ ॥ મારૂદેવા મોહે, દુઃખ આણે મનજોર ॥ મારો ઋષભ સહે છે, વનવાસી દુઃખ ઘોર ॥ તવ ભરત પયંપે, ત્રિભુવન કેરો રાજ* તુમ પુત્ર ભોગવે, જુઓ માતા આજ ॥૭॥ ગજરથ બેસાડી, સમવસરણની પાસ ॥ ભરતેસર આવે, પ્રભુવંદન ઉલ્લાસ ॥ સુણી દેવની દુંદુભી, ઉલસિત આણંદપુર ॥ આવ્યાં હરખનાં આંસું, તિમિર પડલ ગયાં દૂર ॥૮॥ પ્રભુની ઋદ્ધિ દેખી એમ ચિંતે મનમાંહે ॥ ધિક ધિક કુડી માયા, કોના સુત કોના તાત ॥ એમ ભાવના ભાવતાં, પામ્યાં કેવલજ્ઞાન ॥ તત્ક્ષણ મરૂદેવા, તિહાં લહ્યો નિર્વાણ ॥ ૯ ॥ ધન્ય ધન્ય એ પ્રભુજી, ધન્ય એહનો પરિવાર ॥ લાખ પૂર્વ ચોરાસી, પાલી આયુ ઉદાર ॥ મહાવદી તેરસ દીને, પામ્યા સિદ્ધિનું રાજ ॥ અષ્ટાપદ શિખરે, જય જય શ્રી જિનરાજ ॥ ૧૦ ॥

॥ કલશ ॥ ચોવીસ જિનવર તણો અંતર, ભણ્યો અતિ ઉલ્લાસ એ, સંવત સતર તહોંતરે, એમ રહી ચોમાસુંએ ॥ સંઘ-તણો આગ્રહ ગ્રહી મેં, શ્રી વિમલવિજય ઉવઝાયએ ॥ તસ શિષ્ય રામવિજય નામે, વર્યો જય જય કાર એ ॥ ઇતિ શ્રી આંતરાનું સ્તવન સંપૂર્ણ ॥

॥ મહારમાહાવિરકરાંગતાર, સદાસમાલે હિતદેવમાના, સમા-રમા માગમયા સરામા, સિદ્ધાઈ કામે લવતા દયામા ॥ ૧ ॥ ઈતિ સ્તુતિઃ

*૭ આ સ્તવનની સાતમી ગાથામાં છેલ્લાં બે ચરણ ત્રુટતા હોવાથી નવીન મૂકેલા છે.

# ॥ श्री रोहिणी तप विधि स्तवन ॥

॥ દુહા ॥ સુખકર સંખેશ્વર નમી, શુભગુરૂને આધાર ॥ રોહિણી તપ મહિમા વિધિ, કહિશું ભવિ ઉપગાર ॥ ૧ ॥ ભક્ત પાન કુચ્છિત દિએ, મુનિને જાણુ અજાણુ ॥ નરક તીર્યંચમાં જીવ તે, પામે બહુ દુઃખ ખાણુ ॥ ૨ ॥ તે પણુ રોહિણી તપ થકી, પામી સુખ સંસાર ॥ મોક્ષે ગયા તેહનો કહું, સુંદર એ અધિકાર ॥ ૩ ॥

॥ ઢાલ ॥ ૧ ॥ શીતલજિન સહેજાનંદી ॥ એ દેશી ॥

॥ મઘવા નગરી કરી ઝંપા, અરિવર્ગ થકી નહિ કંપા, આભરતે પુરી છે ચંપા, રામ સીતા સરોવર પંપા ॥ ૧ ॥ પ-નોતા પ્રેમથી તપ કીજે, ગુરૂપાંસે તપ ઉચરીએ ॥ એ આંકણી ॥ વાસુપૂજ્યના પુત્ર કહાય, મઘવા નામે તિહાં રાય, તસ લક્ષ્મીવતી છે રાણી, આઠ પુત્ર ઉપર એક જાણી ॥ પ૦ ॥ ૨ ॥ રોહિણી નામે થઈ બેટી, નૃપ વલ્લભસું થઈ મોટી, યૌવન વયમાં જબ આવે, તબ વરની ચિંતા થાવે ॥ પ૦ ॥ ૩ ॥ સ્વયંવર મંડપ મંડાવે, દૂરથી રાજપુત્ર મિલાવે, રોહિણી શણુગાર ધરાવી, જાણું ચંદ્ર પ્રિયા ઈહાં આવી ॥ પ૦ ॥ ૪ ॥ નાગપુર વિતશોક ભૂપાલ તસ પુત્ર અશોક કુમાર, વરમાલા કંઠે ઠાવે, નૃપ રોહિણીને પર-ણાવે ॥ પ૦ ॥ ૫ ॥ પરિકરસું સાસરે જાવે, અશોકને રાજ્યે ઠાવે, પ્રિયા પુણ્યે વધી બહુ ઋદ્ધિ, વિતશોકે દીક્ષા લીધી ॥પ૦॥ ૬ ॥ સુખ વિલસે પંચ પ્રકાર, આઠ પુત્ર સુતા થઈ ચાર, રહી દંપતિ સાતમે માલે, લઘુ પુંત્ર રમાડે ખોલે ॥ પ૦ ॥ ૭ ॥ લો-કપાલાભિધાનને બાલ, રહી ગોખે જુએ જન ચાલ, તસ સન્મુખ

રોતિ નારી, ગયો પુત્ર મરણ સંભારી ॥ ૫૦ ॥ ૮ ॥ શિર છાતી કુટે મલી કેતી, માય રોતી જલજલી દેતી, માથાના કેશ તે રોલે, જોઈ રોહિણી કંતને બોલે ॥ ૫૦ ॥ ૯ ॥ આજ મેં નવું નાટક દીઠું, જોતાં બહુ લાગે મીઠું, નાચ શીખી કીહાંથી નારી, સુણી રોશે ભર્યો નૃપ ભારી ॥ ૫૦ ॥ ૧૦ ॥ કહે નાચ શીખો ઇણિ વેલા, લેઈ પુત્ર બાહિર દીએ ઝોલા, કરથી વિછોડ્યો તે બાલ, નૃપ હાહાકરે તતકાલ ॥ ૫૦ ॥ ૧૧ ॥ પુરદેવ વિચેથી લેતા, ભુંય સિંહાસન કરી દેતા, રાણી હસતી હસતી જુએ હેઠું, રાજા એ કૌતક દીઠું ॥ ૫૦ ॥ ૧૨ ॥ લોક સઘળા વિસ્મય પામે, વાસુપૂજ્ય શિષ્ય વન ઠામે, આવ્યા રૂપ સોવન કુંભ નામા, શુભ વીર કરે પરણામ ॥ ૫૦ ॥ ૧૩ ॥

॥ ઢાલ ॥ ૨ ॥ ચોપાઈની દેશી ॥

॥ ચઉનાણી નૃપ પ્રણમિ પાય, નિજ રાણીનું પ્રશ્ન કરાય ॥ આ ભવદુખ નવિ જાણ્યા એહ, એ ઉપર મુજ અધિકો નેહ ॥૧॥ મુનિ કહે ઇણ નગરે ધનવતો, ધનમિત્ર નામ શેઠજ હતો ॥ દુ-ર્ગંધા તસ બેટી થઈ, કુબ્જા કુરૂપા દુર્ભગા ભઈ ॥ ૨ ॥ યોવન વય ધન દેતા સહી, દુર્ભગપણે કોઈ પરણે નહીં ॥ નૃપ હણતાં કૌતવ શિષ્યેણ, રાખી પરણાવી સા તેણ ॥ ૩ ॥ નાઠો તે દુર્ગંધા લહી, દાન દેયંતાં સા ઘરે રહી ॥ જ્ઞાનીને પરભવ પૂછતી, મુનિ કહે રૈવતગિરિ તટ હતી ॥ ૪ ॥ પૃથ્વીપાલ નૃપ સિદ્ધિમતિ, નારી નૃપ વનમાં ક્રિડતી ॥ રાય કહે દેખી ગુણવંતા, તપસી મુનિ ગોચરીએ જતા ॥ ૫ ॥ દાન દીયાં ઘર પાછાં વલી, તબ ક્રીડા રસે રીસે બલી ॥ મૂર્ખપણે કરી બલતે હૈયે, કડવો તુંબડ મુ-નિને દીએ ॥ ૬ ॥ પારણું કરતાં પ્રાણ જ ગયા, સુરલોકે મુનિ

દેવજ થયા ॥ અશુભ કર્મ બાંધે સો નારી, જાણી નૃપ કાઢે પુર બારે ॥ ૭ ॥ કુષ્ટ રોગ દિન સાતે મરી, ગઈ છઠે નરકે દુઃખ ભરી ॥ તિરીય ભવે અંતરતા લહી, મરીને સાતમિ નરકમાં ગઈ ॥ ૮ ॥ નાગણુ કરભી ને કુતરી, ઊંદર ઘીરોલી જલો શુકરી ॥ કાકી ચંડાલણુ ભવ લહી, નવકાર મંત્ર તિહાં સદ્દહી ॥ ૯ ॥ મરીને શેઠની પુત્રી ભઈ, શેષ કર્મ દુર્ગંધા થઈ ॥ સાંભલિ જાતિ સ્મરણુ લહી, શ્રી શુભ વીર વચન સદ્દહી ॥ ૧૦ ॥

॥ ઢાલ ॥ ૩ ॥ ગજરા મારૂજી ચાલ્યા ચાકરીરે ॥ એ દેશી ॥

॥ દુર્ગંધા કહે સાધુને રે દુઃખ ભોગવિયાં અતિરેક ॥ કરૂણા કરીને દાખીએરે જિમ જાએ પાપ અનેક રે ॥ ૧ ॥ જિમ મુનિ કહે રોહિણી તપ કરોરે, સાત વરસ ઉપર સાત માસ ॥ રોહિણી નક્ષત્રને દિનેરે, ગુરૂમુખ કરીએ ઉપવાસરે ॥ ગુરૂ૦ ॥ ૨ ॥ ત-પથી અશોક નૃપની પ્રિયારે, થઈ બોગવી ભોગવિલાસ ॥ વાસુ-પૂજ્ય જિન તીર્થેરે, તમો પામશો મોક્ષ નિવાસરે ॥ તમે૦ ॥ ૩॥ ઉજમણે પુરે તપેરે, વાસુપૂજ્યની પડિમા ભરાય ॥ ચૈત્ય અશોક તરૂ તલેરે, અશોક રોહિણી ચિતરાયરે ॥ અશો૦ ॥ ૪ ॥ સાહ-મિવચ્છલપધરાવીનેરે, ગુરૂ વસ્ત્ર સિદ્ધાંત લખાય ॥ કુમારસુગંધ તણી પરેરે, દુષ્કર્મ સકલ ક્ષય જાય રે ॥ દુષ૦ ॥ ૫ ॥ સાધુ કહે સિંહપુરમાંરે, સિંહસેન નરેસર સાર ॥ કનકપ્રભા રાણી તણોરે, દુર્ગંધી અનિષ્ટ કુમારરે ॥ દુર્ગં૦ ॥ ૬ ॥ પદ્મપ્રભુને પુછતારે, જિન જલ્પે પૂર્વ ભવ તાસ ॥ બાર જોજન નાગપુરથીરે, એક શિલા નિલગિરિ પાસરે ॥ એક૦ ॥ ૭ ॥ તે ઉપર મુનિ ધ્યાન-થીરે, ન લહે આહેડી શિકાર ॥ ગોચરી ગત શિલા તળેરે' કોપ્યો ધરે અગ્નિ અપારરે ॥ કોપ્યો ॥ ૮ ॥ શિલા તપી રહ્યા ઉપરેરે,

મુનિ આહાર કરે કાઉસગ્ગ ॥ ક્ષપક શ્રેણી થઈ કેવલીરે, તત્ક્ષણ પામ્યા અપવર્ગરે ॥ તત૦ ॥ ૯ ॥ આહેડી કુષ્ટી થઈ રે, ગયો સાતમી નરક મઝાર ॥ મચ્છ સપ્રા અહીં પાંચમી, સિંહ ચોથી ચિત્ર અવતાર ॥ સિંહ૦ ॥ ૧૦ ॥ ત્રીજી બિલાડો બીજીએરે, ઘૂક પ્રથમ નરક દુઃખ જાલ ॥ દુખના ભવ ભમી તે થયોરે, એક શેઠ ઘરે પશુપાલ રે ॥ એક૦ ॥ ૧૧ ॥ ધર્મ લહી દવમાં બળ્યોરે, નિદ્રાએ હૃદય નવકાર ॥ શ્રી શુભવીરના ધ્યાનથીરે, તુજ પુત્ર પણે અવતાર ॥ તુજ૦ ॥ ૧૨ ॥

॥ ઢાલ ॥ ૪ ॥ મારી અંબાના વડલા હેઠ ॥ એ દેશી ॥

॥ નિસુણી દુર્ગંધ કુમાર, જાતિ સ્મરણ પામતોરે ॥ પદ્મપ્રભુ ચરણે શીસ, નામી ઉપાય તે પૂછતોરે ॥ પ્રભુ વયણે ઉજમણે યુક્ત, રોહિણીનો તપ સેવિયોરે ॥ દુર્ગંધ પણું ગયું દૂર, નામે સુગંધી કુમાર થયો રે ॥ રોહિણી તપ મહિમા સાર, સાંભળતાં નવ વિસરેરે ॥ એ આંકણી ॥ ૧ ॥ રહી વાત અધુરી એહ, સાંભળશો રોહિણીને ભવેરે ॥ ઇમ૰ સુણી દુર્ગંધા નારી, રોહિણી તપ કરે ઓછવેરે ॥ સુગંધિ લહિ સુખ ભોગ, સ્વર્ગે દેવી સોહામણીરે ॥ તુજ કાંતા મઘવા ધુઆ, ચવિ ચંપાએ થઈ રોહિણીરે ॥ રો૦ ॥ ૨ ॥ તપ પુણ્ય તણે પ્રભાવ, જન્મથી દુઃખ ન દેખીઆરે ॥ અતિ સ્નેહ કીસ્યો અમ સાથ, રાય અશોકે વલી પુરીયુરે ॥ ગુરૂ બોલે સુગંધિ રાય, દેવ થઈ પુષ્કલાવતીરે ॥ વિજયે થઈ ચક્રિ તેહ, સંજમધર હુઆ અચ્યુતપતિરે ॥ રો૦ ॥૩॥ ચવિને થયા તમે અશોક, એક તપે પ્રેમ બન્યો ઘણોરે ॥ સાત પુત્રની સુંણજ્યો વાત, મથુરામાં એક માંહણોરે ॥ અગ્નિ શર્મા સુત સાત, પાટલિપુર જઈ ભીક્ષા ભમેરે ॥ મુનિ પાસે લઈ વૈ-

રાગ, વિચર્યા સાતે રહી સંજમેરે ॥ રો૦ ॥ ૪ ॥ સૌધર્મે હુઆ સુરસાત, તે સુત સાતે રોહિણીતણા રે ॥ વૈતાંઢયે ભિન્ન ચુલ ખેટ, સમકિત શુદ્ધ સોહામણારે ॥ ગુરૂદેવની ભક્તિ પસાય, ધુર સ્વર્ગે થઈ દેવતારે ॥ લઘૂ સુત આઠમો લોકપાલ, રોહિણીનો તે સુર સેવતારે ॥ રો૦ ॥ ૫ ॥ વલી ખેટ સુતા છે ચાર, રમવાને વનમા ગઇરે ॥ તીહાં દીઠા એક અણગાર, ભાખે ધર્મ વેલા થઇરે ॥ પૂછયાથી કહે મુનિ ભાસ, આઠ પહોર તુમ આયુછેરે ॥ આજ પંચમીનો ઉપવાસ, કરશો તો ફલદાય છેરે ॥ રો૦ ॥ ૬ ॥ ધુજંતી કરી પચખાણ, ગેહ અગાસે જઈ સોવતિરે ॥ પડી વિજળીયે વલી તેહ, ધુર સુર લોકે દેવી થતીરે ॥ ચવી થઈ તુમ પુત્રી ચાર, એક દિન પંચમી તપ કરીરે ॥ ઇસ સાંભલી સહુ પરિવાર, વાત પૂર્વ ભવની સાંભળીરે ॥ રો૦ ॥ ૭ ॥ ગુરૂ વંદી ગયા નિજ ગેહ, રોહિણી તપ કરતાં સહુરે ॥ મોટી શક્તિ બહુ માન, ઉજમણાં વસ્તુ બહુરે ॥ ઇમ ધર્મ કરી પરિવાર, સાથે મોક્ષપુરી વરીરે ॥ શુભ વીરના શાસન માંહ, સુખ ફલ પામો તપ આદરીરે ॥ રો૦ ॥ ૮ ॥

॥ કલશ ॥ ઇમ ત્રિજગ નાયક મુક્તિદાયક વીર જિનવર ભાખીયો ॥ તપ રોહિણીનો ફલ વિધાને વિધિ વિશેષે દાખીયો ॥ શ્રી ક્ષમાવિજય જસવિજય પાટે, શુભવિજય સુમતિ ધરો ॥ તસ ચરણ સેવક કહે પંડિત વીર વિજયો જય કરો ॥ ઇતિ શ્રી રોહિણી તપ વિધિ સ્તવન સંપૂર્ણ ॥

---

## ॥ અથ શ્રીઅક્ષયનિધિ તપનું સ્તવન ॥

॥ દુહા ॥ શ્રી શંખેશ્વર શિરનામી, કહું તપ ફલ સુવિ-

થાર ॥ અક્ષય નિધિ તપ ભાખીયો, પ્રવચન સાર ઉદ્ધાર ॥ ૧ ॥ તપ તપતાં અરિહા પ્રભુ, કેવલ નાણને હેત ॥ નાણ લહી તપ તજી કીયો, શિવ રમણી સંકેત ॥ ૨ ॥ તિમ સુંદરી પરે તપ કરો, અક્ષયનિધિ ગુણવાન, શ્રુત કેવલીયે જે રચ્યો, કલ્પસૂત્ર બહુ માન ॥ ૩ ॥

॥ ઢાલ ॥ ૧ ॥ રૂડીને રઢીયાલીરે વાલા તારી વાંસલીરે
॥ એ દેશી ॥

॥ જંબુ ભરતે રે નયરી રાજગ્રહીરે, સંવર શેઠ વસે એક સાર ॥ ગુણવંતી નારીરે કઠણ આજીવિકારે, ઘર દારિદ્ર તણો ભંડાર ॥ સુંદરી સેવોરે અક્ષય નિધિ તપ ભલોરે ॥ ૧ ॥ એ આંકણી ॥ પુણ્ય સંજોગેરે પિયા ગર્ભે ફલીરે, તબ તસ વૃત્તિ ચલી ઘરબાર ॥ કેઈ વ્યવહારીરે વણજ કરાવતારે, વાધ્યો શેઠ તણો વ્યવહાર ॥ સુંદરી૦ ॥ ૨ ॥ પૂરણ માશેરે જન્મી કુમારિકારે, પ્રગટ્યો નાલ નિખેપ નિધાન ॥ લક્ષણવંતીરે પુત્રી પ્રભાવથીરે, રાય સુણી કરતો બહુ માન ॥ સુંદરી૦ ॥ ૩ ॥ પુત્રની પરેરે જન્મ ઓચ્છવ કર્યોરે, સજ્જનવર્ગ નોતરીયા ગેહ ॥ સંવર શેઠેરે થાપ્યું સુંદરીરે, નામ મહોત્સવ કરી ધરી નેહ ॥ સુંદરી૦ ॥૪॥ બાલ સ્વભાવેરે રમતી સુંદરીરે, જિહાં જિહાં ભૂમિ ખણંતી રમાય પૂર્વ પુન્યેરે મણિ માણેક ભર્યોરે, તિહાં તિહાં દ્રવ્યનિધિ પ્રગટાય ॥ સુંદરી૦ ॥ ૫ ॥ આણી આપેરે તાતને સુંદરીરે, તિણે તે શેઠ હુઓ ધનવંત ॥ યોવન જાગેરે રંભા ઉર્વશીરે, દેખી શેઠ કરે વરચિંત ॥ સુંદરી ॥ ૬ ॥ શેઠ સમુદ્રપ્રિયાભિધ નગરમાંરે, કમલ સિરિ નારી તસપુત્ત ॥ શ્રીદત્તનામેરે રૂપ કલા ભર્યોરે, તસ પરણાવી તે ધન જુત્ત ॥ સુંદરી૦ ॥ ૭ ॥ પુણ્ય પનોતીરે સાસરે

સુંદરીરે, આવી તત્ક્ષણુ નિધિ પ્રગટાય ॥ પગ અંગુઠેરે કાંકરો કાઢતાં રે, પૂર્ણ કલશ ધન લેતી જાય ॥ સુંદરી૦ ॥ ૮ ॥ મોસાલે ભાણેજીને તેડ્યાં ભોજનેરે ॥ તેહેને ઘર પણ લક્ષ્મી નમાય ॥ ઈમ જિહાં બાલારે શા પગલાં ઠવેરે, નિધિ પ્રગટે સહું સુખિયાં થાય ॥ સુંદરી૦ ॥ ૯ ॥ વહુને માનેરે સસરો ભલી પરેરે ॥ રાજા પણ ચિત્ત વિસ્મય થાય ॥ એક દિન આવ્યા ધર્મ ઘોષ સૂરિવરારે, રાજા પ્રમુખ તે વંદન જાય ॥ સુંદરી૦ ॥ ૧૦ ॥ સુંદરી પૂછે કહો કુણ કારણેરે, પગ પગ પામુ ઋદ્ધિ રસાલ ॥ સૂરિ કહે સાચોરે પૂર્વ ભવતેં કર્યોરે, અક્ષયનિધિ તપ થઈ ઉજમાલ ॥ સુંદરી૦ ॥ ૧૧ ॥

॥ ઢાલ ॥ ૨ ॥ માતા જસોદા તમારો કાન, મહી વેચતાં માગે દાણુ ॥ એ દેશી ॥

॥ અથવા ચોપાઈની દેશી ॥

॥ ખેટકપુર સંયમ અભિધાન, શેઠ પ્રિયા ઋજુવતિ ગુણુ-ગ્રાન ॥ રૂજુમતિ તપ રાતિ રહે, જ્ઞાન ભક્તિ સુખ સંપદ લહે ॥ ૧ ॥ રયણાવલી કનકાવલી કરે, એકાવલી વિધિયે ઉચરે ॥ પાડોસી વસુ શેઠે વરી, સોમસુંદરી બહુ મચ્છર ભરી ॥ ૨ ॥ પુણ્યવતી તપ રતિ બહુ, ઋજુમતિ પ્રશંસે સહુ ॥ સોમસુંદરી સુણી નિંદા કરે, ડાકણી પરે છલ જોતી ફરે ॥ ૩ ॥ ભુખ્યો બ્રાહ્મણ બગાયો ઢોર, ચાંપ્યો નાગ નાસંતો ચોર ॥ રાંડ ભાંડને માતો સાંઢ, એ સાતેથી ઉગરીયે માંડ ॥ ૪ ॥ લાગ્યું ઘર શેઠ સંજમ તણું, સોમસુંદરી ચિત્ત હરખ્યું ઘણું ॥ નારી પ્રભાવે ન બળી એક છડી, વળી એક દિન ઘેર ધાડજ પડી ॥ ૫ ॥ પાડોસણ મન ચિન્તે ઈસુ, પાપી શેઠનું ન ગયું કિસું ॥ દેતી શ્રાપને

નિર્ધન થયા, તે દંપતિ સુરલોકે ગયા ॥ ૬ ॥ સોમ સુંદરી ગુણી મચ્છર ભરી, અશુભ કર્મ ઉપાર્જન કરી ॥ પામી મરણ સા કોઈક ગુણી, શ્રાવક મુખ નવકારજ સુણી ॥ ૭ ॥ જિતશત્રુ મથુરાનો રાય, ચઉસુત ઉપર બેટી થાય ॥ સર્વ ઋદ્ધિ નામજ તસ દઈ, પંચ ધાવશું મોટી થઈ ॥ ૮ ॥ શત્રુ સૈન્ય સમૂહે નડ્યો, જિતશત્રુ રણયોગે પડ્યો ॥ લુંટ પડી જબ રાજદ્વાર, કુંવરી પણ નાઠી તેણીવાર ॥ ૯ ॥ ઉજાતિ એક અટવી પડી, રવિ ઉદયે માર્ગ શિર ચડી ॥ વનફલ વૃતેં વનચર થઈ, યૌવન વેલા નિષ્ફલ ગઈ ॥ ૧૦ ॥ એક વિદ્યાધર દેખી કરી, પરણી સા જિન મંદિર ધરી ॥ તિણિ વેલા ઘર લાગી ગયું, સર્વ ઋદ્ધિ પગલેથી ગયું ॥ ૧૧ ॥ વિદ્યાધરે ફરી વનમાં ધરી, પલ્લિપતિ એક ભીલે હરી॥ ત્રીજે દીન ઘર તેનું બલ્યુ, નારી નિંદન સહૂ જન ભલ્યું ॥૧૨॥ સાર્થવાહ કર વેચી તીણે, ચાલ્યો નિજ દેસાત્રર જાણી ॥ પંચ વચે લુટાણા તેહ, સર્વ ઋદ્ધિ નાઠા લઈ દેહ ॥ ૧૩ ॥ વનમાં સરોવર તીરે ખડી, રાજકુમારી કર્મે નડી ॥ પુન્યે મુનિ મલ્યા ગુણ ગેહ, મીઠે વયણે બોલાવી તેહ ॥ ૧૪ ॥

॥ ઢાલ ॥ ૩ ॥ છોરી જાટડીની ॥ એ દેશી ॥

॥ છોરીરે બેટી તુંતો રાયની હે, કાંઈ ઉભી સરોવર પાળરે ॥ શું દુઃખ ચિંતવે ॥ સિરદાર સહુને સુખ કરે, મહારાજ મુનિ એમ ઉચરે ॥ પૂર્વભવ મચ્છર કરી હે, કાંઈ ફલી તરૂ શાખા ડાલરે ॥ સોમ સુંદરી ભવે ॥ સિર૦ ॥ મ૦ ॥ ૧ ॥ તાત મરણ પુર લુંટીયું હે, કાંઈ પડી તું અટવી મોઝારરે ॥ દુઃખ પામી ઘણી ખેચરશું, ઇણે ભવે લહ્યો હે ॥ સુખ સંભોગ એક વારરે, વલી વનચર પણું ॥ સિ૦ ॥ મ૦ ॥ ૨ ॥ જ્ઞાની ગુરૂ

વચણાં સુણી હે, રાજકુમારી પુછાયરે ॥ ગુરૂ ચરણે નમી, આ દુઃખથી કિમ છુટીયે હે ॥ કહીયે કરી સુપસાયરે, દુઃખ વેલા ખમી ॥ સિ૦ ॥ મ૦ ॥ ૩ ॥ અક્ષયનિધિ તપ વિધિ કરો હે, જ્ઞાન ભક્તિ વિસ્તારરે ॥ શક્તિ ન ગોપવી, શ્રાવણ વદી ચોથે થકી હે ॥ સંવત્સરી દિન સારરે, પૂરણ તપ તપી ॥ સિ૦ ॥ ॥ મ૦ ॥ ૪ ॥ ચોથભક્ત એકાસણો હે, શક્તિતણે અનુસારરે ॥ ઘટ અક્ષત ભરો, વિધિ ગુરૂગમથી આચરો હે ॥ ગણણું દોય હજારરે, પડિકમણાં કરો ॥ સિ૦ ॥ મ૦ ॥ ૫ ॥ એક વરસ જઘન્યથી હે, તીન વરસ ઉક્કિટ્ઠરે ॥ ઈણ વિધિ તપ કરો, શાસન દેવી કારણે હે ॥ ચોથે વરસ વીસી ઠરે, વળી એ આદરો ॥ સિ૦ મ૦ ॥ ૬ ॥ આભવ મનવંછિત ફલે હે, પરભવ ઋદ્ધી ન માયરે ॥ હરિ ચક્રિપરે, ઈમ નિસુણી કુમરી તિહાં હે ॥ વાંદી ગુરૂના પાયરે, ગઇ ગામાંતરે ॥ સિ૦ ॥ મ૦ ॥ ૭ ॥ પરઘર કરતાં ચાકરી હે, આજીવિકા નિર્વાહરે ॥ સુખ દુખમાં કરે, અલ્પ વિધિય તપ તિણે કર્યો હે ॥ પ્રથમ વરસ ફરિ ચાહેરે, બીજા ભલિપરે ॥ સિ૦ મ૦ ॥ ૮ ॥ ચોથે વરસ તપ માંડતાં હે, કોઈક હુઈ ધનવંતરે ॥ એક દિન આવીયા, વિદ્યાધર ક્રીડા વશે હે ॥ પૂર્વ નેહ ઉલસંતરે, દેખી નિજ પ્રિયા ॥ સિ૦ ॥ મ૦ ॥ ૯ ॥ થાપી જઈ અંતે ઉરે હે, સા કરે શીલવ્રત મુખ્યરે ॥ ઈણિ કાયા ધરી, શેષાયુ અણસણે મરી હે ॥ સંવર પુત્રી તુજરે, કહું સુણ સુંદરી ॥ સિ૦ ॥ મ૦ ॥ ૧૦ ॥

॥ ઢાલ ॥ ૪ ॥ કોશ્યા વેશ્યા કહે રાગીજી, મનોહર મન ગમતા ॥ એ દેશી ॥

॥ નિજ પૂર્વભવ સુણી તેહજી, સુંદરી સુકુમાલી જાતિ સ્મ-

રણુ વરે તેહુજી ॥ સું૦ ॥ તપ ફલે લહો ઋદ્ધિ રસાલજી ॥સું૦॥ કહે ધર્મઘોષ અણુગારજી ॥ સું૦ ॥ ૧ ॥ કહે સુંદરી સર્વે સાચુંજી ॥ સું૦ ॥ તુમ જ્ઞાન માંહે નહિ કાચુંજી ॥ સું૦ ॥ અવંતિ માંહે વખાણ્યાંજી ॥ સું ॥ તેહવા મેં તુમને જાણ્યાજી ॥ સું૦ ॥ સૂરિ વંદી નિજ ઘર આવેજી ॥ સું૦ ॥ તપ અક્ષય નિધિ મંડાવેજી ॥ સું૦ ॥ રાજા રાણી તિણિ વેલાજી ॥ સું૦ ॥ શેઠ સામંત સર્વ ભેલાજી ॥ સું૦ ॥ ૩॥ પગ પગ પ્રગટે જે નિધાનજી ॥ સું૦ ॥ કરે પ્રભાવના બહુમાનજી ॥ સું૦ ॥ નામ સુંદરી તો વિસરાણીજી ॥સું૦॥ તે તો અક્ષય નિધિ કહે વાણીજી ॥ સુણો૦ ॥ ૪ ॥ મનમોટે પૂર્ણ ફલ લીધુંજી ॥ સુ૦ ॥ પંચમીયે પારણું કીધુંજી ॥ સુ૦ ॥ જ્ઞાન ભક્તિ મહોચ્છવ દેખીજી ॥ સુ૦ ॥ દેવી દેવ હુઆ અનિમેષીજી ॥ સુ૦ ॥ ૫ ॥ સુખ વિલસંતા સંસારજી ॥ સુ૦ ॥ હુઆ સુત ચઉ પુત્રી ચારજી ॥ સુ૦ ॥ લિયો અંતે સંયમ ભારજી ॥ સુ૦ ॥ ઘનઘાતિ ખપાવ્યાં ચારજી ॥ સુણો૦ ॥ ૬ ॥ લહિ કેવલ શિવપુર જાવેજી ॥ સુ૦ ॥ ગુણ અગુરૂલઘુ નિપજાવેજી ॥ સુ૦ ॥ અવગાહન લક્ષણ સંતાજી ॥ સુ૦ ॥ તિહાં બીજા સિદ્ધ અનંતાજી ॥ સુ૦ ॥ ૭ ॥ તસ ફરસિત દેશ પ્રદેશેજી સુ૦ ॥ અસંખ્ય ગુણા સુવિશેષેજી ॥ સુ૦ ॥ જુઓ પ્રથમ ઉપાંગે ઠામજી ॥ સુ૦ ॥ શુભવીર કહે પ્રણામજી ॥ ૮ ॥

॥ ઢાલ ॥ ૫ ॥ કોઈલો પર્વત ધુંધલોરે લોલ ॥ એ દેશી ॥

વીર જીણેસર ગુણનીલોરે લોલ, એ ભાખ્યો અધિકારરે ॥ ॥ સુગુણનર ॥ વરતે શાસન જેહનુંરે લોલ, એકવીસ વરસ હુજારરે ॥ ॥ સુગુણનર ॥ વીર જીણેસર ગુણનીલોરે ॥ ૧ ॥ જિહાં સફલજિનગુણ થુણીરે લોલ, દિહા સફલ પ્રભુ ધ્યાનરે ॥ સુ૦ ॥ જન્મ સફલ પ્રભુ દરિસણેરે લોલ ॥ વાણીયે સફલ કાનરે ॥સુ૦॥

॥ વીર જિણેસર ગુણ નીલોરે લોલ, એ ભાખ્યો અધિકારરે વી૦ ॥ ૨ ॥ તાસ પરંપર પાટવીરે લોલ, શ્રીવિજયસિંહ સુરીસરે ॥ સુ૦ ॥ સત્યવિજય બુધ તેહનારે લોલ, કપુરવિજય કવિ શિષ્યરે ॥ સુ૦ ॥ વી૦ ॥ ૩ ॥ ક્ષમાવિજય ગુરૂ તેહનારે લોલ, શ્રીજસવિજય પન્યાસરે ॥ સુ૦ ॥ શ્રીશુભવિજય સુગુરૂ નમીરે લોલ, સુરત રહી ચઉમાસરે ॥ સુ૦ ॥ વી૦ ॥ ૪ ॥ ચંદ્ર મુનિ વસુ હિમંકરૂરે લોલ, વરસે શ્રાવણમાસરે ॥ સુ૦ ॥ શ્રીશુભવીરને શાસનેરે લોલ, હોજો જ્ઞાનપ્રકાશરે ॥ સુ૦ ॥ વી૦ ॥ ૫ ॥

॥ કલશ ॥ એ પંચ ઢાલ રસાલ ભક્તિ પંચ જ્ઞાન આરાધવા ॥ કામ પ્રમાદ કિરિયા પંચ છંડી પંચમી ગતિ સાધવા ॥ નભ કૃષ્ણ પંચમી સ્તવન રચીઓ, અક્ષય નિધિકે કારણે ॥ શુભવીર જ્ઞાને દેવસુંદરી નાચવા ઘરબારણે ॥ ૧ ॥ ઇતિ અક્ષય નિધિ તપ સ્તવન સંપૂર્ણ ॥

---

## ॥ અથ શ્રી ઋષભદેવસ્વામીનું સ્તવન. ॥

॥ દુહા ॥ પુરિસા દાણી પાસજી, બહુ ગુણમણિ વાસ ॥ ઋદ્ધિ વૃદ્ધિ મંગલ કરણ, પ્રણમું મન ઉલ્લાસ ॥ ૧ ॥ સરસતી સ્વામિની વિનવું, કવિ જન કેરી માંય ॥ સરસ વાણી મુજને દીયો મોટો કરી પસાય ॥ ૨ ॥ લબ્ધિ વિનય ગુરૂ સમરીએ, અહર્નિશ હર્ષ ધરેવ ॥ જ્ઞાન દૃષ્ટિ જેથી લહી, પદ પંકજ પ્રણમેવ ॥ ૩ ॥ પ્રથમ જિણેસર જે હુઓ, મુનિવર પ્રથમ વખાણ ॥ કેવલધર પહેલો જે કહે, પ્રથમ ભિક્ષાચર જાણ ॥ ૪ ॥ પહેલા દાતા એ કહ્યો, આ ચોવીસી મઝાર ॥ તેહ તણા ગુણ વરણવું, આણી હર્ષ અપાર ॥ ૫ ॥

॥ ઢાલ ॥ ૧ ॥ ધન્ય ધન્ય સંપ્રતિ સાચો રાજા ॥
॥ એ દેશી ॥ રાગ આસાવરી ॥

પહેલે ભવ ધન સાર્થવાહે, સમકિત પામ્યા સારરે ॥ આરાધી બીજે ભવ પામ્યા, જુગલતણો અવતારરે ॥ ૧ ॥ સેવો સમકિત સાચું જાણી, એ સવિ ધર્મની ખાણીરે ॥ નવિ પામે જે અભવ્ય અનાણી, એહવી જિનની વાણીરે ॥ સેવો૦ ॥ ૨ ॥ એ આંકણી ॥ જુગલ ચવિ પેહેલે દેવલોકે, ભવ તિજે સુર થાયરે ॥ ચોથે ભવે વિદ્યાધર કુલે થયા, મહાબલ નામે રાયરે ॥ સેવો૦ ॥ ॥ ૩ ॥ ગુરૂ પાસે દીક્ષા પાલીને, અણુસણ કીધું અંતરે ॥ પાંચમે ભવે બીજે દેવલોકે, લલિતાંગ સુર દીપંતરે ॥ સેવો૦ ॥ ૪ ॥ દેવચવી છઠે ભવે રાજા, વજ્રજંઘ એણે નામેરે ॥ તીહાંથી સાતમે ભવે અવતરીઆ, જુગલા ધર્મશું ઠામેરે ॥ સેવો૦ ॥ ૫ ॥ પૂર્ણ આયુ કરી આઠમે ભવે, સુધર્મ દેવલોક દેવરે ॥ દેવ તણી ઋદ્ધિ બહુલી પામ્યા, દેવતણા વળી ભોગરે ॥ સેવો૦ ॥ ૬ ॥ મુનિભવ જિવાનંદ નવમે ભવે, વૈદ ચવી થયો દેવરે ॥ સાધુની વૈયાવચ્ચ કરી, દિક્ષા લઈ પામે સ્વયમેવરે ॥ સેવો૦ ॥ ૭ ॥ વેદ જીવ દસમે ભવે સ્વર્ગે, બારમેં સુર હોયરે ॥ તિહાંકણે આયુ ભોગવી પુરૂં, બાવીસ સાગર જોયરે ॥ સેવો૦ ॥ ૮ ॥ અગીઆરમેં ભવે દેવ ચવીને, ચક્રી હુઓ વજ્રનાભરે ॥ દીક્ષા લઈ વીસ સ્થાનક સાધી, ॥ લીધો જિનપદ લાભરે ॥ સેવો૦ ॥ ૯ ॥ ચોદ લાખ પૂર્વની દીક્ષા, પાલી નિર્મળ ભાવેરે ॥ સર્વાર્થ સિદ્ધ અવતરીયા, બારમે ભવ આયરે ॥ સેવો૦ ॥ ॥ ૧૦ ॥ તેત્રીસ સાગર આયુ પ્રમાણે, સુખ ભોગવે તિહાં દેવરે ॥ તેરમા ભવ કેરો હવેહું, ચરિત્ર કહું સંખેવરે ॥ સેવો૦ ॥ ૧૧ ॥

॥ ઢાલ ॥ ૨ ॥ વાડી ફૂલી અતિ ભલી મનભમરારે ॥ એ દેશી ॥

॥ જંબુદ્વીપ સોહામણું ॥ મન મોહનારે ॥ લાખ જોજન પરિમાણ ॥ લાલ મન મોહનારે ॥ દક્ષિણ ભરત ભલું તિહાં ॥ મન મોહનારે ॥ અનુપમ ધર્મનું ઠામ ॥ લાલ મન મોહનારે ॥ ૧ ॥ નયરી વિનિતા જાણીએ ॥ મન૦ ॥ સ્વર્ગપુરી અવતાર ॥ લાલ૦ ॥ નાભીરાય કુલગર તિહાં ॥ મન૦ ॥ મરૂદેવી તસ નારિ ॥ લાલ૦ ॥ પ્રીતિ ભક્તિ પાલે સદા ॥ મન૦ ॥ પીયુશું પ્રેમ અપાર ॥ લાલ૦ ॥ સુખ વિલસે સંસારનાં ॥ મન૦ ॥ સુરપેરે સી ભરથાર ॥ લાલ૦ ॥ ૩ ॥ એક દિન સુતી માલીયે ॥ મન૦ ॥ મરૂદેવી સુપવિત્ર ॥ લાલ૦ ॥ ચોથ અંધારી અષાડની ॥ મન૦ ॥ ઉત્તરાષાઢા નક્ષત્ર ॥ લાલ૦ ॥ ૪ ॥ તેત્રીસ સાગર આઉખે ॥ મન૦ ॥ ભોગવી અનુપમ સુખ ॥ લાલ૦ ॥ સર્વાર્થ સિદ્ધથી ચવી ॥ મન૦ ॥ સુર અવતરીઓ કુખ ॥ લાલ૦ ॥ ૫ ॥ ચઉદ સુપન દીઠાં તીસે ॥ મન૦ ॥ રાણી મધ્યમ રાત ॥ લાલ૦ ॥ જઈ કહે નિજ કંતને ॥ મન૦ ॥ સુપન તણો સવિ વાત ॥ લાલ ॥ ૬ ॥ કંથ કહે નિજ નારને ॥ મન૦ ॥ સુપન અર્થ વિચાર ॥ લાલ૦ ॥ કુલદીપક ત્રિભુવન પતિ ॥ મન૦ ॥ પુત્ર હોશે સુખ કાર ॥ લાલ૦ ॥ ૭ ॥ સુપન અર્થ પીઉથી સુણી ॥ મન૦ ॥ મન હરખ્યાં મરૂદેવ ॥ લાલ૦ ॥ સુખે કરી પ્રતિપાલના ॥ મન૦ ॥ ગર્ભ તણી નિત મેવ ॥ લાલ૦ ॥ ૮ ॥ નવ મસવાડા ઉપરે ॥ મન૦ ॥ દિન હુવા સાઢાસાત ॥ લાલ૦ ॥ ચૈત્ર વદ આઠમ દીને ॥ મન૦ ॥ ઉત્તરાષાઢા વિખ્યાત ॥ લાલ૦ ॥૯॥ મઝીમ રયણીને સમે ॥ મન૦ ॥ જન્મ્યો પુત્ર રતન ॥ લાલ૦ ॥ જન્મ મહોચ્છવ તવ કરે ॥ મન૦ ॥ દિશીકુમરી છપ્પન ॥ લાલ૦ ॥૧૦॥

॥ ઢાલ ॥ ૩ ॥ દેશી હમચડીની ॥

॥ આસન કંપ્યું ઇંદ્રતણુંરે, અવધિજ્ઞાને જાણિ ॥ જિનનો જન્મ મહોચ્છવ તવ કરવા, આવે ઇંદ્ર ઇંદ્રાણીરે ॥ હમચડી ॥૧॥ સુર પરિવારે પરવર્યારે, મેરૂ શિખર લઈ જાય ॥ પ્રભુને નમણ કરીને પૂજી, પ્રણમી બહુ ગુણગાયરે ॥ હમચડી ॥ ૨ ॥ આણી માતા પાસે મેહેલી સુર સુરલોકે પહુંતા ॥ દીન દીન વાધે ચંદ્ર તણી પરે, દેખી હરખે માતારે ॥ હમચડી । ૩ ॥ વૃષભ તણું લંછન પ્રભુ ચરણે, માત પિતાએ દેખી ॥ સુપન માંહે વલી વૃષભ જે પેહેલા, દીઠો ઉજ્વલ પેખીરે ॥ હમચડી૦ । ૪ ॥ તેહુથી માત પિતાએ દીધું, ઋષભ કુમાર ગુણ ગેહ ॥ પાંચસે ધનુષ પ્રમાણે ઉંચી, સોવન વરણી દેહરે ॥ હમચડી૦ ॥ ૫ ॥ વીસ પુર્વ લખ કુમાર પણેરે, રહીયા પ્રભુ ઘરવાસે ॥ સુમંગલા સુનંદા કુંવારી, પરણ્યા દોય ઉલાસેરે ॥ હમચડી૦ ॥ ૬ ॥ ત્યાશી લાખ પૂર્વ ઘરવાસે, વસીય ઋષભ જિણંદ ॥ ભરતાદિક સુત શત હુઆરે, પુત્રી દોય સુખ કંદરે ॥ હમચડી૦ ॥ ૭ ॥ તવ લોકાંતિક સુર આવીનેરે, કહે પ્રભુ તીર્થ થાપો ॥ દાન સંવચ્છરી દેઈ દિક્ષા, સમય જાણી પ્રભુ આણીરે ॥ હમચડી૦ ॥ ૮ ॥ દીક્ષા મહોચ્છવ કરવા આવે, સપરિવાર સુરિંદો ॥ શિબિકા નામે સુદર્શના, આગલ ઠવે નરીંદરે ॥ હમચડી૦ ॥ ૯ ॥

॥ ઢાલ ॥ ૪ ॥ ॥ રાગ મારૂ । એ દેશી ॥

॥ ચૈત્રવદી આઠમ દીનેરે, ઉત્તરાષાઢારે ચંદ ॥ શિબિકાયે બેસી ગયારે, સિદ્ધારથ વનચંદો ॥ ૧ ॥ ઋષભ સંયમ લીયે ॥ એ આંકણી ॥ અશોક તરૂતલે આવીનેરે, ચઉ મુઠી લોચ કીધ ॥ ચાર સહસ વડ રાજવીરે, સાથે ચારિત્ર લીધરે ॥ ઋ૦ ॥ ૨ ॥

ત્યાંથી વિચર્યા જિનપતિરે, સાધુતણે પરિવાર ॥ ઘરઘર ફરતાં ગૌ-ચરીરે, મહીઅલ કરે વિહારરે ॥ ઋ૦ ॥ ૩ ॥ ફરતાં તપ કરતાં થકાંરે, વરસ દિવસ હુઆ જામ ॥ ગજપુર નયર પધારીયારે, દીઠા શ્રેયાંસે તામરે ॥ ઋ૦ ॥ ૪ ॥ વરસી પારણું જિન જઇરે, શેલડી રસ તિહાં કીધ ॥ શ્રેયાંસે દાન દેઇનેરે, કર્મ કર્યા ચકચુરરે ॥ પુ-રિમતાલપુર આવીનેરે, વીચરતાં બહુ ગુણ પુર્યારે ॥ઋ૦॥૬॥

॥ ઢાલ ॥ ૫ ॥ કપુર હોવે અતિ ઉજલોરે ॥ એ દેશી ॥

॥ સમવસરણ દેવે મલીરે, રચિયું અતિહિ ઉદાર ॥ સિં-હાસન બેશી કરીરે, દીએ દેશના જિન સાર ॥ ચતુરનર૦ ॥૧ ॥ કીજે ધર્મ સદાઈ, જિમ તુમ શિવસુખ થાય ॥ ચતુરનર ॥ કીજે૦ ॥ બારે પરખદા આગલેરે, કહે ધર્મ ચ્યારે પ્રકાર ॥ અમૃત સમ દે-શના સુણીરે, પ્રતિ બોધ્યા નરનાર ॥ ચતુરનર૦ ॥ ૨ ॥ ભરત તણા સુત પાંચસેરે, પુત્રી સાતસેં જાણ ॥ દિક્ષા લીયે જિનજી કનેરે, વૈરાગે મન આણ ॥ ચતુરનર૦ ॥ ૩ ॥ પુંડરીક પ્રમુખ થયારે, ચો-રાસી ગણધાર ॥ સહસ ચોરાસી તિમ મલીરે, સાધુ તણો પરિવા-ર ॥ ચતુરનર૦ ॥ ૪ ॥ બ્રાહ્મી પ્રમુખ વલી સાહુણીરે, ત્રણ લાખ સુવિચાર ॥ પાંચ સહસ ત્રણ લાખ ભલારે, શ્રાવક સમકિત્ ધાર ॥ ચતુરનર૦ ॥ ૫ ॥ ચોપન સહ પંચ લાખ કહીરે, શ્રાવિકા શુદ્ધ આચાર ॥ ઈમ ચઉવિહ સંઘ થાપીનેરે, ઋષભ કરે વિહાર ॥ ચતુ-ર૦ ॥ ॥ ૬ ॥ ચારિત્ર એક લખ પુર્વનુરે, પાંલ્યું ઋષભ જિણંદ ॥ ધર્મ તણે ઉપદેશથીરે, તાર્યા ભવિજન વૃંદ ॥ ચતુરનર૦ ॥ ૭ ॥ મોક્ષ સમય જાણી કરીરે, અષ્ટાપદ ગિરિ આવ ॥ સાધુ સહસ દશસું તિહાંરે, અણસણુ કીધું ભાવ ॥ ચતુરનર૦ ॥ ૮ ॥ મહા-

વદી તેરસ દીનેરે, અભિ નક્ષત્ર ચંદ્ર યોગ ॥ મુક્તિ પહોત્યા ઋ-ષભજીરે, અનંત સુખ સંજોગ ॥ ચતુરનર૦ ॥ ૯ ॥

---

ક ઢાલ ॥ ૬ । રાગ ધનાશ્રી ॥ કડખાની ॥ એ દેશી ॥

તું જયો તું જયો ઋષભ જિન તું જયો, અલજયો હું તુમ દરસન કરવા ॥ મેહેર કરો ધણી, વિનવું તુમ ભણી, અવર ન કોઈ ધણીજ ઉધરવા ॥ તુજ૦ ॥ ૧ ॥ જગમાંહે મેહુને મોર જિમ પ્ર તડી, પ્રીતડી જેહવી ચંદ્ર ચકોર ॥ પ્રીતડી રામ લક્ષ્મણુ તણી જેહવી, રાત દિન નામ ધ્યાઉં દરસ તોરૂા ॥ તુજ૦ ॥ ૨ ॥ શિતલ સુંરતરૂ તણી તીહાં છાંયડી, સિતલો ચંદ ચંદન ઘસારો ॥ શીતલું કેલ કપુર જિમ શિતલું, સીતલો તિમ મુઝ મુખ તમારો ॥ તુજ૦ ॥ ૩ ॥ મીઠડો શેલડી રસ જિમ જાણીએ, ખટરસ દ્રાખ મીઠી વખાણી ॥ મીઠડિ આંબલા શાખતિમ તુમ તણી, મિઠડિ મુજમન તિમ તુમ વાણી ॥ તુજ૦ ॥ ૪ ॥ તુમ તણા ગુણુ તણો પારહું નવિ લહુ, એક જીભે કેમ મેં કહીજે ॥ તાર મુજ તાત સંસાર સાગર થકી, રંગશું શીવરમણી વરીજે ॥તુ૦॥૫॥

॥ કલશ ॥ ઈમ ઋષભ સ્વામી, મુક્તિગામી ચરણુ નામી શીરએ ॥ મરૂદેવી નંદન સુખ નંદન, પ્રથમ જિન જગદીશએ ॥ મનરંગ આણી, સુખવાણી, ગાઇઓ જગ હિતકરૂ ॥ કવિરાય લબ્ધિ નિજ સુસેવક પ્રેમ વિજય આનંદ વરો ॥ ઇતિ શ્રી રૂષભ સ્વામીના તેર ભવનું સ્તવન ॥

---

# ॥ अथ श्री मल्लीनाथनुं स्तवन. ॥

॥ દુહા ॥ નવપદ સમરી ધનશ્રદ્ધે, વલી ગૌતમ ગણધાર ॥ સરસ્વતી માત ચિત્ત ધરૂં, વાધે વચન ઉદાર ॥ ૧ ॥ મલ્લીનાથ ઓગણીસમા; જિનવર જગમાં જેહ ॥ ગુણ ગાઈશું તેહના, સુગણ સુણો ધરી નેહ ॥ ૨ ॥ કિણ દેઠી કિણ નગરમેં, કવણ પિતા કુણ માત ॥ પાંચ કલ્યાણક પરગડા, વિગત કરી કહું વાત ॥૩॥

॥ ઢાલ ॥ ૧ ॥ રામચંદકે બાગમે ચંપો મોય રેહ્યોરી
॥ એ દેશી ॥

॥ ઇણીહીજ જંબુદ્વીપ, ક્ષેત્ર ભરત સુખકારી ॥ નયરી મિથિલા નાંમ, અલકાને અણુહારિ ॥ ૧ ॥ તિહાં નૃપ કુંભ નરેસર રાય, રાણી પ્રભાવતી નામે ॥ શીયલ ગુણ સમિહિત, જસ પસર્યો ઠામો ઠામે ॥ ૨ ॥ એક દિવસ તે નાર, સુતી સેજ મોઝારિ ॥ દેખી ચૌદે સુપન, તે જાગી તિણિવારે ॥ ૩ ॥ પતિને પહોતી પાસ, સુપન સહું તે કહીયા ॥ નૃપ હરખ્યો મન માંહે, અનુપમ હેતે લહીયા ॥ ૪ ॥ સુપન તણો અનુસાર, પુત્રી હોશે પુન્યવંતી ॥ અરથ સુણીને તેહ, ઘરપોહોતી ગહગહતી ॥ ૫ ॥ કહું પુર્વ ભવ વાત, જિહાંથી ચવી આવ્યા ॥ વીતશોકા નામે નગરી, મહાબલ નામ કહાયા ॥ ૬ ॥ તે મલીયા છએ મિત્ર, સહુ મલી દીક્ષા લીધી ॥ મહાબલ વંચ્યા મિત્ર, તપમે માયા કીધિ ॥ ૭ ॥ સેવ્યાં સ્થાનક વીસ, ગૌત્ર તીર્થંકર બાંધ્યો ॥ સ્ત્રી વેદ ઉદાર, પુન્યમેં પાપએ સાધ્યો ॥ ૮ ॥ અણુસણ કરીય તે વાર, જિન ધર્મશું લય લાઈ ॥ છએ જીવ જયન્તિ વિમાન, સુર પદ્ધી તીહાં પાઈ ॥ ૯ ॥

॥ ઢાલ ॥ ૨ ॥ શ્રી ચંદ્રપ્રભુ પાહુણો રે ॥ એ દેશી ॥

॥ ઈણહીજ જંબુદ્વીપમારે, ભરત ક્ષેત્ર કહેવાયરે ॥ છએ મિત્ર તિહાં જે ઉપનારે, તે સુણજ્યો ચિતલાયરે ॥ ઈણહીજ૦ ॥ ॥ ૧ ॥ પ્રતિબુદ્ધા ઈખ્ખવાગમાંરે, વદછાય અંગરાયરે ॥ શંખ કાશીનો રાજીયોરે, રૂપી કુણાલ કહાયરે ॥ ઈણહીજ ॥ ૨ ॥ આદિત શત્રુ કુરુ દેશમાંરે, જિતશત્રુ પંચાલ કહાયરે ॥ જયંતથી ચવી તે સહુરે, ઈહાં અવતાર લહાયરે ॥ ઈણહીજ૦ ॥ ૩ ॥ મહાબલ જીવ તિહાં થકીરે, પુન્યવંત પ્રધાનરે ॥ ફાગણસુદી ચોથનેરે, ચવિયા શ્રી જયંતવિમાનરે ॥ ઈણ૦ ॥ ૪ ॥ પ્રભાવતી ઉર અવતર્યારે, માસ હુઆ જવ તીનરે ॥ ડોહલો એવો ઉપનોરે, વિણ પૂજ્યા રહે દીનરે ॥ ઇણહીજ૦ ॥ ૫ ॥ જલ થલ ઉપના ફૂલનીરે, સુવું સેજ બિછાયરે ॥ પાંચ વરણ ફૂલ ચંદુઆરે, સુગંધ સરૂપ સહાયરે ॥ ઇણહીજ૦ ॥ ૬ ॥ નવસરો હાર ફૂલાં તણોરે, હું પેહેરૂં મનરંગ ॥ વાણવ્યંતર તે દેવતારે, પુરે તેહ સુગંધરે ॥ ઇણહીજ૦ ॥ ૭ ॥ મૃગસીર શુદી અગીઆરસેરે, જાયી પુત્રી રતનરે ॥ અર્ધ નીશા વીત્યા પછીરે, માતાજી હરખી મનરે ॥ ॥ ઈણહીજ૦ ॥ ૮ ॥

॥ ઢાલ ॥ ૩ ॥ આદર જીવ ક્ષમા ગુણ આદર ॥ એ દેશી ॥

॥ છપન કુમરિ આઇ તિહાં હરખે, જિનવર વંદી પાયજી ॥ જન્મ મહોચ્છવ કરીય જુગતીસું, ગઈ નિજગૃહ મતિ લાયજી ॥ છપન૦ ॥ ૧ ચોસઠ ઈંદ્ર તિહાંકણે આવી, મેરૂશિખર નવરાયજી ॥ ગીત મધુર ધ્વનિ નાટક કરકે, મુકી ગયા નિજ ઠામજી ॥ છપન૦ ॥ ૨ ॥ હવે પ્રભાત થયો કુંભ રાજા. જન્મ મહોચ્છવ કીધજી ॥ દશ ઉઠણ બહુ જન જમાવી, મલ્લિ કુંવરી નામ

દીધજી ॥ છપન૦ ॥ ૩ ॥ એક શત વરસ થયા કેઈ ઉણા, અ· વધિ પ્રયુંજી જ્ઞાનજી ॥ પૂર્વભવ છએ િત્રો કેરા, લહી આલાગ- મને નામજી ॥ છપન૦ ॥ ૪ તે મુજ રૂપે ગોહ્યા સઘલા, આસા એણે ઠામજી ॥ ઇમ જાણી કુંમરીગૃહ માંહે, કનક મૂર્તિ કરી તામજી ॥ છપન૦ ॥ ૫ ॥ મસ્તકે રોજ કવલ એક મુકે, આપ િમે તિણે માંહીજી ॥ દિવસ કેતે તે દુર્ગંધ પ્રગટી, મિત્રો દેખાઇ ઉછાંહીજી ॥ છપન૦ ॥ ૬ ॥ તે દેખી છએ મિત્ર પ્રતિ બોધ્યા, સહૂ ગયા નિજ નિજ ગેહજી ॥ હવે મલ્લી દીક્ષા અવસર જાણી, દે વર્ષીદાન તેહજી ॥ છપન૦ ॥ ૭ ॥

॥ ઢાલ ॥ ૪ ॥ જિન પ્રતિમા હો જિન સારીખી કહી
॥ એ દેશી ॥

॥ મૃગશીર શુદી અગીઆરસે આવીયા, તીનસે નર લઈ સાય ॥ તીનસે નારી હો વલી લીધી દિક્ષા, છોડી સહૂ ઘર આય ॥ મૃગસીર૦ ॥ ૧ ॥ તીણહીજ દિન સંધ્યા સમય થયાં, લહીયે કેવલ રાજ ॥ તત્ક્ષણ સમવસરણ દેવે કીધાં, સીધ્યાં સઘલા કાજ ॥ મૃગ૦ ॥ ૨ ॥ પરખદા બારહ લહી બેઠાં તિહાં, સુણી ધર્મ ધરિ નેહ ॥ તીણ સમે છએ મિત્ર .પણ આવીયા, લઈ દિક્ષા તજી નેહ ॥ મૃગ૦ ॥ ૩ ॥ અઠાવીસ ગણધર થાએ જિનવરને, સાધુ સહસ ચાલીશ ॥ સાધ્વી સહસ પંચાવન જેહને, કરે ધર્મ નિશદીશ ॥ મૃગ૦ ॥ ૪ ॥ સહસ ચોરાસી એક લખ શ્રાવક, શ્રાવકણી લખ તીન ॥ સહસ પાંસઠ છે ઉપર જેહને, તપ જપ કરે નીસ દીન ॥ મૃગ૦ ॥ ૫ ॥ સહસ પંચાવન આયુ પાલીને, ઉપશમ ધરીયે ઉદાર ॥ પરઉપગારી હો શ્રી જિનવરતણો, નામ લીયો નિસ્તાર ॥ મૃગ૦ ॥ ૬ ॥ પાંચસે સાધુ અઢીસેં સાધવી,

લઈ સાથે પરીવાર ॥ સમેતશિખરે જિનવર ચાલીયા, સુમતિ ગુપ્તિ સુવિચાર ॥ મૃગ૦ ॥ ૭ ॥

॥ ઢાલ ॥ ૫ ॥ આજહો પરમારથ પાયો ॥ એ દેશી ॥

॥ મલ્લિહો સમેતશિખર સિધાયા, ગિરિવર દેખી બહુ સુખ પાયા ॥ સદલાં સાધ્યારે મન ભાયા, છોડી સકલ સંસારની માયા મલ્લિ૦ ॥ ૧ ॥ સહૂ જીવનાં પુઢવી પદ પમજ્જણ કીધા, સાધાંરા મન વંછીત સિદ્ધા ॥ મલ્લિ૦ ॥ ડાભ સંથારે સુમન વીધા, ધર્મ શુકલ ધ્યાન સાથે લીધા ॥ મલ્લિ૦ ॥ ૨ ॥ ચોરાસી લખ જીવ ખમાયા, પાપ અઢારે દૂર ગમાયા ॥ સિદ્ધિવધૂ મિલવા ઉમાયા, પડિલેહી છોડી નિજ કાયા ॥ મલ્લિ૦ ॥ ૩ ॥ સાધ્વી અંતર પરખદ રહીયે, બારહ પરખદા સાધુની કહીયે ॥ કાઉસગ્ગ રીને કાયા દહીયે, સિદ્ધ ધ્યાનસું શિવપદ લહીયે ॥ મલ્લિ૦ ॥ ॥ રૂતુ વસંત ફાગણ સુખદાઈ, શુકલપક્ષ બારસ અતિસા સાઈ ॥ અરધી નીશા જીમ ભરણી આઈ, તબ મલ્લિ જિન સુમતિ સીરી પાઈ ॥ મલ્લિ૦ ॥ ૫ ॥ અવિનાશી અવિકાર કહાઈ, પરમ અતીંદ્રિય સુખ લહાઈ ॥ સમાધાન સરવંગ સહાઈ, પરમ રસ સરવંગ સહાઈ ॥ મલ્લિ૦ ॥ ૬ ॥ સિદ્ધ શુદ્ધ અવિરૂદ્ધ એ કહીયે, આદિ ન કોઈ એહનો લહીયે ॥ મૃગશિર સુદ અગીઆરસ આયા, જિન વચને કરી સદહીએ ॥ મલ્લિ૦ ॥ ૭ ॥

॥ કલશ ॥ સંવત સત્તર વરસ છપન, આસો માસ ઉદાર એ ॥ પ્રતિપદા તિથિ શુકલપક્ષે, જેસલમેર મોઝાર એ ॥ પ્રધાન પાઠક શ્રી કુશલ ધીરે, ગુરૂએ સાંનિધ્ય કરી ॥ એ સ્તવન કીધો કુશલ લાભે, ધર્મ માર્ગ મનમેં ધરી ॥ ઇતિ શ્રી મલ્લિનાથજી વૃદ્ધ સ્તવન ॥

—•—

# ॥ अथ श्री नेमनाथजीनुं स्तवन ॥

॥ ઢાલ ॥ ૧ ॥ સરસતી સામિણી પાય નમુંજી, ગાયશું નેમી જિણંદ ॥ સમુદ્રવિજય કુલે ઉપનોજી, પ્રગટ્યો પુનમચંદ ॥ સુણો નર નેમ સમો નહી કોય ॥ સૌરીપુરનો રાજીઓજી, શિવાદેવી સુત સોય ॥ સુણોનર૦ ॥ ૧ ॥ એ આંકણી ॥ ચૌદ સુપન સૂચિત ભલાજી, જનમ્યા નેમિ કુમાર ॥ જોબન વય પ્રભુ આવીયાજી, સકલ લોક શણગાર ॥ સુણો૦ ॥ ૨ ॥ એક દીન આવે મલપતાજી, આયુધશાલા જ્યાંય ॥ શંખ ચક્રને ગદા ભલીજી, સારંગ ધનુષ ત્યાંહુ ॥ સુણો૦ ॥ ૩ ॥ નેમિ ધનુષ ચઢાવીયોજી, ચક્ર ભમાડ્યું ત્યાંહ ॥ ગદા ઉપાડી ફેરવીજી, શંખ લીઓ કરમાંહ ॥ સુણો૦ ॥ ૪ ॥ નેમિ વજાવે શંખનેજી, નાદે ડોલ્યારે ઈંદ્ર ॥ શેષનાગ પાતાલમાંજી, ગગને તારાચંદ્ર ॥ સુણો૦ ॥ ૫ ॥ વનમાં બીન્યા મૃગપતીજી, હંસ સરોવર કંઠ ॥ નારી બીનીકામિનીજી, આલંબી પીયા કંઠ ॥ સુણો૦ ॥ ૬ ॥ શબ્દ સુણ્યો જબ શંખનોજી, કરતો કૃષ્ણ વિચાર ॥ કહે કુણ વયરી ઉપનોજી, રાજ લીયે નિરધાર ॥ સુણો૦ ॥ ૭ ॥ હરિ હેલામાંહે આવિયાજી જ્યાંછે નેમિ કુમાર ॥ મુખથી મીઠું બોલતાંજી, હીયડે રોષ અપાર ॥ સુણો૦ ॥ ૮ ॥ કૃષ્ણ કહે સુણો રાજીયાજી, નેમિ નિરૂપમ નામ ॥ બલ પરીક્ષા ઈહાં કીજીએજી, આછે અનોપમ ઠામ ॥ સુણો૦ ॥ ૯ ॥ કૃષ્ણે કર લંબાવીયોજી, ઝાલી નેમ કુમાર ॥ કણયર કાંબ જિમ વાલીયોજી, ક્ષણ નવ લાગી વાર ॥ સુણો૦ ॥ ૧૦ ॥ કૃષ્ણ કર ધર્યો નેમનોજી, વાલ્યો કિમહી ન જાય ॥ નેમે કૃષ્ણ ધંધોલીઓજી, હરી મન ઝાંખો થાય ॥ સુ૦ ॥ કૃષ્ણ વલ્યા

ઘર આપણેજી, ચિંતે હૃદય મોઝાર ॥ બત્રીસ સહસ અંતેઉરી જી, બોલાવી ઘર નાર ॥ સુણો૦ ॥ ૧૨ ॥ નેમ કુંવર છે લાડકાજી, બંધવ શ્યામ શરીર ॥ વિવાહ તાસ મનાવવાજી, પેહેરો કંચુક ચીર ॥ સુણો૦ ॥ ૧૩ ॥

॥ ઢાલ ॥ ૨ ॥ ટોલે મીલિ સવિ હરની નારી, પ્રમદા પહોતી ગઢ ગીરનારી, ખંડોખલી માંહિ ભરીઉ નીર, ઝીલે પહેરી આછાં ચીર ॥ ૧ ॥ નેમ તણો ઈમ ઝાલી હાથ, હાસ્ય વિનોદ કરતી નેમ સાથ ॥ સોવન સિંગી નીરે ભરી, છાંટે નેમ કુંવરને ફીરી ॥ ૨ ॥ એક મુખ નેમ કુમારનું ધુએ, વદન એક ચીર જઈ લુહે ॥ દેવર મારા સુંદર સાર, પરણો નારી નેમ કુમાર ॥ ૩ ॥ ભોલા દેવર કરો વિચાર, નારી વિના કુણ કરસે સાર ॥ ભોયણ સુયણ ફોફલ પાન, નારી વિના કુણ દેસે માન ॥ ૪ ॥ નારી વિના નર હાંસી હોય, બાર પરૂણો નાવે કોય ॥ સાધુ સાધ્વી શ્રાવક સોય, ભક્તિ કરે જો સ્ત્રી ઘર હોય ॥ ૫ ॥ નેમ કહે સુણો ભાભી વાત, એ પ્રીછું હું સવિ અવદાત ॥ નારી મોહે જે નર પડ્યા, સાતે નરકે તે રવડ્યા ॥ ૬ ॥ એ નારી નવ કેહની હોય, તુ પણ હૃદય વિચારી જોય ॥ સુરનર કિંનર દાનવ જેહ, નારી આપ્યા તેહને છેહ ॥ ૭ ॥ ભોજ મુજ પર દેશી જેહ, શબ્દ વિડંબ્યા નારી તેહ ॥ દીક ધનને જિમ નારી નડયો, રાય ભર્તુહરિ ઈમ રડવડયો ॥ ૮ ॥ બ્રહ્મરાય ઘર ચુલણી જેહ, પોતે પુત્ર મરાવે તેહ ॥ ગૌતમ રૂષિની અહલ્યા નાર, ઈંદ્ર ભોગવે ભુવન મઝાર ॥ ૯ ॥ એ નારીનો જુઓ વિચાર, જોતાં કાંઈ નવ દીસે સાર ॥ સમજ્યા તે નર મુકી ગયા, નવિ સમઝયા તે ખુંચી રહ્યા ॥૧૦॥ અકલ ગઈ નરની વલી એમ, જિહાંથી પ્રગટ્યાં તિહાં બહુ પ્રેમ ॥

ઉત્પત્તિ જોઇ ન તું આપણી, સમજી મુક તે મતી પાપિણી ॥ ૧૧ ॥ માત પિતાને જોગે વલી, શોણી શુક્ર ગયા બહુ મિલી, જગ સઘલો તિહાં જઈ ઉપનો, નાનો મોટો એમ નીપનો ॥૧૨॥ તો તે સાથે શો વલી રંગ, ન કરૂં નારીકેરો સંગ ॥ ભોગ કરંતાં હિંસા બહુ, નરનારી તુમે સુણજ્યો સહૂ ॥ ૧૩ ॥ બે ઇંદ્રિ પંચેદ્રિ જેહ, નવ નવ લાખ કહીજે તેહ ॥ મનુષ્ય અસંખ્ય સંમૂર્છિમ જાણી, ભોગ કરંતાં તેહની હાણ ॥ ૧૪ ॥ ઈસ્યાં વચન જબ નેમે કહ્યાં, અંતેઉર સવિ ઝાંખાં થયાં ॥ કૃષ્ણ રાય પ્રત્યે જઈ કહે, નેમનાથ ગૃહ વાસે નવિ રહે ॥ ૧૫ ॥ ગૌરી ગંધારી લક્ષ્મણા, રૂક્મિણી બોલ કહે તિહાં ઘણા ॥ જંબુવતીને સુસીમા સતી, સત્યભામાને પદ્માવતી ॥ ૧૬ ॥ પટરાણી એ હરિની હશે, દેવર મતી કાંતાહારી ખસે ॥ ઋષભ દેવ સામુ નવિ જોય, જન્મ કુંવારો ન રહ્યો કોય ॥ ૧૭ ॥ ભરતરાય તો પરણ્યો ખરી, ચઉસઠ્ઠિ સહસ જો અંતેઉરી ॥ હવડાં તારો બંધવ ભલો, બત્રીસ સહસ નિરવહે એકલો ॥ ૧૮ ॥ એક થકી થાયે આકલો, પરણાવાને પાછા વલો ॥ ના ના કહેતાં નાવે લાજ, કિમ રહેશે ક્ષત્રીકુલ રાજ ॥ ૧૯ ॥ ઇસ્યાં વચન કહે હરીની નારી, પાસે ઉભા દેવમુરારિ ॥ નેમ ન બોલ્યા મુખથી ફરી, માન્યું માન્યું કહે સુંદરી ॥ ૨૦ ॥

॥ ઢાલ ॥ ૩ ॥ ઉગ્રસેન ઘર બેટડી, મન ભમરારે ॥ નામે રાજુલ નાર, લાલ મન ભમરારે ॥ કૃષ્ણ દેવ તિહાં આવિયા ॥ મન૦ ॥ રાય તણે દરબાર ॥ લાલ મન૦ ॥ ૧ ॥ ઉગ્રસેન ઘણું હરખીયા ॥ મન૦ ॥ ધન્યધન્ય દિન મુજ આજ ॥ લાલ૦ ॥ હરી આવ્યા મુજ આંગણે ॥ મન૦ ॥ તો સરીઆં સવિ મુજ

રાજ ॥ લાલ૦ ॥ ૨ ॥ કૃષ્ણ કહે સુણો રાજીયા ॥ મન૦ ॥ મુજ બંધવ તુજ ધુઅ ॥ લાલ ॥ પ્રેમ ધરી પરણાવીયે ॥મન૦॥ જિમ વાધે બહુ નેહ ॥ લાલ૦ ॥ ૩ ॥ હરી વિવાહ મેલ્રીઓ ॥ મન૦ ॥ નેમ તણો નિરધાર ॥ લાલ૦ ॥ મંડપ ઘાલ્યા બારણે ॥ મન ભમરારે ॥ તોરણ બાંધ્યા સાર ॥ લાલ૦ ॥ ૪ ॥ ખાજાં લાડુ લાપશી ॥ મન૦ ॥ અતિ મોંઢાં પકવાન ॥લાલ૦॥ જમો જલેબી પાતળી ॥ મન૦ ॥ જીમ વાધે નિજવાન ॥લાલ૦॥ ૫ ॥ પેંડા મરકી મને ગમે ॥ મન૦ ॥ તનમની કોહળા પાક ॥ લાલ૦ ॥ ઉપર ભોજન અતિ ભલાં ॥ મન૦ ॥ સુંદર શોભિત શાક ॥ લાલ૦ ॥ ૬ ॥ સજન કુટુંબ સંતોષીયા ॥મન૦॥ નેમ વધાર્યો વાન ॥ લાલ૦ ॥ ખુંપ ભર્યો શિર શોભતો ॥મન૦॥ મુખ ચાવે બહુ પાન ॥ લાલ૦ ॥ ૭ ॥ કાને કુંડલ રયણમઈ ॥ મન૦ ॥ કમર બાંધીરે કમાય ॥ લાલ૦ ॥ ચામર વિંઝે ચિહું દિસે ॥ મન૦ ॥ ગજ ચઢીયા નેમરાય ॥ લાલ૦ ॥ ૮ ॥ ચીર પીતાંબર પામરી ॥ મન૦ ॥ કંઠે કુસુમનો હાર ॥ લાલ૦ ॥ ગજરથ ઘોડા પાલખી ॥ મન૦ ॥ આગલ બહુ અસવાર ॥લાલ૦ ॥ ૯ ॥ છપ્પન કોડિ યાદવ મલ્યા ॥ મન૦ ॥ ચાલી જિનવર જાન ॥ લાલ૦ ॥ કોકિલ કંઠ કામિની ॥ મન૦ ॥ ગોપી કરે તિહાં ગાન ॥ લાલ૦ ॥ ૧૦ ॥ ઢોલ દદામા ગડગડે ॥ મન૦ ॥ પંચ શબ્દ તિહાં સાર ॥ લાલ૦ ॥ તોરણ આવ્યા નેમજી ॥મન॥ સુણીઓ પશુનો પોકાર ॥ લાલ૦ ॥ ૧૧ ॥

॥ ઢાલ૦ ॥ ૪ ॥ હરિણી કહે સુણો કંથ હમારા, હમણાં પ્રાણ હણશે તુમારા ॥ એ આવે જિન નેમ કુમારા, કર કાંઈ તુ આતમ સારા ॥ ૧ ॥ હરણો કહે સહુકો એમ, અતિ અપ-

રાધે મ હણે નેમ ॥ વિણ અવગુણ પ્રભુ કિમે ન મારે, હરણો વચન વદે તિણવારે ॥ ૨ ॥ હું ન કરૂં પરકેરી આશ, જઈ જંગલમાં પુરૂ વાસ ॥ પર્વત પાણી ચરિ ઘાસ, નવી ઠાકુર નહી કહી દાસ ॥ ૩ ॥ વિણ અપરાધે મૃગને મારે, તે નર ભમશે ગતિ જો ચ્યારે ॥ વાત કરે નર પશુઅ પોકારે, શબ્દ સુણીને આપ વિચારે ॥ ૪ ॥ જો પરણું તો પશુ હણાય, મુજ અનુકંપા નાઠી જાય ॥ ભોગ ભોગવી કુણ દુખીયો થાય, નેમનાથ રથ ફેરી જાય ॥ ૫ ॥ વરસ જે દીધું દાન, સહુસ પુરૂષ શું સંયમ ધ્યાન ચોપન દિન છદ્મસ્થા માન, નેમે પામ્યું કેવલ જ્ઞાન ॥ ૬ ॥

॥ ઢાલ ॥ ૫ ॥ રાજીમતી તો પુંઠે જાય, નેમ વિના દુખ સબલો થાય ॥ કહે કંથ મુજ અવગુણી, નીર વિના કિમ રહે પોયણી ॥ ૧ ॥ અષ્ટ ભવંતર આગે નેહ, તો કિમ આપે હમણાં છેહ ॥ સ્વામી કઠિન હૃદય મત કરો, પરણવાને પાછા વલો ॥ ૨ ॥ ઇસ્યાં વચન ભાખે મુખ તિહાં, વાઘ સિંહ બોલે વન માંહે ॥ હીયડે ચિંતે રાજુલ નારી, કીશાં કરમ કીધાં કીરતાર ॥ ૩ ॥ કે મેં જલમાં નાંખ્યા જાલ, કે મેં માય વિછોહ્યાં બાલ ॥ કે મેં સતી ને ચડાવ્યાં આલ, કે મેં ભાખી વિરૂઈ ગાલ ॥ ૪ ॥ કે મેં વન દાવાનલ દીયા, કે મેં પરધન વંચી લીયા ॥ કે મેં શીલ ખંડના કરી, તો મુજને નેમે પરિહરિ ॥ ૫ ॥ ઈરિયાં વચન ભાંખે સુંદરી, નેમ તણે પાસે સંચરી ॥ સ્વામી વચન સુણ્યાં જબ સાર, મનથી ચિંતે અથીર સંસાર ॥ ૬ ॥ રાજેમતી વૈરાગીણી થઈ, હારદોર તિહાં છોડે સહી ॥ કંકણ ચુડી અલગી ઠવી લઈ સંયમને હૂઈ સાધવી ॥ ૭ ॥ સુણી વ્યાખ્યાન વળી એક મને, ત્રુઠ્યો મેઘ ચમકી કામિની ॥ વસ્ત્ર લાગ્યું કાચું નીર, ભીનું

રાજુલ તણું શરીર ॥ ૮ ॥ રેહેનેમ ઉભા છે જિહાં, રાજુલ વસ્ત્ર સુકવતી તિહાં ॥ રેહેનેમી દીઠા સુંદરી, પરવશ પુતાં તન ઇંદરી ॥ ૯ ॥ પ્રગટ થઈ નર બોલ્યો યતિ, ભાભી દુઃખ મ ધરસ્યો રતિ ॥ નેમ ગયો તો મુજને વરો, કામ ભોગ મુજ સાથે કરો ॥ ૧૦ ॥ અંગ વિભૂષણ સવિ આદરો, નગર અસારે પાછા ફરો તુજ કારણ હું મુકું જોગ, જો તું મુજસ્યું વિલસે ભોગ ॥ ૧૧ ॥ એક વચન માનો સુંદરી, આગલ સંજમ લેજો ફરી ॥ કુપ છાંયડી કરપિ જેમ ધન્ન, વિસમે ઠામે ઉગ્યું છે વન ॥ ૧૨ ॥ તેના ફલ જેમ તિહાં વિસમે, તિમ તું યોવન કાં એળે ગમે ॥ રાજુલ કહે સુણ મૂઢ ગત આણ, પશ્ચિમ દીશે ઉગે જો ભાણ ॥ ૧૩ ॥ ચંદ્ર થકી વરસે અંગાર, તોહે ન વાંછું તુજ ભરથાર ॥ પર્વત પાણી પાછાં ચઢે, કાયર સુરા જ્યમ જો વઢે ॥ ૧૪ ॥ પાપ કરીને પામે લીલ, તોએ ન ખંડુ મારૂં શીલ ॥ વમી વસ્તુને શું આદરે, વિષય કાજે કાં દુર્ગતિ ફરે ॥ ૧૫ ॥ રેહેનેમી મન ઝાંખો થયો, હે હે વચન કિસ્યોમેં કહ્યો ॥ ઉત્તમ કુલની ન રહી લાજ, ધિગ્ ધિગ્ તું રે વિરૂઆ કાજ ॥ ૧૬ ॥ આતમ નિંદા કરતો આપ, મુજ ભાઇ પોઢાં લાગ્યાં પાપ ॥ નેમ તણા જે વંદે પાય, લેઈ સંયમને મુક્તિ જાય ॥ ૧૭ ॥ રાજિમતી તિહાં બહુતપ તપે, અરિહંત નામ હૃદયમાં જપે ॥ નેમે તારી ઘરની નાર, રાજુલ મુકી મુગતિ મોઝાર ॥ ૧૮ ॥

॥ ઢાલ ॥ નેમનાથ નિત્ય વંદો બાવીસમારે, વંદોરે નેમનાથ રાજેમતિરે ॥ સંવત સોલ સત સઠિ સંઘ સહુ સાંભલોરે ॥ પોસમાસ સુદ બીજે ગુરૂરે ॥ સ્થંભ નયર માંહે જિન થુણ્યોરે ॥

॥ કલશ ॥ ઇયનેમિ જિનવર, પુણ્ય દિનકર, સકલ ગુણ મણિ

સાગરો ॥ જસ નામ જપતાં કર્મ ખપીએ, છુટીએ ભવ આગરો॥ તપગચ્છ મુનિવર સકલ સુખકર શ્રી વિજયસેન સૂરીસરો ॥ તસ તણો શ્રાવક ઋષભ બોલે, થુણ્યો નેમિ જિણેસરો ॥ ઇતિ શ્રી નેમનાથ સ્તવન સંપૂર્ણ.

---

## ॥ श्री माहावीर स्वामीनुं सत्तावीस भवनुं स्तवन. ॥

॥ મારૂમન મોહ્યુંરે શ્રી સિદ્ધાચલેરે ॥ એ દેશી ॥

॥ પેહેલાને સમરૂં પાસ સંખેશ્વરોરે, વલી શારદ સુખકંદ ॥ નિજ ગુરૂ કેરારે ચરણ કમલ નમુંરે, ગુણસું વીર જીણંદ ॥ ભવિ તમે સુણોરે, સત્તાવીસ ભવ મોટકારે ॥ ૧ ॥ એ આંકણી ॥ નયસાર નામરે અપર વિદેહમાંરે, મહિપતિને આદેશ ॥ કાષ્ટ લેવા નર વન ગયો પરિકરારે, ગિરિગહનને પરદેશ ॥ ભવિ૦ ॥ ૨ ॥ આહાર વેલારે રસવતિ નિપનીરે, દાનરૂચી ચિત્તલાય ॥ અતિથિ જુઓરે ઇણ અવસરેરે, ધરી અંતરથી ભાવ ॥ ભવિ૦ ॥ ૩ ॥ પુણ્ય સંયોગેરે મુનિવર આવિયારે, માર્ગ ભૂલ્યા છે તેહ ॥ નિરખી ચિંતેરે ધન્ય મુજ એ ભાગ્યનેરે, રોમાંચિત થયા દેહ ॥ ભવિ૦ ॥ ૪ ॥ નિરવદ્ય આહાર દેઇને ઇમ કહેરે, નિસ્તારો મુજ સ્વામ ॥ જોગ જાણીને મુનિ દીયે દેશનારે, સમકિત લહ્યો અભિરામ ॥ ભવિ૦ ॥ ૫ ॥ માર્ગ દેખાડી વાંદીને વળ્યારે, સંભરંતો નવકાર ॥ દેવગુરૂ ધર્મ તત્ત્વને આદરીરે, શાસ્વતો સુખ દાતાર ॥ ભવિ૦ ॥ ૬ ॥ પહેલે ભવે ઇમ ધર્મ આરાધીનેરે, સૌધર્મે થયો દેવ ॥ એક પલ્યોપમ આઉખું ભોગવીરે, બીજે ભવ સ્વયમેવ ॥ ભવિ૦ ॥ ૭ ॥ ત્રીજે ભવ ચક્રિભરસરૂરે, તસ હુઆ

મરિચિ કુમાર ॥ પ્રભુ વચનામૃત સાંભલો રંગથીરે, દિક્ષીત થયો અણુગાર ॥ ભવિ૦ ॥ ૮ ॥

॥ ઢાલ ॥ ૨ ॥ ચતુર સનેહી મોહના ॥ એ દેશી ॥

॥ એક દિન ગ્રીષ્મ કાલમાં, વિચરંતો એકાકીરે ॥ અલગો સ્વામી થકી રહે, જ્ઞાનમદે અતિ આકીરે ॥ ત્રીજો ભવ ભવિ સાંભલો ॥ ૧ ॥ ટેક ॥ તપને તપે અતિ આકરો, મેલે મલિન છે દેહરે ॥ શ્રમણ પણું દુક્કર ઘણું, જલવાયે નહીં એહરે ॥ત્રીજો૦ ૨ ॥ ઘર જાવું જુગતું નહીં, એમ ધારીને વિચરીરે ॥ વેશ નવો ત્રિદંડીનો, ચંદન દેહ તે ચરચેરે ॥ ત્રી૦ ॥ ૩ ॥ કર કમલે ગ્રહું દંડને, ભગવું કપડું કરવુંરે ॥ પાયે ઉપાનહ પહેરણું, માથે છત્રને ધરાવુંરે ॥ ત્રી૦ ॥ ૪ ॥ પરિમિત જલસું સ્નાનહો, મુંડ જટા જુટ ધારૂંરે ॥ રાખું જનોઈ સુવર્ણની, પ્રાણી સ્થુલ ન મારૂંરે ॥ ત્રી૦ ॥ ૫ ॥ વેષ કરીને લિંગીનો, ધર્મ કરે વલી સાચોરે વાણી ગુણે પડિબોહતો, જેવો હીરો કાચોરે ॥ ત્રી૦ ॥ ૬ ॥ જાણી દિક્ષા યોગ્યને, આણી મુનિને આપેરે ॥ જણ જણ આગલ રાગથી, સાધુ તણા ગુણ થાપેરે ॥ ત્રી૦ ॥ ૭ ॥ આદિ જિણંદ સમોસર્યા, સાકેતન ઉદ્યાનેરે ॥ ભરતજી વંદન સંચર્યા, વંદ્યા હરખ અમાનેરે ॥ ત્રી૦ ॥ ૮ ॥ ભરતજી વંદન સંચરે, કોઈ અછે તુમ સરખોરે ॥ સ્વામી કહે સુણ રાજીઆ, તુમ સુત મરિચી એ પરખોરે ॥ ત્રી૦ ॥ ૯ ॥ વાસુદેવ પેહેલો હોશે, ચક્રવર્તી અમુકાચેરે ॥ તીર્થપતિ ચોવીસમો, નામે વીર કહાયેરે ॥ ત્રી૦ ॥ ૧૦॥ પુલકિત થઈ પ્રભુ વંદીને, મરિચી નિકટે પહોતોરે ॥ ત્રણ પ્રદક્ષિણા દેઈને, વંદે મન ગહગહતોરે ॥ ત્રી૦ ॥ ૧૧ ॥ ગુણ સ્તવના કરી ઈમ કહે, વંદું છું એહ મરમરે ॥ વાસુદેવ ચક્રી થઈ,

થાવો જિનપતિ ચરમ રે ॥ ત્રી૦ ॥ ૧૨ ॥ જિન વચનામૃત દાખવી, રંગે ઉલટ આણીરે ॥ પ્રણમિ ભરત ઘરે ગયો, મરિચીને ગુણ નિધિ જાણીરે ॥ ત્રી૦ ॥ ૧૩ ॥

॥ ઢાલ ॥ ૩ ॥ નદી જમુનાકે તીર ઉડે દોય પંખીઆં
॥ એ દેશી ॥

॥ મરિચિ ઈમ ચિંતવે, ભરત વચન સુણિ, મુજ સમ અવરન કોય, છે જગમાનું ગુણી, જેટલા લાભ જગતમાં છે તે મેં લહ્યા, અહોશ્રી આદિ જિણંદે તે નિજ મુખથી કહ્યા ॥ ૧ ॥ રત્નાકર મુજ વંશ અનોપમ ગુણયુતા, દાદો જિનમાં મુખ્ય ચક્રીમાં મુજપિતા ॥ અહો ઉત્તમ કુલ મારૂં હું સહું શિરે ॥ ધન ધન મુજ અવતાર હરિમાં હું ધુરે ॥ ૨ ॥ ચક્રવર્તી થઈ ચરમ જિણેસર થાઈશું, કનક કમલ પરે નિજપદ કમલને ઠાયશું ॥ સુરનર કોડા કોડ મલી મુજ પ્રણમશે, પ્રતિહારજ વર આઠસું સમવસરણ થશે ॥ ૩ ॥ મદ કરવાથી નીચ ગોત્ર ઈમ બાંધીઉં, ભવ ભવ નીચ કર્મનું ફલ ઇહાં સાંધીઉં ॥ એક દિન રોગ ઉદયથી મને એમ ચિંતવે, સેવાકારક શિષ્ય કરૂં કોઈક હવે ॥ ૪ ॥ સાર ન પુછે એમુનિ પરિચિત છે ઘણા, ડુંગરા દુરથકી દિસે રળિઆમણા ॥ એવે કપિલ નામે એક નૃપ સુત આવીઓ, તેને મરિચીએ પ્રભુનો ધર્મ સુણાવિયો ॥ ૫ ॥ યોગ્ય જાણી કહે જાઓ મુનિપાંસે તુમે, દિક્ષા લ્યો શુભ ભાવથી કહીએ છીએ અમે ॥ કપિલ કહેવત ધર્મ નથી શું તુમ ગચ્છે, મનથી ચિંતે અજોગ એ મુજ લાયક અછે ॥ ૬ ॥ મરિચી કહે જો કપીલ ઈહાં પણ ધર્મ છે, ચિત્ત રૂચે તિહાં સેવીએ એ હિત મર્મ છે ॥ ઈમ ઉત્સૂત્ર કહ્યાથી સંસાર વધારીયો, સાગર કોડા કોડ અપારા ચોરીયો

॥ ૭ ॥ ચોરાસી લખ પૂર્વનું આયુષ ભોગવી, અંતે અનાલોચિત ત્રીજે ભવથી ચવી ॥ દશ સાગર ભવ ચોથે પંચમ સ્વર્ગથી, ઉપન્યો પંચમ ભવ હવે બ્રાહ્મણ વર્ગમાં ॥ ૮ ॥ એંસી પૂર્વ લખ આઉખે કૌશિક દ્વિજ થયો, ઘૂણ નયરીએ છઠે ભવ ભમતાં ગયો ॥ બહોતેર લખ પુર્વાયુષ્ય દ્વિજ નામથી, અંતે ત્રિદંડી થઈને મુઓ તે અકામથી ॥ ૯ ॥ સાતમે સોહમ ચૈત્યપુરે ભવ આઠમે, અગ્નિદ્યોત દ્વિજ લખ પુર્વાયુ સાઠમે ॥ અંતે ત્રિદંડી થઈને હવે નવમે ભવે, ઈશાને અમૃત સુખ રંગે અનુભવે ॥ ૧૦ ॥

॥ ઢાલ ॥ ૪ ॥ દશરથ પૂર્વદ્વિપનું ભવિકા સિદ્ધગિરિ ધ્યાઓ ॥ એ દેશી ॥

અગ્નિભૂતિ દ્વીજ દસમે આયો, મંદર પુરમાં તેહુ સુહાયો ॥ લાલન તેહ સુહાયો ॥ છપ્પન લખ પૂર્વાયુ ધરતો, અંતે ત્રિદંડીયો થઈને તે ફરતો ॥ લાલન થઈને તે ફરતો ॥ ૧ ॥ ઈગ્યારમે ભવે સનત્કુમાર, બારમે શ્વેતાંબિયે અવતાર ॥ લા૦ ॥ શ્વે૦ ॥ બિભારદ્વીજ અંતે ત્રિદંડી, ચુંઆલીસ લાખ પૂર્વાયુ મંડિ ॥લા૦॥ ॥ પુ૦ ॥ ૨ ॥ તેરમે ભવ થયો માહેંદ્રદેવ, ચૌદમે થાવર બ્રાહ્મણ દેવ ॥ લા૦ ॥ બ્રા૦ ॥ ચોત્રીસ લાખ પુર્વાયુ પાલી, ત્રિદંડીયો થઈ કાયાને ગાળી, ॥ લા૦ ॥ કા૦ ॥ ૩ ॥ પનરમે ભવે પાંચમે સ્વર્ગે, તીહાંથી ચવી ભમિયો ભવ વરગે ॥ લા૦ ॥ ભ૦ ॥ સોલમે ભવે વિશ્વભૂતિ નામે, ક્ષત્રીય સૂત ઉપન્યો તે સકામે ॥લા૦॥ ॥ ઉ૦ ॥ ૪ ॥ વિશાખભૂતિ ધારણીનો જાયો, સંભૂતિસાધુયે તેહ વંદાયો ॥ લા૦ ॥ તે૦ ॥ સહુસ વરસ જિણ ચરણ આરાધિ, તપસ્વી થયો અતિ વીરમિ ઉપાધિ ॥ લા૦ ॥ વી૦ ॥ ૫ ॥ એક

દિન મથુરામાં ગોચરી ચાલ્યો, વરજાત્રા જતાં ભાઇયે ભાલ્યો ॥ લા૦ ॥ ભા૦ ॥ એહવે એક ગાયે તસ માર્યો, ભૂમિ પડ્યો અતિ ક્રોધે ધાર્યો ॥ લા૦ ॥ ક્રો૦ ॥ ૬ ॥ તે જોતાં ગૌ ગગને ભમાડી, એમ નિજ ભુજ બલ તેહને દેખાડિ ॥ લા૦ ॥ તે૦ ॥ અણસણ સાથે નિયાણું કીધું, તપ સાટે બલ માગીને લીધુ ॥લા૦ ॥ મા૦ ॥ ૭ ॥ કોડ વરસનું જીવિત સારિ, સત્તરમે શુક્ર સ્વર્ગે અવતારિ ॥ લા૦ ॥ સ૦ ॥ અઢારમે ભવ પુત્રીનો કામી, પ્રજા-પતિ પોતનપુર સ્વામી ॥ લા૦ ॥ પુ૦ ॥ ૮ ॥ મૃગપતિ રાણીયે કુખે ધરિયો, સાત સુપન સૂચિત અવતરીયો ॥ લા૦ ॥ સૂ૦ ॥ બાલપણે જેણે સિંહને હણીયો, ત્રિપૃષ્ટ નારાયણ કરી સુણીયો ॥ લા૦ ॥ ના૦ ॥ ૯ ॥ ત્રણસેં સાઠ સંગ્રામ તે કીધો, સજ્યા પાલકને દુ:ખ દીધો ॥ લા૦ ॥ પા૦ ॥ લાખ ચોરાસી વરસનું આય, ભોગવી સાતમી નરકે તે જાય ॥ લા૦ ॥ ન૦ ॥ ૧૦ ॥ ઓગણીસમે ભવે દુ:ખ અતિવેદી, વીસમે ભવ હુઓ ભવ સિંહ સખેદી ॥ લા૦ ॥ સિં૦ ॥ ચોથી નરકમેં ભવ એકવીસમે બહુ ભવ, ભમતાં હવે બાવીસમે ॥ લા૦ ॥ હ૦ ॥ કોઈ શુભયોગે નરભવ પાયો, ત્રેવીસમે ભવ ચક્રી ગવાયો ॥ લા૦ ॥ ચ૦ ॥ ધનંજય ધારણીનો તે બેટો, મુકા નગરીયે ભુજબલ તેજો ॥લા૦॥ ભુ૦ ॥ ૧૨ ॥ ખટ ખંડ પૃથ્વીમાં આણ મનાવી, ચૌદ રત્ન નિધિ સંપદ પાઈ ॥ લા૦ ॥ સં૦ ॥ પોટિલાચાર્ય ગુરૂ તિહાં-વાંદી, દીક્ષા આદરી મનથી આનંદી ॥ લા૦ ॥ મ૦ ॥ ૧૩ ॥ ચોરાસી લાખ પૂર્વ પ્રમાણ, આયુ પાળી હવે ચોવીસમે જાણ ॥ ॥ લા૦ ॥ ચો૦ ॥ મહાશુક્રે હુવો અમર ઉમંગે, અમૃત સુખ ભોગવે રંગે ॥ લા૦ ॥ ભો૦ ॥ ૧૪ ॥

॥ ઢાલ ॥ ૫ ॥ દશરથ પૂરવ વર દિપતું ॥ એ દેશી ॥

॥ આ ભરતે છત્રિકા પુરી, પચવીસમે ભવે આયાજી ॥ ભદ્રા જિતશત્રુ નૃપ કુલે, નન્દન નામ સુહાયાજી ॥ ત્રોટક ॥ નામ નંદન ત્રિજગ વંદન, પોટિલાચારજ કન્હે ॥ ગ્રહી ચરણ દમતો કરણ, વિચરે મૃગપતિ જિમ વને ॥ ૧ ॥ તીહાં માસખમણે, વીસ સ્થાનક, તપ તપી દુઃકર પણે ॥ પદ બાંધિયું ઈહાં તીર્થંકરનું, ભાવથી આદર ઘણે ॥ ચાલ ॥ અભિગ્રહી માસખમણ કીયાં, જાવજીવ વિહુરંતોજી ॥ ઉલસિત ભાવે તપ તપી, કીધો કરમનો અંતોજી ॥ ૨ ॥ ત્રોટક ॥ ભવ અંત કીધો કાજ સિધ્યો તાસ સંખ્યા હું કહું, અગીઆર લાખને સહસ એંસી, છસેં પીસ્તાલીસ લહું ॥ દીન પાંચ ઉપર અધિક જાણો, લાખ પચવીસ સહસનું ॥ આઉખું પાલી ભ્રમણ ટાલી, કામ કીધું મરહનું ॥૩॥ ॥ ચાલ ॥ અણુસણ માસ સંલેખણા, કરી બધતે પરિણામેજી ॥ સવિ જગજંતુ ખમાવીને, ચવિયો તીહાંથી સકામેજી ॥ ૪ ॥ ॥ ત્રોટક ॥ ચવિયો સકામે સ્વર્ગ દશમે વીસ સાગરે સુર હુઓ તીહાં વિવિધ સુર સુખ ભોગવે, ખટ વીસમો ભવ એ જુઓ ॥ મરિચી ભવે એ કર્મ બાંધ્યું, તે હજી ખુટયું નહીં, ચરિમ સત્તાવીસમે ભવ ઉદય આવ્યું તે સહી ॥ ૫ ॥ ચાલ ॥ ઋષભદત્ત બ્રાહ્મણ વસે, વર માહણ કુંડ ગામજી, તસ ઘરણી ગુણ ગોરડી, દેવાનંદા ઈતિ નામેજી ॥ ૬ ॥ ત્રોટક૦ ॥ દેવાનંદા કુખે આયા ચૌદ સુપના નિસિ લહે ॥ તબ ઇંદ્ર અવધિએ જોઈને હરણીગમેષીને કહે ॥ નગર ક્ષત્રીય કુંડગામે સિદ્ધારથ છે નરપતિ ॥ તસ પટ્ટરાણી તેહ ખાણી નામે ત્રિશલા ગુણવતી ॥ ૬ ॥ ચાલ ॥ તીહાં જઈ ગર્ભને પાલટો એ, તુમને છે આદેશજી ॥ કોઈ કાલે

એમ નવી બન્યું, દ્વિજ કુલ હોય જિનેશજી ॥ ૭ ॥ ત્રોટક ॥
દ્વિજ કુલે ન હોય જિનપતિ વલી, એહ અચરિજની કથા લવ-
ણુમાં જિમ અમૃત લહરિ મરૂમાં સુરતરૂ યથા ॥ એમ ઇંદ્રવયણાં
સાંભળી પહોંચી તીહાં પ્રણમે પ્રભુ, બહુ ગર્ભ પલટી રંગભરથી
જઈ વહે નીજ વિભુ ॥ ૯ ॥

॥ ઢાલ ॥ ૬ ॥ હાંરે કાંઈ જોબનીયાનો ચટકો દહાડા
ચ્યાર જો ॥ એ દેશી ॥

॥ હારે મારે એસી દીન ઈમ વસીને દ્વિજ ઘરમાંહિજી,
ત્રીશલા કુંખે ત્રિભુવન નાયક આવિયા રે ॥ લોલ ॥ હાંરે મારે
તેહજ રાતે ચૌદ સુપન લહે માતજો, સુપન પાઠક તેડીને અર્થ
સુણાવિયારે લોલ ॥ ૧ ॥ હાંરે મારે ગર્ભ સ્થિતી પૂર્ણ થયે જ-
ન્મ્યા સ્વામીજો, નારક સ્થાવર જનના સુખને ભાવતારે લોલ ॥૨॥
હાંરે મારે સૂતિ કર્મને કરતી ધરતી હર્ષજો, અમરિરે ગુણ સમરી
જિનપદ પાવતીરે લોલ ॥ ૨ ॥ હાંરે મારે સોહમ ઇંદ્રાદિકનો
ઓચ્છવ હુંતજો, સિદ્ધારથ પણ તિમ વલી મન મોટે કરેરે લોલ
હાંરે મારે નામ ઠવ્યું શ્રી વર્દ્ધમાન સુકુમારજો, દિન દિન વાધે
પ્રભુજી કલ્પતરૂપરે લોલ ॥ ૩ ॥ હાંરે મારે દેવે અભિધા દિધું
શ્રી મહાવીરજો, જોવન વય વલી સંઠવે નવ નવ ભોગનેરે લોલ
॥ હાંરે મારે ઈમ કરતાં માત પિતા ગયાં સ્વર્ગ મોઝારજો, લોકાં-
તિક તબ આવી કરે ઉપયોગનેરે લોલ ॥ ૪ ॥ હાંરે મારે વર-
સીદાન દઈને સંજમ લીધજો, પરિસહને ઉપસર્ગ સહ્યા પ્રભુએ
ઘણારે લોલ ॥ હાંરે મારે લાખ વરસ તપસી પૂર્વ ભવ નાથજો,
તો પણ આ ભવ તપની રાખી નહીં મણારે લોલ ॥ ૫ ॥ હાંરે
મારે બે ખટમાસી તેમાં પણ દિન ઉણજો, નવ ચઉમાસી બે ત્ર-

ચુમાસીને લહુરે લોલ ॥ હાંરે મારે બે અઢીમાસી ખટ બે માસી જાણજો, દોય માસી દોય માસ માસ ખમણ બારે કહુંરે લોલ ॥ ૬ ॥ હાંરે મારે બોતેર પાસ ખમણ વલી અઠમ બારજો, દોયસત ઓગણત્રીસ એ છઠ તપને ભણુરે લોલ ॥ હાંરે મારે આદિ પ્રભુ તપ તપીયા તે વિણું નીરજો, ત્રણસેં ગુણ પંચાસ એ પારણે દિન ગણુંરે લોલ ॥ ૭ ॥ હાંરે મારે તિમ અપ્રતિ બંધી બેઠા નહીં ભગવંતજો, બાર વરસમાં નિદ્રા બે ઘડીની કરીરે લોલ ॥ હાંરે મારે તેમ નિરમલ ધ્યાને ધાતિકર્મ ખપાયજો, દર્શન જ્ઞાન વિલસી કેવલને વરીરે લોલ ॥ ૮ ॥ હાંરે મારે પ્રભુ કેવલ પામ્યા રજુવાલિકા તીરજો, આવેરે વિચરંતાં ચિત્ત ઉમંગથીરે લોલ ॥ હાંરે મારે અતિ ઉલસે થઈને સુરનર કોડા કોડજો, જિન વચનામૃત સુણવા આવે રંગથીરે લોલ ॥ ૯ ॥

॥ ઢાલ ॥ ૭ ॥ દેશી હુમિરિયાની ગીતની છે ॥

॥ મહુસેન વનમાં સમોસર્યા, જગનાયક જિનચંદ સુજ્ઞાની ॥ સમવસરણ રચના કરી, પ્રણમેં ચોસઠ ઇંદ્ર સુજ્ઞાની ॥ વીર જીણંદને વંદીએ ॥ ૧ ॥ એ આંકણી ॥ પ્રતિહારજ વર આઠસું, શોભે પ્રભુનો દેદાર ॥ સુજ્ઞાની ॥ દીઠા ધ્વનિ દેવે દેશના, સાંભલે પરખદા બાર ॥ સુજ્ઞાની ॥ વી૦ ॥ ૨ ॥ ઇંદ્રભૂતિ દ્વિજ પ્રમુખને, ગણધર થાપે ઇગ્યાર ॥ સુજ્ઞાની ॥ દર્સણ નાણ ચરણ ખરા, ચૌદ સહસ અણગાર ॥ સુજ્ઞાની ॥ વીર૦ ॥ ૩ ॥ છત્રીસ સહસ સુસાહુણી, ચારસેં વાદિ પ્રમાણ ॥ સુજ્ઞાની ॥ વૈક્રિય લબ્ધિને કેવલી, સાતસેં સાતસેં જાણ ॥ સુજ્ઞાની ॥ વીર૦ ॥ ૪ ॥ ઓહી નાણીધર તેરસે, મનઃ પર્યવશત પંચ ॥ સુજ્ઞાની ॥ વીર૦ ॥૫॥ દોઢ લાખ નવ સહસ છે, શ્રમણોપાસક સાર ॥ સુજ્ઞાની ॥ શ્રા-

વિકા વળી ત્રણુ લાખને, ઉપર સહસ અઢાર ॥ સુજ્ઞાની ॥ વીર૦ ॥ ૬ ॥ ચઉવિધ સંઘની સ્થાપના કરતા ફિરતા નાથ ॥સુજ્ઞાની॥ ભવિક કમલ પડિબોહતા, મેલતા શિવપુર સાથ ॥ સુજ્ઞાની ॥ ॥ વીર૦ ॥ ૭ ॥ પુત સપુત ન એહવા, જગમાં દીસે કોય ॥ સુજ્ઞાની ॥ બ્યાસી દીન કુખે વસ્યા, એ ઉપકારને જોય ॥સુજ્ઞાની॥ ॥ વીર૦ ॥ ૮ શિવપુર તેહને પઠાવીયા, બ્રાહ્મણ બ્રાહ્મણી દોય ॥ સુજ્ઞાની ॥ જગવત્સલ જિન વંદતાં, હિયડું હરખીત હોય ॥સુજ્ઞાની ॥ વીર૦ ॥ ૯ ॥ ત્રીસ વરસ ગૃહવાસના, ભોગવી ભોગ ઉદાર ॥ સુજ્ઞાની ॥ છદ્મસ્થાન વસ્યા સહિ, બારસાધિક વર્ષ ધાર ॥ સુજ્ઞાની વીર૦ ॥ ૧૦ ॥ ત્રીસ વરસ જીણે અનુભવ્યો, કેવલ લીલવિલાસ ॥ સુજ્ઞાની ॥ પૂર્ણ આઉખું પાલીને, બોતેર વરસનું ખાસ ॥ સુજ્ઞાની ॥ વીર૦ ॥ ૧૧ ॥ દિવાલી દીન શિવ વર્યા, છોડી સયલ જંજાલ ॥ સુજ્ઞાની ॥ સહજાનંદી સુખ લહ્યું, આતમ શક્તિ અજુઆલ ॥ સુજ્ઞાની ॥ વીર૦ ॥ ૧૨ ॥ ભૂત ભાવિ વર્ત્તમાનના, સુર સુખ લેઈ અશેષ ॥ સુજ્ઞાની ॥ નભપ્રદે શઠવે કરી, કીજે વર્ગ વિશેષ ॥ સુજ્ઞાની ॥ વીર૦ ॥ ૧૩ ॥ ઈણીપરે વર્ગ અનંતના, કરીયે સહુ સમુદાય ॥ સુજ્ઞાની ॥ અવ્યાબાધિત સુખતણો, અંશ ન એક લખાય ॥ સુજ્ઞાની ॥ વીર૦ ॥ ૧૪ ॥ નિજગુણ ભોગી ભોગવે, સાદિ અનંતો કાલ ॥ સુજ્ઞાની ॥ નિજ સત્તાને વિલસતા, નિશ્ચય નય સંભાલ ॥ સુજ્ઞાની ॥ વીર૦ ॥ ॥ ૧૫ ॥ ઈમ અમૃત પદને વરી, બેઠા થઈ નિશંક ॥ સુજ્ઞાની ॥ વર્દ્ધમાન ભાવેકરી, વંદે નિત નિત રંગ ॥સુજ્ઞાની॥ વીર૦॥ ૧૬ ॥

॥ કલશ ॥ ઇમ વીર જિનવર સયલ સુખકર દુરિત સૂખહ જિમ મણી, યુગ બાણુ વસુ શશી માન વરસે, સંથુણ્યો ત્રિભુવન

ધણી ॥ સગવીસ ભવનું સ્તવન ભવિયણ, સાંભળી જે સદહે ॥ તે ઋદ્ધિ વૃદ્ધિ સુ સિદ્ધિ સઘલે, સદા રંગ વિજયલહે ॥ ઇતિ શ્રી સત્તાતીસ ભવનું વીર જિન સ્તવન સંપૂર્ણ ॥

---

# ॥ શ્રી મહાવીરસ્વામીનું પંચકલ્યાણકનું-ત્રણ ઢાળનું સ્તવન ॥

॥ દુહા શાસન નાયક શિવકરણ, વંદુવીર જિણંદ ॥ પંચ કલ્યાણક જેહના, ગાશું ધરી આણંદ ॥ ૧ ॥ સુણતાં થુણતાં પ્રભુ તણા, ગુણ ગીરૂઆ એકવાર ॥ ઋદ્ધિ વૃદ્ધિ સુખ સંપદા, સફલ હુએ અવતાર ॥ ૨ ॥

॥ ઢાલ ॥ ૧ ॥ બાપડી સુણ જીભલડી ॥ એ દેશી ॥

॥ સાંભળજ્યો સસ્નેહી સયણાં, પ્રભુના ચરિત્ર ઉલ્લાસે ॥ જે સાંભળશે પ્રભુ ગુણ જેહના, સમકિત નિર્મળ થાશેરે ॥ સાં૦ ॥ ॥ ૧ ॥ જંબુદ્વીપે દક્ષિણ ભરતે, માહણ કુંડ ગામે ॥ ઋષભદત્ત બ્રાહ્મણ તસ નારી, દેવાનંદા નામેરે ॥ સાં૦ ॥ ૨ ॥ આષાઢસુદી છઠે પ્રભુજી, પુષ્પોત્તરથી ચવિયા ॥ ઉત્તરા ફાલ્ગુની યોગે આવી, તસ કુખે અવતરીયારે ॥ સાં૦ ॥ ૩ ॥ તિણ રયણી સા દેવાનંદા, સુપન ગજાદિક નિરખે ॥ પ્રભાતે સુણી કંથ ઋષભદત્ત, હિયડા-માંહી હરખેરે ॥ સાં૦ ॥ ૪ ॥ ભાંખે ભોગ અર્થ સુખ હોસ્યે, હોસ્યે પુત્ર સુજાણ ॥ તે નિસુણી સા દેવાનંદા, કીધું વચન પ્ર-માણરે ॥ સાં૦ ॥ ૫ ॥ ભોગ ભલા ભોગવતા વિચરે, એ હવે અચરિજ હોવે ॥ સતક્રુત જીવ સુરેસર હરખ્યો, અવધિ પ્રભુને જોવેરે ॥ સાં૦ ॥ ૬ ॥ કરી વંદનને ઇંદ્ર સન્મુખ, સાત આઠ

પગ આવે ॥ શક્રસ્તવ વિધિ સહિત ભણીને, સિંહાસન સોહાવેરે ॥ સાં૦ ॥ ૭ ॥ સંશય પડિઓ એમ વિમાસે, જિનચક્રી હરી-રામ ॥ તુચ્છ દરિદ્ર માહણકુલ નાવે, ઉગ્રભોગ વિણ ધામેરે ॥ ॥ સાં૦ ॥ ૮ ॥ અંતિમ જિન માહણ કુલ આવ્યા, એહ અછેરૂ કહીએ ॥ ઉત્સર્પિણી અવસર્પિણી અનંતી, જાતાં એહવું લહીએરે ॥ સાં૦ ॥ ૯ ઈણ અવસર્પિણી દસ અછેરાં, થયાં તે કહીએ તેહ ગર્ભ હરણ ગોસાલા ઉપસર્ગ, નિષ્ફલ દેશના જેહરે ॥ સાં૦ ॥ ॥ ૧૦ ॥ મૂલ વિમાને રવિ શશી આવ્યા, ચમરાનો ઉત્પાત ॥ એ શ્રીવીરજિણેસર વારે, ઉપના પંચ વિખ્યાતરે ॥ સાં૦ ॥૧૧॥ સ્ત્રી તીર્થ મલ્લિજિનવારે, શીતલને હરિવંશ ॥ ઋષભને અષ્ઠોત્ત-રસો સીધા ॥ સુવિધિ અંસજતી સંસરે ॥ સાં૦ ॥ ૧૨ ॥ શંખ શબ્દ મીલીયા હરિ હરસ્યું, નેમીસરને વારે ॥ તીમ પ્રભુ નીચ કુલે અવતરીયા, સુરપતિ એમ વિચારેરે ॥ સાં૦ ॥ ૧૩ ॥

॥ ઢાલ ॥ ૨ ॥ નદી યમુનાકે તીર ॥ એ દેશી ॥

॥ ભવ સત્તાવીસ સ્થુલમાંહિ ત્રીજે ભવે, મરીચી કીયો કુ-લનો મદ ભરત યદા સ્તવે ॥ નીચ ગોત્ર કરમ તિહાં બાંધ્યું તે વતી ॥ અવતરીયા માહણ કુલ અંતીમ જિનપતી ॥ ૧ ॥ અતિ અઘટતું એહ થયું થાશે નહીં, જે પ્રસવે જિન ચક્રી નીચકુલે નહીં ॥ ઈહાં મારો આચાર ધરૂં ઉત્તમ કુલે, હરણીગમેષી દેવ તેડાવે એટલે ॥ ૨ ॥ કહે માહણકુંડ નયરે જઈ ઉચિત કરો, દેવાનંદા કુખેથી પ્રભુને સંહરો ॥ નયર ક્ષત્રીયકુંડ રાય સિદ્ધારથ ગેહિની, ત્રિશલા નામે ધરો પ્રભુ કુખે તેહની ॥ ૩ ॥ ત્રીશલા ગર્ભ લઈને ધરો માહણી ઉરે, બ્યાસી રાત વસીને કહ્યું તીમ સુ-રકરે ॥ માહણી દેખે સુપન જાણે ત્રીશલા હર્યા, ત્રીશલા સુપન

લહે તવ ચોદ અલંકર્યા ॥ ૪ ॥ હાથી વૃષભ સિંહ લક્ષ્મી માલા સુંદરૂં, શશી રવિ ધ્વજ કુંભ પદ્મ સરોવર સાગરૂં ॥ દેવ વિમાન રયણ પુંજ અગ્નિ વિમલે, એહવે દેખે ત્રિશલા એહ કે પીઉને વિનવે ॥ ૫ ॥ હરખ્યો રાય સુપન પાઠક તેડાવિયા, રાજભોગ સુતફલ સુણી તેહ વધાવિયા ॥ ત્રિશલારાણી વિધિસ્યું ગર્ભસુખે હવે, માય તણે હિત હેત કે પ્રભુ નિશ્ચલ રહે ॥ ૬ ॥ માય ધરે દુઃખ જોર વિલાપ ઘણું કરે, કહે મેં કીધાં પાપ અઘોર ભવાંતરે ॥ ગર્ભ હર્યો મુજ કેણ હવે કેમ પામીએ, દુખનો કારણ જાણી વિચાર્યું સ્વામીયે ॥ ૭ ॥ અહો અહો મોહ વિટંબણ જાલમ જગતમે, અણદીઠે દુઃખ એવડો ઉપાયો પલકમેં ॥ તામ અભિગ્રહ ધારે પ્રભુ તે કહું, માત પિતા જીવતાં સંયમ નવિ ગ્રહું ॥ ૮ ॥ કરૂણા આણી અંગ હલાવ્યું જિનપતિ, બોલી ત્રિશલા માત હિયે ઘણું હિસતી ॥ અહો મુજ જાગ્યાં ભાગ્ય ગર્ભ મુજ સલસલ્યો, સેવ્યો શ્રી જિનધર્મ કે સુરતરૂ જિમ ફલ્યો ॥ ૯ ॥ સખીય કહે શીખામણ સ્વામીની સાંભલો, હળવે હળવે બોલો હસો રંગે ચલો ઈમ આનંદે વિચરંતા ડોહલા પુરતે, નવ મહિનાને સાડાસાત દિવસ થતે ॥ ૧૦ ॥ ચૈત્ર તણી સુદ તેરસ નક્ષત્ર ઉત્તરા, જોગે જન્મ્યા વીર કે તવ વીકસી ધરા ॥ ત્રિભુવન થયો ઉદ્યોત કે રંગ વધામણાં, સોના રૂપાની વૃષ્ટિ કરે ઘેર સુર ઘણા ॥ ૧૧ ॥ આવી છપ્પન કુમારી કે ઓચ્છવ પ્રભુ તણે, ચલ્યુંરે સિંહાસન ઈંદ્રકે ઘંટારણ ઝણે ॥ મળી સુરની કોડ કે સુરવર આવીયો, પંચ રૂપ કરી પ્રભુને સુરગિરિ લાવીઓ ॥ ૧૨ ॥ એક કોડ સાઠ લાખ કલશ જલશું ભર્યા, કિમ સેહેસ્યે લઘુ વીર કે ઈંદ્ર સંશય ધર્યા ॥ પ્રભુ અંગુઠે મેરૂ ચાંપ્યો અતિ ઘડ ઘડે, ગડગડે પૃથ્વી લોક જ-

ગતના લડથડે ॥ ૧૩ ॥ અનંત બળી પ્રભુ જાણી ઇંદ્રે ખમાવિઓ ચાર વૃષભનાં રૂપ કરી જલ નામીઓ ॥ પૂજી અરચી પ્રભુને માય પાસ ધરે, ધરી અંગુઠે અમૃત ગયા નંદીશ્વરે ॥ ૧૪ ॥

॥ ઢાલ ॥ ૩ ॥ દેશી હમચડીની ॥

॥ કરી મહોચ્છવ સિદ્ધારથ ભૂપ, નામ ધરે વર્ધમાન ॥ દીન દીન વાધે પ્રભુ સુરતરૂ જિમ, રૂપ કલા અસમાન રે ॥ હમચડી ॥ ૧ ॥ એક દિન પ્રભુજી રમવા કારણ, પુર બાહિર જબ જાવે ॥ ઇંદ્ર મુખે પ્રશંસા સુણી તિહાં, મિથ્યાત્વી સુર આવેરે ॥ હમચડી ॥ ૨ ॥ અહિ રૂપે વિટાણો તરૂસ્યું, પ્રભુ નાંખ્યો ઉછાલી ॥ સાત તાડનું રૂપ કર્યું તબ, મુઠે નાંખ્યો વાલી રે ॥ હમચડી ॥ ૩ ॥ પાયે લાગીને તે સુર ખામે, નામ ધરે મહાવીર ॥ જેવો ઇંદ્રે વખાણ્યો સ્વામી, તેવો સાહસ ધીરરે ॥ હમચડી ॥ ૪ ॥ માત પીતા નિશાળે મુકે, આઠ વરસના જાણી ॥ ઇંદ્રતણા તિહાં સંશય ટાળ્યા, નવ વ્યાકરણ વખાણીરે ॥ હમચડી ॥ ૫ ॥ અનુક્રમે યૌવન પામ્યા પ્રભુજી, વર્યા યશોદા રાણી ॥ અઠ્ઠાવીશે વરસે પ્રભુનાં, માત પિતા નિર્વાણીરે ॥ હમચડી ॥ ૬ ॥ દોય વરસ ભાઇને આગ્રહ, પ્રભુ ઘરવાસે વસીયા ॥ ધર્મ પંથ દેખાડો ઇમ કહે, લોકાંતિક ઉલ્લસીયારે ॥ હમચડી ॥ ૭ ॥ એક કોડ આઠ લાખ સોનઇયા, દીન દીન પ્રભુજી આપે ॥ ઇમ સંવચ્છરી દાન દઇને, જગનાં દારિદ્રય કાપેરે ॥ હમચડી ॥ ૮ ॥ છાંડયાં રાજ અંતેઉર પ્રભુજી, ભાઇએ અનુમતિ દીધી ॥ મૃગશીર વદ દશમી ઉત્તરાયે, વીરે દીક્ષા લીધીરે ॥ હમચડી ॥ ૯ ॥ ચઉનાણી તિણુ દીનથી પ્રભુજી, વરસ દિવસ ઝાઝેરે ॥ ચિવર અર્ધ બ્રાંહ્મણને દીધું, ખંડ ખંડ બે કેરી રે ॥ હમચડી ॥ ૧૦ ॥

ઘોર પરિસહ સાઢા બારે, વરસ જે જે સહીયા ॥ ઘોર અભિગ્રહ જે જે ધરિયા, તે નવિ જાયે કહીયારે ॥ હુમચડી ॥ ૧૧ ॥ સૂલપાણીને સંગમદેવે, ચંડકોસી ગોસાલે ॥ દીધું દુખને પાયસ રાંધી, પગ ઉપર ગોવાલેરે ॥ હુમચડી ॥ ૧૨ ॥ કાને ગોપે ખીલા માર્યા, કાઢતાં મુકી રાઢી ॥ જે સાંભલતાં ત્રિભુવન કંપ્યાં, પર્વત શિલા ફાટીરે ॥ હુમચડી ॥ ૧૩ ॥ તે તેં દુષ્ટ સહું ઉધરીયા, પ્રભુજી પર ઉપગારી ॥ અડદ તણા બાકુલા લઈને, ચંદન બાલા તારીરે ॥ હુમચડી ॥ ૧૪ ॥ દોય છ માસી નવ ચઉ માસી, અઢી માસી ત્રણમાસી ॥ દોઢ માસી બે બે કીધાં છકીધાં બે માસીરે ॥ હુમચડી ॥ ૧૫ ॥ બાર માસને પખ બોહોતેર, છઠ બસેં ઓગણીત્રીસ વખાણું ॥ બાર અઠમ ભદ્રાદિ પ્રતિમા, દીન દોઈ ચાર દશ જાણુંરે ॥ હુમચડી ॥ ૧૬ ॥ ઈમ તપ કીધાં બારે વરસે, વીણ પાણી ઉલ્લાસે ॥ તેમાં પારણાં પ્રભુજીએ કીધાં, ત્રણસેં ઓગણપચાસરે ॥ હુમચડી ॥ ૧૭ ॥ કર્મ ખપાવી વૈસાખમાસે, સુદ દશમી સુભ જાણ ॥ ઉત્તરા યોગ શાલિવૃક્ષ તલે, પામ્યા કેવલ નાણરે ॥ હુમચડી ॥ ૧૮ ઇંદ્રભૂતિ આદિ પ્રતિબોધ્યા, ગણધર પદવી દીધી ॥ સાધુ સાધવી શ્રાવક શ્રાવિકા, સંઘ સ્થાપના કીધીરે ॥ હુમચડી ॥ ૧૯ ॥ ચઉદ સહસ અણગાર સાધવી, સ, હસ છત્રીસ કહીજે ॥ એક લાખને સહસ ગુણ સઠિ, શ્રાવક શુદ્ધ કહીજેરે ॥ હુમચડી ॥ ૨૦ ॥ તીન લાખ અઠાર સહસ વલી, શ્રાવિકા સંખ્યા જાણી ॥ ત્રણસેં ચૌદ પૂર્વધારી, તેરસેં ઓહી નાણીરે ॥ હુમચડી ॥ ૨૧ ॥ સાત સયાં તે કેવલનાણી, લબ્ધિધારી પણ તેતા ॥ વિપુલ મતિયા પાંચસેં કહીયા, ચારસેં વાદી જિત્યારે ॥ હુમચડી ॥ ૨૨ ॥ સાતસેં અંતેવાસી સીધ્યા, સાધવી

ચૌદસેં સાર ॥ દીન દીન તેજ સવાયે દીપે એ, પ્રભુજીનો પરિવારરે ॥ હુમચડી ॥ ૨૩ ॥ ત્રીસ વરસ ઘરવાસે વસીયા, બાર બાર વરસ છદ્મસ્થે ॥ તીસ વરસ કેવલ બેંતાલીસ, વરસ સમણા મધેરે ॥ હુમચડી ॥ ૨૪ ॥ વરસ બહોતેર કેરૂ આયુ, વીર જિણંદનું જાણો ॥ દીવાલી દીન સ્વાતી નક્ષેત્ર, પ્રભુજીનો નિરવાણરે ॥ હુમચડી ॥ ૨૫ ॥ પંચકલ્યાણક એમ વખાણ્યા, પ્રભુજીના ઉલ્લાસે ॥ સંઘ તણે આગ્રહ હરખ ભરીને, સુરત રહી ચોમાસુંરે ॥ હુમચડી ॥ ૨૬ ॥

॥ કલશ ॥ ઈમ ચરમ જિનવર, સયલ સુખકર, થુણ્યો અતિ ઉલટ ધરી ॥ અષાડ ઉજ્વલ પંચમી દિન, સંવત શત ત્રીહોતરે ॥ ભાદ્રવા શુદ પડવા તણે દીન, રવિવારે ઉલટ ભરો ॥ વિમલ વિજય ઉવઝાય પયકજ, ભ્રમર સમ શુભ શીષ્ય એ ॥ રામવિજય જિનવર નામે, લહે અધિક જગીસએ ॥ ૨૭ ॥ ઇતિ શ્રી વીર જિન સ્તવન ॥

---

## ॥ अथ श्री दान शीयल तप भावनुं चोढालीयुं ॥

॥ દુહા ॥ પ્રથમ જિણેસર પાયનમી, પામી સુગુરૂ પ્રસાદ ॥ દાનશીયલ તપ ભાવના, બોલીશ હું સંવાદ ॥ ૧ ॥ વીર જિણંદ સમોસર્યા, રાજ ગ્રહી ઉદ્યાન ॥ સમવસરણ દેવે રચ્યું, બેઠા શ્રી વર્દ્ધમાન ॥ ૨ ॥ બેઠી બારે પરખદા, સુણવા જિનવર વાણ ॥ દાન કહે પ્રભુ હું વડો, મુજને પ્રથમ વખાણ ॥ ૩ ॥ સાંભલજો સહુ કો તુમે, કુણ છે મુજ સમાન ॥ અરિહંત દીક્ષા અવસરે, આપે પેહેલું દાન ॥ ૪ ॥ પ્રથમ પોહોર દાતારનો, લીયે સહુ

કોઈ નામ ॥ દીખારિ દેવલ ચઢે, સીઝે વંછીત કામ ॥ ૫ ॥ તીર્થંકરને પારણે, કુણ કરે મુજ હોડ ॥ વૃષ્ટિ કરૂં સોવન તણી, સાઢી બારહ કરોડ ॥ ૬ ॥ હું જગ સઘલો વશ કરૂં, મુજ મોટી છે વાત ॥ કુણ કુણ દાનથકી તર્યા, તે સુણજ્યો અવદાત ॥ ૭ ॥

॥ ઢાલ ॥ ૧ ॥ ધન્ય સાર્થવાહ સાધુને, દીધું ઘૃતનું દાન ॥ લલના ॥ તીર્થંકર પદમેં દીયો, તિણે મુજને અભિમાન ॥ લલના ॥ ૧ ॥ દાન કહે જગ હું વડો, મુજ સરીખો નહિ કોઈ ॥ લલના ॥ ઋદ્ધિ સમૃદ્ધિ સુખ સંપજે, દાને દોલત હોય ॥ લલના ॥ દા૦ ॥ ૨ ॥ સુમુખ નામે ગાથાપતિ, પડિલાભ્યા અણગાર ॥ લલના ॥ કુમાર સુબાહુ સુખલહે, તે તો મુજ ઉપગાર ॥ લલના ॥ દા૦ ॥ ૩ ॥ પાંચસેં મુનિને પારણું, દેતો વોહોરી આણ ॥ લલના ॥ ભરત થયો ચક્રવર્તિ ભલો, તે પણ મુજ ફલ જાણ ॥ લલના ॥ દા૦ ॥ ૪ ॥ માસખમણને પારણે, પડિલાભ્યો ઋષિરાય ॥ લલના ॥ શાલિભદ્ર સુખ ભોગવે, દાન તણો સુપસાય ॥ લલના ॥ દા૦ ॥ ૫ ॥ આપ્યા અડદના બાકલા, ઉત્તમ પાત્ર વિશેષ ॥ લલના ॥ મૂલદેવ રાજા થયો, દાન તણો ફલ દેખ ॥ લલના ॥ દા૦ ॥ ૬ ॥ પ્રથમ જિણેસર પારણે, શ્રીશ્રેયાંસ કુમાર ॥ લલના ॥ શેલડી રસ વોહોરાવીયો, પામ્યો ભવનો પાર ॥ લલના ॥ દા૦ ॥ ૭ ॥ ચંદનબાલા બાકુલા, પડિલાભ્યા મહાવીર ॥ લલના ॥ પંચ દિવ્ય પ્રગટ થયા, સુંદર રૂપ શરીર ॥ લલના ॥ દા૦ ॥ ૮ ॥ પૂર્વ ભવ પારેવડું, શરણે રાખ્યું સુર ॥ લલના ॥ તીર્થંકર ચક્રવર્તી પણે, પ્રગટ્યો પુણ્ય પડુર ॥ લલના ॥ દા૦ ॥ ૯ ॥ ગજ ભવે સસલો રાખીયો, કરૂણા કીધી સાર ॥ લલના ॥ શ્રેણીકને ઘરે અવતર્યો, અંગજ મેઘકુમાર

॥ લલના ॥ દા૦ ॥ ૧૦ ॥ ઈમ અનેકમેં ઉદ્ધર્યા, કહેતાં નાવે પાર ॥ લલના ॥ સમય સુંદર પ્રભુ વીરજી, પેહેલો મુજ અધિકાર ॥ લલના ॥ દા૦ ॥ ૧૧ ॥ ॥

॥ દુહા ॥ શિયલ કહે સુણુ દાનતું, કીશું કરે અહંકાર ॥ આડંબર આઠે પહોર, યાચકશું વ્યવહાર ॥ ૧ ॥ અંતરાય વલી તાહરે, ભોગ કર્મ સંસાર ॥ જિનવર કર નીચો કરે, તુજને પડ્યો ધિક્કાર ॥ ૨ ॥ ગર્વ મ કરરે દાન તું, મુજપુઠે સહું કોય ॥ ચાકર ચાલે આગલે, તો શું રાજા હોય ॥ ૩ ॥ જિન મંદિર સોના તણું, નવું નિપાવે કોય ॥ સોવન કોડિ દાન દે, શિયલ સમો નહિ કોય ॥ ૪ ॥ શિયલે સંકટ સવિ ટલે, શિયલે સુજસ સૌભાગ્ય ॥ શિયલે સુર સાંનિધ્ય કરે, શિયલે વડો વૈરાગ્ય ॥૫॥ શિયલે સર્પ ન આભડે, શિયલે શીતલ આગ ॥ શિયલે અરિ કરી કેસરી, ભય જાયે સહું ભાગ ॥ ૬ ॥ જન્મ મરણના દુઃખ થકી, મેં છોડાવ્યા અનેક ॥ નામ કહું હવે તેહના, સાંભલજો સુવિવેક ॥ ૭ ॥

॥ ઢાલ ॥ ૨ ॥ પાસ જિણંદ જુહારીએ ॥ એ દેશી ॥

॥ શિયલ કહે જગ હું વડો, મુજ વાત સુણો અતિ મીઠીરે ॥ લાલચ લાવે લોકને, મેં દાન તણી વાત દીઠીરે ॥શિ૦॥ ૧॥ કલહ કારણ જગ જાણીએ, વલી વિરતી નહીં પણ કોઈરે ॥ તે નારદ મેં સિઝવ્યો, મુજ જુઓ એ અધિકાઈરે ॥ શિ૦ ॥૨॥ બાંહે પહેર્યા બેરખા, શંખ રાજાએ દુષણ દીધોરે ॥ કાપ્યા હાથ કલાવતી, પણ મેં નવ પલ્લવ કીધારે ॥ શિ૦ ॥ ૩ ॥ રાવણ ઘર સીતા રહી, રામચંદ્ર ઘર આણીરે ॥ સીતા કલંક ઉતારીયો, મેં પાવક કીધો પાણીરે ॥ શિ૦ ॥ ૪ ॥ ચંપા બાર ઉઘાડીયા, વલી

ચાલણીએ કાઢ્યા નીરોરે ॥ સતી સુભદ્રા જસ થયો, તે મેં તસ કીધી ભીરોરે ॥ શિ૦ ॥ ૫ ॥ રાજા મારણ માંડીયો, રાણી અભયાએ દુષણ દાખ્યોરે ॥ સુલી સિંહાસન મેં કીધું, મેં શેઠ સુદર્શન રાખ્યોરે ॥ શિ૦ ॥ ૬ ॥ શીલ સન્નાહમંત્રાંસરે, આવતાં અરિદલ થંભ્યારે ॥ તિહાં પણ સાંનિધ્ય મેં કરી, વલી ધર્મ કાજ આરંભ્યાંરે ॥ શિ૦ ॥ ૭ ॥ પેરણ ચીર પ્રગટ કીયા, મેં અઠ્ઠોત્તર સો વારરે ॥ પાંડવનારી દ્રોપદી, મેં રાખી મામ ઉદારોરે ॥ શિ૦ ॥ ૮ ॥ બ્રાહ્મી ચંદનબાલીકા, વલી શીયલવંતી દમયંતીરે ॥ ચેડાની સાતે સુતા, રાજીમતિ સુંદર કુંતીરે ॥ શિ૦ ॥ ૯ ઈત્યાદિકમેં ઉધર્યા, નરનારી કેરા વૃંદોરે ॥ સમય સુંદર પ્રભુ વીરજી, પેહેલો મુજ આણંદોરે ॥ શિ૦ ॥ ૧૦ ॥

॥ દુહા ॥ તપ બોલ્યું ત્રટકી કરી, દાને તું અવહીલ ॥ પણ મુજ આગલ તું કીશો, સાંભલરે તું શીલ ॥ ૧ ॥ સરસાં ભોજન તે તજ્યાં, ન ગમે મીઠા નાદ ॥ દેહ તણી શોભા તજી, તુઝમેં કીશ્યો સવાદ ॥ ૨ ॥ નારી થકી ડરતો રહે, કાયર કીસો વખાણ ॥ કુડ કપટ બહુ કેળવી, જીમ તિમ રાખે પ્રાણ ॥ ૩ ॥ કો વિરલો તુજ આદરે, છોડે સહું સંસાર ॥ આપ એક તું ભાંજતાં, બીજા ભાંજે ચાર ॥ ૪ ॥ કર્મ નિકાચિત તોડવું, ભાંજુ ભવ ભડભીમ ॥ અરિહંત મુજને આદરે, વરસ છમાસી સીમ ॥ ૫ ॥ રૂચક નંદીસર પર્વતે, મુજ લબ્ધે મુનિ જાય ॥ ચૈત્ય જુહારે શાશ્વતા, આણંદ અંગ ન માય ॥ ૬ ॥ મોટો જોયણ લાખનો, લઘુ કુંથુ આકાર ॥ હય ગય રથ પાયક તણા, રૂપ કરે અણગાર ॥ ૭ ॥ મુજ કર ફરસે ઉપસમે, કુષ્ટાદિકના રોગ ॥ લબ્ધિ અઠ્ઠાવીસ ઉપજે, ઉત્તમ તપ સંયોગ ॥ ૮ ॥ જે મેં

તાર્યા તે કહું, સુણજ્યો મન ઉલ્લાસ ॥ ચમત્કાર ચિત્ત પામશો દેજો મુજ શાબાસ ॥ ૯ ॥

॥ ઢાલ ॥ ૩ ॥ નણદલની ॥ એ દેશી ॥

॥ દઢ પ્રહારી અતિ પાપીયો, હત્યા કીધી ચારહો ॥ સુંદર ॥ તે મેં તીણ ભવ ઉદ્ધર્યો, મુકયો મોક્ષ મોઝાર હો ॥ સુંદર ॥ ૧ ॥ તપ સરિખું જગ કો નહિ, તપ કરે કર્મનું સુડહો સુંદર ॥ તપ કરવું અતિ દોહિલું, તપ માંહે નહિ કો કુડ હો સુંદર ॥ ત૦ ॥ ૨ ॥ સાત માણુસ નિત મારતો, કરતો પાપ અઘોર હો સુંદર ॥ અર્જુન માલિ મેં ઉદ્ધર્યો, છેદ્યા કર્મ કઠોર હો સુંદર ॥ ત૦ ॥ ૩ ॥ નંદિષેણને મેં કીયો, સ્ત્રી વલ્લભ વસુદેવ હો સુંદર ॥ બોતેર સહસ અંતેઉરી, સુખ ભોગવે નિતમેવ હો સુંદર ॥ ત૦ ॥ ૪ ॥ રૂપ કુરૂપ કાલો ઘણો, હરિકેશી ચંડાલ હો સુંદર ॥ સુરનર કોડ સેવા કરે, તે મેં કીધી ચાલ હો સુંદર ॥ ત૦ ॥ ૫ ॥ વિષ્ણુકુમાર લબ્ધિએ કીયો, લાખ જોજનનો રૂપ હો સુંદર ॥ શ્રી સંઘ કેરે કારણે, એ મુજ શક્તિ અનુપ હો સુંદર ॥ ત૦ ॥ ૬ ॥ અષ્ટાપદ ગૌતમ ચઢ્યા, વાંદ્યા જિન ચોવીસ હો સુંદર ॥ તાપસ પણ પ્રતિ બુઝવ્યા, તિણે મુજ અધિક જગીસ હો સુંદર ॥ ત૦ ॥ ૭ ॥ ચૌદ સહસ અણગારમેં, શ્રી ધન્નો અણગાર હો સુંદર ॥ વીર જિણંદ વખાણીયો, એ પણ મુજ અધિકાર હો સુંદર ॥ ત૦ ॥ ૮ ॥ કૃષ્ણ નરેસર આગળે, દુઃક્કરકારક [illegible] હો સુંદર ॥ ઢંઢણ નેમિ પ્રશંસીયો, મુજ મહિમા સવિ તેહ હો સુંદર ॥ ત૦ ॥ ૯ ॥ નંદિષેણ વહોરણ ગયો. ગણિકા કીધી હાસ્ય હો સુંદર ॥ વૃષ્ટિ કરી સોવન્ન તણી, મેં તસ પુરી આશ હો સુંદર ॥ ત૦ ॥ ૧૦ ॥ ઈમ બલભદ્ર પ્રમુખ બહુ,

તાર્યા તપસ્વી જીવ હો સુંદર ॥ સમય સુંદર પ્રભુ વીરજી, પહેલો મુજ પ્રસ્તાવ હો સુંદર ॥ ત૦ ॥ ૧૧ ॥

॥ દુહા ॥ ભાવ કહે તપ તું કીસ્યું, છેડ્યો કરે પૂર્વ કોડિ તપ જો તપે, ક્ષણમેં એરૂ થાય ॥ ૧ ॥ ખંધક આચારજ પ્રતે, મેં વાળ્યો સવિ દેશ ॥ અશુભ નિયાણું તું કરે, ક્ષમા નહીં લવલેશ ॥ ૨ ॥ દ્વેપાયન ઋષિ દુહવ્યો, સાંબ પ્રદ્યુમ્નને સાહિ ॥ તે તપ ક્રોધે કરી તીહા, દીધો દ્વારિકા દાહ ॥૩॥ દાન શિયલ તપ સાંભળો, મ કરો ઝુઠ ગુમાન ॥ લોક સઉકો સાખ દે, ધર્મે ભાવ પ્રધાન ॥ ૪ ॥ આપ નપુંસક છો ત્રણે, ધ્યે વ્યાકરણતે સાખ ॥ કામ સરે નહીં કોઈનું, ભાવ ભણે મુજ પાખ ॥ ૫ ॥ રસવિણ કનક ન નીપજે, જલવિણ નહીં તરૂ વૃદ્ધિ રસવતી રસ નહીં લવણ વિના, તિમ મુજ વિણ નહીં સિદ્ધિ ॥ ૬ ॥ મંત્ર યંત્ર મણિ ઓષધી, દેવ ધર્મ ગુરૂ સેવ ॥ ભાવ વિના તે સવિ વૃથા, ભાવ ફલે નિત્યમેવ ॥ ૭ ॥ દાન શિયલ તપ જે તુમે, નિજ નિજ કહ્યાં વૃત્તાન્ત ॥ તીહાં જો ભાવ નવિ હોત તો, કોઈ સિદ્ધિ નવિ હુંત ॥ ૮ ॥ ભાવ કહે મેં એકલે, તાર્યા બહુ નર નાર ॥ સાવધાન થઈ સાંભલો, નામ કહું નિરધાર ॥ ૯ ॥

॥ ઢાલ ॥ ૪ ॥ કપુર હોવે અતિ ઉજલુંરે ॥ એ દેશી ॥

॥ કાનનમે કાઉસગ રહ્યારે, પ્રસન્નચંદ્ર ઋષિરાય ॥ તે મેં કીધો કેવલીરે, તત્ક્ષણ કર્મ ખપાય ॥ ૧ ॥ સોભાગી સુંદર ભાવ વડો સંસાર, એતો બીજો મુજ પરિવાર ॥ સો૦ ॥ દાનાદિક વિણ એકલોરે, પહોચાડું ભવ પાર ॥ સો૦ ॥ ૨ ॥ વંશ ઉપર ચઢી ખેલતોરે, ઈલાચી પુત્ર અપાર ॥ કેવલજ્ઞાની મેં કી-

ચોરે, પ્રતિબોધ્યો પરિવાર ॥ સો૦ ॥ ૩ ॥ ભુખ તૃષા ખમી અતી ઘણીરે, કરતો કૂર આહાર ॥ કેવલ મહિમા સુર કરેરે, કૂરગડુ અણગાર ॥ સો૦ ॥ ૪ ॥ લાભથી લોભ વધે ઘણોરે, આણ્યો મન વૈરાગ્ય ॥ કપિલ થયો તે મુનિ કેવલીરે, તે મુજને સૌભાગ્ય ॥ સો૦ ॥ ૫ ॥ અર્નિકા સુત ગચ્છનો ધણીરે, ક્ષીણ જંઘા વલી જાણ ॥ કીધો અંતગડ કેવલીરે, ગંગાજલ ગુણખાણ ॥ સો૦ ॥ ૬ ॥ પન્નરસેં તાપસ ભણીરે, દીધી ગૌતમેં દીક્ષ ॥ તત્ક્ષણ કીધા કેવલીરે, જો મુજ માની શીખ ॥ સો૦ ॥ ૭ ॥ પાલક પાપીએ પીલીઆરે, ખંધક સૂરિના શિષ્ય ॥ જન્મ મરણથી છોડવ્યારે, આપે મુજ આશીષ સો૦ ॥ ૮ ॥ ચંદરૂદ્ર નિશિ ચાલતાંરે, દીધા દંડ પ્રહાર ॥ નવ દિક્ષિત થયો કેવલીરે, તે ગુરૂ પણ તેણીવાર ॥ સો૦ ॥ ધન રથ કારક સાધુનેરે, પડિલાભ્યો ઉલ્લાસ ॥ મૃગલો ભાવના ભાવતાંરે, પોહતો સ્વર્ગ આવાસ ॥સો૦॥ ૧૦ ॥ નિજ અપરાધ ખમાવતીરે, મુકયો મનથી માન ॥ મૃગાવતીને મેં દીયોરે, નિર્મલ કેવલ જ્ઞાન ॥ સો૦ ॥ ૧૧ ॥ મરૂદેવી ગજ ઉપરેરે, પેખી પુત્રની ઋદ્ધિ ॥ મુજને મનમાંહે ધર્યોરે, તત્ક્ષણ પામી સિદ્ધિ ॥ સો૦ ॥ ૧૨ ॥ વીર વંદણ ચલ્યો મારગેરે, ચાંપ્યો ચપલ તુરંગ ॥ દર્દુર નામે દેવતારે, તેહ થયો મુજ સંગ ॥ સો૦ ॥ ૧૩ ॥ પ્રભુ પાય પૂજણ નિસરીરે, દુર્ગલા નામે નાર ॥ કાલધર્મ વીચમાં કરીરે, પોહોચી સ્વર્ગ મોઝાર ॥સો૦॥ ૧૪ ॥ કાયાની શોભા કારમીરે, રૂપ કીસ્યો અભિમાન, ભરત અરિસા ભુવનમાંરે, પામ્યા કેવલજ્ઞાન ॥ સો૦ ॥ ૧૫ ॥ અષાડભૂતિ કલાનિલોરે, પ્રગટ્યો ભરત સ્વરૂપ ॥ નાટક કરતાં પામીયોરે કેવલ જ્ઞાન અનુપ ॥ સો૦ ॥ ૧૬ ॥ દિક્ષા દિન કાઉસ્સગ્ગે રહ્યોરે,

ગજસુકુમાલ મસાણુ ॥ સોમિલ શિષ્ય પ્રજાલિયોરે, સિદ્ધિ ગયો શુભ જાણુ ॥ સો૦ ॥ ૧૭ ॥ ગુણસાગર થયો કેવલીરે, સાંભલી પૃથ્વીચંદ ॥ પોતે કેવલ પામીયોરે, સેવા કરે સુર ઈંદ્ર ॥ સો૦ ॥ ૧૮ ॥ એમ અનેક મેં ઉદ્ધર્યારે, મૂક્યા શિવપુર વાસ ॥ સમય સુંદર પ્રભુ વીરજીરે, મુજને પ્રથમ પ્રકાશ ॥ સો૦ ॥ ૧૯ ॥

॥ દુહા ॥ વીર કહે તુમે સાંભલો, દાન શિયલ તપ ભાવ ॥ નિંદા છે અતિ પાપીણી, ધર્મ કર્મ પ્રસ્તાવ ॥ ૧ ॥ પરનિંદા કરતાં થકાં, પાપે પીંડ ભરાય ॥ વેઢ રાઢ વાધે ઘણો, દુર્ગતિ આણી જાય ॥ ૨ ॥ નિંદક સરીખો પાપીયો, ભુંડો કોઈ ન દીઠ વલી ચંડાલ સમો કહ્યો, નિંદક મૂર્ખ અદીઠ ॥ ૩ ॥ આપ પ્રશંસા આપણી, કરતા ઇંદ્ર નરિંદ્ર ॥ લઘુતા પામે લોકમાં, નાસે નિજ ગુણ વૃંદ ॥ ૪ ॥ કો કહેનિમ કરો તુમે, નિંદાને અહંકાર આપ આપણે ઠામે રહો, સહૂકો ભલો સંસાર ॥ ૫ ॥ તો પણ અધિકો ભાવ છે, એકાકી સુસમર્થ્ય ॥ દાન શિયલ તપ ત્રણ ભલા, ભાવ વિના અકયત્થ ॥ ૬ ॥ અંજન આંખે આંજતાં, અધિકી આણી રેખ ॥ રજમાંહે તજ કાઢતાં, અધિકો ભાવ વિશેષ ॥ ૭ ॥ ભગવંત હુઠ ભંજન ભણી, ચારે સરીખા ગણુંત ॥ ચ્યાર કરી મુખ આપણાં, ચતુર્વિધ ધર્મ કહંત ॥ ૮ ॥

॥ ઢાલ ॥ ૫ ॥ પ્રશ્નોત્તર પૂછે પિતારે ॥ એ દેશી ॥

॥ વીર જિણેસર ઇમ ભણેરે, બેઠા પરખદા બાર ॥ ધર્મ કરો તુમે પ્રાણીયારે, જિમ પામો ભવ પારરે ॥ ધર્મ હૈયે ધરો ॥ ૧ ॥ ધર્મના ચાર પ્રકારરે ॥ ભવિયણ સાંભલો ॥ ધર્મ મુક્તિ સુખકારોરે ॥ધ૦ ॥ એ આંકણી ॥ ધર્મ થકી ધન સંપજેરે, ધર્મથી શિવસુખ હોય ॥ ધર્મ થકી આરતિ ટલેરે, ધર્મ સમો

નહીં કોયરે ॥ ધ૦ ॥ ૨ ॥ દુર્ગતિ પડતાં પ્રાણીયારે, રાખે શ્રી જિન ધર્મ ॥ કુટુંબ સહુકો કારમોરે, મત ભુલો ભવ ભર્મરે ॥ ધ૦ ॥ ૩ ॥ જીવ જીકે સુખીયો થયોરે, વલી હોસે છેહ જેહ તે જિનવરના ધર્મથીરે, મત કોઈકરો સંદેહરે ॥ ધ૦ ॥ ૪ ॥ સોલસે છાસઠમે સમેરે, સાંગાનેર મઝાર ॥ પદ્મપ્રભુ સુપસાઉલેરે એહ ભણ્યો અધિકારોરે ॥ ધ૦ ॥ ૫ ॥ સોહમ સ્વામી પરંપરારે, ખરતર ગચ્છ કુલચંદ ॥ યુગપ્રધાન જગ પરગડોરે, શ્રી જિનચંદ સુરિંદોરે ॥ ધ૦ ॥ ૬ ॥ તાસ શિષ્ય અતિ દીપતોરે, વિનયવંત જસવંત ॥ આચારજ ચઢતિ કલારે, શ્રી જિનસિંહ સૂરિ મહંતોરે ॥ ધ૦ ॥ ૭ ॥ પ્રથમ શિષ્ય શ્રીપૂજ્યનારે, સકલચંદ તસ શિષ્ય ॥ સમય સુંદર વાચક ભણેરે, સંઘ સદા સુજગીસોરે ॥ ધ૦ ॥ ૮ ॥ દાન શિયલ તપ ભાવનારે, સરસ રચ્યો સંવાદ ॥ ભણતાં ગણતાં ભાવશુંરે, ઋદ્ધિ સમૃદ્ધિ સુપ્રસાદોરે ॥ ધર્મ હીએ ધરો ॥ ૯ ॥ ઈતિ દાન શીયલ તપનું ચોઢાલીયું સંપૂર્ણ. ॥

## ॥ श्री आंबिल वर्धमान तपनुं चैत्यवंदन ॥

॥ વર્દ્ધમાન જિનપતિ નમી, વર્દ્ધમાન તપ નામ ॥ ઓલી આંબિલની કરૂં, વર્દ્ધમાન પરિણામ ॥ ૧ ॥ એક એક દિન યાવત શત, ઓલી સંખ્યા થાય ॥ કર્મ નિકાચિત તોડવા, વજ્ર સમાન ગણાય ॥ ૨ ॥ ચૌદ વર્ષ ત્રણ માસની, એ સંખ્યા દિનની વીસ ॥ યથા વિધિ આરાધતાં, ધર્મરત્ન પદ ઈશ ॥ ૩ ॥

# ॥ वर्धमान तपनुं स्तवन ॥

॥ ઢાલ ॥ ૧ ॥ નવપદ ધરજ્યો ધ્યાન, ભવિક તમે નવપદ ધરજ્યો ધ્યાન ॥ એ દેશી ॥

॥ તપ પદ ધરજ્યો ધ્યાન, ભવિક તમે, નામે શ્રી વર્દ્ધમાન ॥ દિન દિન ચઢત વાન, ભવિક તમે, સેવો થઈ સાવધાન ॥ ભ૦ ॥ ૧ ॥ પ્રથમ ઓલી એમ પાલીનેરે, બીજી એ આંબિલ હોય ॥ ભ૦ ॥ ત્રીજી ત્રણ ચોથી ચાર છેરે, ઉપવાસ અંતરે હોય ॥ ભ૦ ॥ ૨ ॥ એમ આંબિલ સો વૃત્તનીરે, સોમી ઓલી થાય ॥ ભ૦ ॥ શક્તિ અભાવે આંતરેરે, વિશ્રામે પહોંચાય ॥ ભ૦ ॥ ૩ ॥ ચૌદ વરસ ત્રણ માસનીરે, ઉપર સંખ્યા વીશ ॥ ભ૦ ॥ કાલ માન એ જાણવુંરે, કહે વીર જગદીશ ॥ ભ૦ ॥ ૪ ॥ અંતગઢ અંગે વરણવ્યુંરે, આચારદિન કર લેખ ॥ ભ૦ ॥ ગ્રંથાન્તરથી જાણવુંરે, એ તપનું ઉલ્લેખ ॥ ભ૦ ॥ ૫ ॥ પાંચ હજાર પચાશ છેરે, આંબિલ સંખ્યા સર્વ ॥ ભ૦ ॥ સંખ્યા સો ઉપવાસનીરે, તપ માન ગાલે ગર્વ ॥ ભ૦ ॥ ૬ ॥ મહાસેન કૃષ્ણ સાધવીરે, વર્દ્ધમાન તપ કીધ ॥ ભ૦ ॥ અંતગડ કેવલ પામીનેરે, અજરામર પદ લીધ ॥ ભ૦ ॥ ૭ ॥ શ્રીચંદકેવલીએ તપ સેવિઓરે, પામ્યા પદ નિર્વાણ ॥ ભ૦ ॥ ધર્મ રત્ન પદ પામવારે, એ ઉત્તમ અનુમાન ॥ ભ૦ ॥ ૮ ॥

॥ ઢાલ ॥ ૨ ॥ જેમ જેમ એ ગિરિ ભેટીએરે, તેમ તેમ પાપ પલાય સલુણા ॥ એ દેશી ॥

॥ જિમ જિમ એ તપ કીજીએરે, તિમ તિમ ભવપરિપાક સલુણા ॥ નિકટ ભવિ જીવ જાણવોરે ॥ એમ ગીતાર્થ સાખ સ-

હુણાં ॥ જિમ૦ ॥ ૧ ॥ આંબિલ તપ વિધિ સાંભળોરે, વર્દ્ધ-
માન ગુણખાણ સલુણા ॥ પાપ મલક્ષય કારણેરે, કતક ફૂલ ઉપ-
માન સલુણા ॥ જિમ૦ ॥ ૨ ॥ શુભ મહુર્ત્ત શુભ યોગમાંરે,
સદ્ગુરૂ આદિ યોગ સલુણા ॥ આંબિલ તપ પદ ઉચરીરે, આરાધો
અનુયોગ સલુણા ॥ જિમ૦ ॥ ૩ ॥ ગુરૂ મુખ આંબિલ ઉચરીરે,
પુજી પ્રતિમા સાર સલુણા ॥ નવપદની પૂજા ભણીરે, માગો પદ
અણહાર સલુણા ॥ જિમ૦ ॥ ૪ ॥ ખટરસ ભોજન ત્યાગવારે,
ભૂમિ સંથારો થાય સલુણા ॥ બ્રહ્મચર્યાદિ પાલવારે, આરંભ જ-
યણા થાય સલુણા ॥ જિમ૦ ॥ ૫ ॥ તપ પદની આરાધનારે,
કાઉસગ્ગ લોગસ્સ બાર સલુણા ॥ ખમાસમણાં વાર આપવારે,
ગયણુ હોય હજાર સલુણા ॥ જિમ૦ ॥ ૬ ॥ અથવા સિદ્ધપદ
આશ્રયિરે, કાઉસગ્ગ લોગસ્સ આઠ સલુણા ॥ ખમાસમણાં આઠ
જાણવારે, નમો સિદ્ધાણં પાઠ સલુણા ॥ જિમ૦ ॥ ૭ બીજે દીન
ઉપવાસમારે, પૌષધાદિ વ્રતયુક્ત સલુણા ॥ પરિક્કમણાદિ ક્રિયા
કરીરે, ભાવના પરિમલ યુક્ત સલુણા ॥ જિમ૦ ॥ ૮ ॥ એમ
આરધતાં ભાવથીરે, વિધિ પૂર્વક ધરો પ્રેમ સલુણા ॥ લાવો ધ્યાવો
ભવિજનારે, ધર્મ રત્ન ।

॥ ઢાલ ॥ ૩ ॥ નરભવ નયર સોહામણું વણજારારે ॥ એ દેશી ॥

ધર્મ નંદન વન ભલો, રાજ હંસારે. શીતલ છાયા
સેવોને, રાજ હંસારે ॥ પ્રાણી તું થા સાવધાન અહો રાજ હં-
સારે ॥ ૧ ॥ અમૃત ફૂલ આસ્વાદીને રાજ હંસારે, કાઢ અના-
દિની ભુખ ॥ અહો૦ ॥ ભવ પરિભ્રમણ ભમતુ ॥ રાજ૦ ॥ અ-
વસર પામી ન ચુક ॥ અહો૦ ॥ ૨ ॥ શત શાખાથી શોભતો
॥ રાજ૦ ॥ પાંચ હજાર પચાસ ॥ અહોરાજહંસારે, આંબિલ

કુલે અલંકર્યો ॥ રાજ૦ ॥ અક્ષય પદ ફુલ તાસ ॥ અહો૦ ॥૩॥ વિમલેસર સુર શાંનિધે ॥ રાજ૦ ॥ તુ નિર્ભય થયો આજ ॥ અહો૦ ॥ કૃત્ય કૃત્ય થઈ માગતું ॥ રાજ૦ ॥ અકલ સ્વરૂપી રાજ ॥ અહો૦ ॥ ૪ ॥ વિગ્રહ ગતિ વોસરાવીને ॥ રાજ૦ ॥ લોકાગ્રે કરવાસ ॥ અહો૦ ॥ ધન્ય તું કૃત્ય પુણ્ય તું ॥ રાજ૦ ॥ સિદ્ધ સ્વરૂપ પ્રકાશ ॥ અહો૦ ॥ ૫ ॥ તપ ચિંતામણી કાઉસગે ॥ રાજ૦ ॥ વીર તપો ધન ધ્યાન ॥ અહો૦ ॥ મહાસેન કૃષ્ણા સાધવી ॥ રાજ૦ ॥ શ્રીચંદ ભવજલ નાવ ॥ અહો૦ ॥ ૬ ॥ સૂરિશ્રી જગચ્ચંદ્રજી ॥ રાજ૦ ॥ હીરવિજય ગુરૂ હીર ॥અહો૦॥ મલ્લિવાદી પ્રભુ કુરગડુ ॥ રાજ૦ ॥ આચાર્ય સુહસ્તી વીર ॥ અહો૦ ॥ ૭ ॥ પારંગત તપજલધિના ॥ રાજ૦ ॥ જે જે થયા અણગાર ॥ અહો૦ ॥ જીત્યા જીન્હા સ્વાદને ॥ રાજ૦ ॥ ધન્ય ધન્ય તસ અવતાર ॥ અહો૦ ॥ ૮ ॥ એક આંબિલે તુટશે ॥ ॥ રાજ૦ ॥ એક હજાર દસ ક્રોડ ॥ અહો૦ ॥ દસ હજાર ક્રોડ વરસનું ॥ રાજ૦ ॥ ઉપવાસે નરક આયુષ ॥ અહો રાજ૦ ॥ ૯ ॥ તપ સુદર્શન ચક્રથી ॥ રાજ૦ ॥ કરો કર્મનો નાશ ॥ અહો૦ ॥ ધર્મ રત્ન પદ પામવા ॥ રાજ૦ ॥ આદરો તપ અભ્યાસ ॥ ૧૦ ॥

॥ કલશ ॥ તપ આરાધન ધર્મસાધન, વર્દ્ધમાન તપ પરગડો, મનકામના સહું પૂરવામાં, સર્વથા એ સુરઘડો ॥ અન્નદાનથી શુભધ્યાનથી સુભવિ જીવ એ તપસ્યા કરો ॥ શ્રી વિજયધર્મ સૂરીય સેવક, રત્નવિજય કહે શીવ વરો ॥ ૧ ॥ ઇતિ વર્દ્ધમાન તપ સ્તવન સમ્પૂર્ણ. ॥

---

# ॥ अथ श्री वर्धमान तपनी थोयो ॥

॥ વર્દ્ધમાન ઓલી કરો, ભવ ભવ પાતિક ત્યારે હરો ॥ વર્દ્ધમાન જિન પામીને, દૂર કરો સહું ખામીને ॥ ૧ ॥ વર્દ્ધમાનાદિક જિન તર્યા, પૂર્વે ભવે જે તપ કર્યા ॥ તે તપ મુજને ફલ આપો, આહારાદિક સંજ્ઞા કાપો ॥ ૨ ॥ અંતગડ આચાર દિન, શ્રી ચંદ્ર ચરિત્ર આદરૂં, તપ કુલકાદિ પંથ છે, તપ સાધનના ગ્રંથ જે ॥ ૩ ॥ તપગચ્છ નંદન સુરતરૂ, શ્રી વિજય ધર્મ સુરીસરૂ ॥ રત્ન વિજય સુખદાયિકા, સહાયકરે, સિદ્ધાયિકા ॥ ૪ ॥ ઇતિ થોયો. ॥

# श्री वर्धमान तपनी सज्झाय ॥

॥ મોરા સાહિબહો શ્રી શીતલનાથકે અરજ સુણો એક માહરી ॥ એ દેશી ॥

॥ મોરા ચેતન હો કહું અનુભવ વાતકે, સાંભલ સ્થિર થઈ મિત્ર તું ॥ જિમ પામે હો તું શિવસુખ સારકે, ક્ષણમાં હોય પવિત્ર તું ॥ ૧ ॥ તપ આંબિલ હો કરજે વર્દ્ધમાન કે, વિઘ્ન વિદારણ કેસરી અષ્ટસિદ્ધિ હો અણિમાદિક થાયકે, પ્રગટે ઋદ્ધિ પરમેશ્વરી ॥ ૨ ॥ ભય સાતે હો સહુ દૂર પલાયકે, આંબિલે બલી નહીં દ્વારિકા ॥ દેવ સાંનિધ્ય હો કરે હરે સૌ કષ્ટ કે, મંત્ર તંત્ર ફલ કારકા ॥ ૩ ॥ મયણા સુંદરી હો શ્રીપાલ નરેશ કે, બે તપથી સુખીયા થયાકે ॥ એ સેવ્યા હો તપ સુરવૃક્ષકે, મુક્તી પદવી લહ્યા ॥ ૪ ॥ નવકારશી હો તોડે એકસો વર્ષકે, નરકાયુ પુરનું કરે ॥ તો તોડે પોરસી હો, વર્ષ એક હજાર કે આયુ તે

આઠ પોરસી હરે ॥ ૫ ॥ એક લાખ હો પુરિમઢ્ઢ હરંતકે, એ-કાસણુ દસ લાખનું, નીવી કરતાં હો એક ક્રોડ કપાયકે એકલ-ઠાણા દસ ક્રોડનું ॥ ૬ ॥ કાપે સો ક્રોડ હો વર્ષ એકલદાતિકે, હજાર ક્રોડ વરસ આંબિલે ॥ ઉપવાસે હો દસ સહસ ક્રોડકે, નરક આયુષ તું કાપલે ॥ ૭ ॥ એ વાખ્યા હો મધ્યમ ફલ જાણુ કે, કેવલ લહે ઉત્કૃષ્ટથી ॥ દસ ધારો હો એ અસિ સૂર્ય હાસકે, મુષ્ટિ જ્ઞાને ગ્રહી મુષ્ટિથી ॥ ૮ ॥ નમો તવસ્સહો ગણો દોય હ-જારકે ખમાસમણા બાર છે, ગણો લોગસ્સ હો બાર કાઉસ્સગ રૂપકે, સાચો કર્મ કુઠાર છે ॥ ૯ ॥ યથા શક્તિ હો કરો તપ અનુકુલકે, સંયમ શ્રેણી આદરો ॥ તપ વર્દ્ધમાન હો વર્દ્ધમાન પરિમાણકે ધર્મ રત્ન પદ અનુસરો ॥ ૧૦ ॥ ઇતિ વર્દ્ધમાન તપ સઝાય.

---

## ॥ अथ अक्षयनिधि तपनो विधि. ॥

॥ શ્રાવણ વદ ચોથને દિવસે પ્રારંભ કરવો, પ્રથમ એક કુંભ સુવર્ણનો અથવા રત્નનો જડીત શક્તિ પ્રમાણે કરવો, જણુ દિઠ ભિન્ન ભિન્ન કરવા, તે કુંભ પવિત્ર પણે એકાન્ત સ્થાનકે સ્થાપવો, ડાંગરની ઢગલી ઉપર સ્થાપવો, તે કુંભ ઉપર એક શ્રી-ફલ મુકવું, અને આગળ ચોખાનો સ્વાતિક કરવો, તે ઘડામાં શક્તિ હોય તો હંમેશ રૂપા નાણું નાંખવું, નહિતો પહેલે દિવસે તથા છેલ્લે દીવસે રૂપાનાણું નાખવું, વચલા દીવસોમાં યથા શક્તિ નાં-ખવું પણ હમેશ કુંભમાં નાણું તો નાંખવું જ જોઇયે, તિહાં જ્ઞાન આંધવું, એક પીઠિકા ઉપર કલ્પસૂત્રનું પુસ્તક પધરાવવું પુસ્તક

ઉપર ચન્દ્રવો બાંધવો, ધૂપ દીપ કરવો, અને તે દીપક અખંડ રાખવો જોઇએ. ॥

॥ પ્રથમ ઇરિયા વહી પ્રતિક્રમવા, તસ્સ ઉત્તરી કહેવી પછી એક લોગસ્સનો કાઉસગ્ગ કરવો, પછી પ્રગટ લોગસ્સ કહેવો, પછી " અક્ષયનિધિ તપ આરાધવા ચૈત્યવંદન કરૂં " એમ કહી અક્ષય નિધિનું ચૈત્યવંદન કરવું, પછી નમુથ્થુણં–જાવંતિ ચેઇયાણં જાવંત કેવિસાહુ–પછી નમોઽર્હત્–પછી સ્તવન અક્ષયનિધિનું કહેવું, પછી જયવીયરાય કહેવાં, પછી ખમાસમણ દેઈ, ઇચ્છાકારેણ સંદિસહ ભગવન્ .શ્રી શ્રુતદેવતા આરાધનાર્થં કરેમિ કાઉસગ્ગં, અન્નથ, એક નવકારનો કાઉસગ્ગ, પછી નમોઽર્હત્૦ કહી શ્રુતદેવતાની થુઇ કહેવી, પછી પચ્ચખાણ કરવં, આ પ્રમાણે ચૈત્યવંદનની વિધિ છે.

॥ હવે જ્ઞાનની પૂજા ભણાવવાની વિધિ કહે છે ॥

નવપદ મધ્યેથી–દુહો–સપ્તમપદ શ્રી જ્ઞાનનો, સિદ્ધ ચઉદપદ માંહિ, આરાધીજે શુભમને, દિનદિન અધિક ઉચ્છાહ ॥૧॥

છંદ ગાથા=અન્નાણુસમ્મોહતમોહરસ્સ સાતમા પદની પૂજા ભણાવી પછી " ૐ હ્રીં પરમાત્મને નમઃ " જ્ઞાનપદેભ્યઃ કલશં યજામહે સ્વાહાઃ ॥ એમ કહીને જ્ઞાનને ફરતી કલશથી ધારાવાડી દેવી, પછી વાસ ક્ષેપ તથા, રૂપાનાણું હાથમાં લઇને, થોય કહેવી.

॥ જિન જોજનભૂમિ, વાણિનો વિસ્તાર । પ્રભુ અર્થ પ્રકાશે, રચના ગણધર સાર ॥ સોય આગમ સુણતાં, છેદીજે ગતિચાર ॥ પ્રભુ વચન વખાણી, લહીયે ભવનો પાર ॥ ૧ ॥ આ થોય કહીને જ્ઞાન પુજવું, પ્રથમ વાસક્ષેપની પુજા કરે પછી દ્રવ્ય

પુજા કરે, પછી ચોખા નિર્મલ બે હાથે પસલી ભરીને, ઉપર પૈસો સોપારી મુકીને ઉભા રહી જ્ઞાનની સ્તુતિ કરીયે, ॥ દુહો ॥ જ્ઞાનસમો કોઈ ધન નહીં, સમતા સમું નહિ સુખ ॥ જીવિત સમી આશા નહિ, લોભ સમો નહિ દુઃખ ॥ પછી ॥ પછી ચોખાની પસલી કુંભમાં નાંખીયે, ઉપર શ્રીફલ ૧ મુકવું, એમ દીન ૧૫ સુધી ચોખાની પસલી તથા સોપારી રૂપાનાણું ઘડામાં નાંખીયે, સોલમે દીવસે કુંભ પુરો ભરીયે, પછી ખમાસમણ દેઈને ઇચ્છાકારેણ સંદિસહ ભગવાન્ શ્રુતદેવતા આરાધનાર્થં કરેમિ કાઉસગ્ગ કરૂં, ઇચ્છં શ્રુતદેવતા આરાધનાર્થં કરેમિ કાઉસગ્ગં, અન્નત્થ,
કાઉસગ્ગ કરી, નમોઽર્હત્૦ કહીને જ્ઞાનની થોય કહેવી, પછી આસણા વીસ દેવાં, પછી હમેશાં અક્ષયનિધિ ઢાલ સાંભળવી. ॥

પછી " ૐ હ્રીં નમો નાણસ્સ " એ પદની

૨૦ ગણવી, છેલ્લે દીવસે રાત્રી જગો, પૂજા, પ્રભાવના કરવી, ભાદરવાસુદી ત્રીજ સુધી એકાસણા પંદર કરવાં, સુદી ૪ સંવચ્છરીનો છેલ્લો ઉપવાસ કરવો, સુદી પાંચમે પારણું કરવું, તે દીવસે વરઘોડો મોટા આડંબરથી ચઢાવવો, નૈવેદ્ય સુખડી શક્તિ પ્રમાણે કરાવી થાલ ભરાવવાં, કુંભ ઉપર લીલો પીલો તાસ્તો બાંધવો, નાડાછડી બાંધે, ફુલની માલા હોય તો નાંખવી, પછી સૈ વંતી સ્રીને માથે ચઢાવીયે તે વરઘોડો વાજતે ગાજતે વિશાલ ચૈત્ય હોય ત્યાં આવે, પછી કુંભવાલી સ્રીયો પ્રદક્ષિણા ત્રણ દે, નૈવેદ્ય પ્રભુ આગળ ઢોકવાં, પછી પુસ્તક ગુરૂ મહારાજના ઉપાશ્રયે પધરાવવું, અને જ્ઞાન પુજન ગુરૂ પુજન ત્યાં કરીયે, નિરંન્તર ભોંય સુવું, નિર્મલ શિયલ પાલવું, એ રીતે જેટલાં તપ કરતાં હોય તેટલાં કુંભ ભિન્ન ભિન્ન જોઇયે, દેવ વંદન પડિલે-

હણુ કરવાં એમ ચાર વર્ષ સુધી કરવું, ત્યારે ચોસઠ દીવસનો એ તપ પૂર્ણ થાય ઇતિ શ્રી અક્ષયનિધિ તપની વિધિ સમ્પૂર્ણ. ॥

## ॥ अथ अक्षयनिधि तपनी विधि. ॥

॥ પ્રથમ ઇરિયાવહી કહેવી, પછી તસ્સ ઉત્તરી કહેવી, પછી એક લોગસ્સનો કાઉસ્સગ્ગ કરવો, પછી પ્રગટ લોગસ્સ કહેવો, પછી, અક્ષય નિધિ તપ આરાધવા ચૈત્યવંદન કરૂં, એમ કહી ચૈત્યવંદન કરવું. ॥

॥ શાસન નાયક સુખકરણ, વર્દ્ધમાન જિન ભાણુ ॥ અહુનિંશ એહુની શિરવહુ, આણા ગુણ મણિ ખાણુ ॥ ૧ ॥ તે જિનવરથી પામીયા, ત્રિપદી શ્રી ગણધાર ॥ આગમ રચના બહુ વિધિ, કરી અર્થ વિચાર ॥ ૨ ॥ તે શ્રી શ્રુતમાં ભાખિયા, એ તપ બહુ વિધિ સુખકાર ॥ શ્રી જિન આગમ પામીને, સાધે મુનિ શિવસાર ॥ ૩ ॥ સિદ્ધાંત વાણી સુણવા રસિક, શ્રાવક સમકિત ધાર ॥ અષ્ટ સિદ્ધિ અર્થે કરે, અક્ષયનિધિ તપ સાર ॥ ૪ ॥ તપ તો સૂત્રમાં અતિ ઘણાં, સાધે મુનિવર જેહ ॥ અક્ષય નિધાનને કારણે, શ્રાવક તે ગુણ ગેહ ॥ ૫ ॥ તે માટે ભવિ તપ કરો, સર્વ ઋદ્ધિપરે સાર, વિધિશું એહ આરાધતાં, પામી જે ભવપાર ॥ ૬ ॥ શ્રી જિનવર પૂજા કરો, ત્રિક શુદ્ધે ત્રિકાલ ॥ તેમ વળી શ્રી શ્રુત જ્ઞાનની, ભક્તિ થઈ ઉજમાલ ॥ ૭ ॥ પડિકમણા દોય ટંકના, બ્રહ્મચર્યને ધરીયે ॥ જ્ઞાનની સેવા કરી, સેજે ભવજલ તરીયે ॥ ૮ ॥ ચૈત્યવંદન શુભ ભાવથીએ ॥ સ્તવન થુઈ નમસ્કાર, શ્રુતદેવી ઉપાસના, ધીરવિજય હિતકાર ॥ ૯ ॥

પછી નમુથ્થુણું કહેવું, પછી જાવંતિ ચેઇઆઈ, જાવંત કેવિ-સાહુ, કહી નમોર્હત્૦ કહીને સ્તવન કહેવું.

॥ લાવો લાવોરે રાજ મોઘાં મૂલાં મોતી ॥ એ દેશી ॥

॥ તપ વર કીજેરે, અક્ષય નિધિ અભિધાને, સુખભર લીજેરે, દિન દિન ચઢતે વાને ॥ ૧ ॥ આંકણી ॥ પર્વ પજુસણ પર્વ શિરોમણી, જે શ્રી પર્વ કહાય ॥ માસ પાસ છઠ્ઠ દશમ દુવાલસ, તપ પણ એ દિન થાય ॥ તપ૦ ॥ ૨ ॥ પણ અક્ષય-નિધિ પર્વ પજુસણ કેરો કહે જિન ભાણ ॥ શ્રાવણ વદી ચોથે પ્રારંભી, સંવચ્છરી પ્રમાણ ॥ તપ૦ ॥ ૩ ॥ એ તપ કરતાં સર્વ ઋદ્ધિવરે, પગે પગે પ્રગટે નિધાન ॥ અનુક્રમે પામે તેહ પરમ પદ, સાંખીયા નામ પ્રધાન ॥ તપ૦ ॥ ૪ ॥ પર મચ્છરથી કર્મ બંધાણું, તિણે પામી દુખ જાલ ॥ એ તપ કરતાં તે પૂર્વલું, કર્મ થયું વિસરાલ ॥ તપ૦ ॥ ૫ ॥ જ્ઞાન પુજા શ્રુત દેવી કાઉ-સ્સગ્ગ, સ્વસ્તિક અતિશય સોહાવે ॥ સોવન જડિત કુંભ નિજ શક્તિ, સંપૂર્ણ ક્રમે થાવે ॥ તપ૦ ॥ ૬ ॥ જઘન્ય મધ્યમ ઉત્કૃ-ષ્ટતાથી કરીયે, ઇગદોય તીન વરિસ ॥ વરસ ચોથે શ્રુતદેવી નિ-મિતે, એ તપ વીસવા વીસ ॥ તપ૦ ॥ ૭ ॥ ઇણે અનુસારે જ્ઞાન તણુંવર, ગણણું ગણીએ ઉદાર ॥ આવશ્યકાદિક કરણી સંયુક્ત, કરતાં લહે ભવપાર ॥ તપ૦ ॥ ૮ ॥ ઇહભવ પરભવ આ સંસાર, હિત કરો ભવિ પ્રાણી ॥ જે પર પુદ્ગલ ગ્રહણ ન કરવું, તે તપ કહે વરનાણી ॥ તપ૦ ॥ ૯ ॥ રાતિ જગા પૂજા પ્રભાવના, હયગયરથ શણગારી જે ॥ પારણાદિન પંચ શબ્દ વાજે, વાજંતે પધરાવી જે ॥ તપ૦ ॥ ૧૦ ॥ ચૈત્ય વિશાલ હોય તિહાં આવી, પ્રદક્ષિણા વલી દીજે ॥ કુંભ વિવિધ નૈવેદ્ય સંગાતે, પ્રભુ આગલ

હોઇજે ॥ તપ૦ ॥ ૧૧ ॥ રાધણપુરે એ તપ સુણી બહુ જન, થયા ઉજમાલ તપકાજ ॥ તેહમાં મુખ્ય મંડાણ ઓચ્છવમાં, મસાલિયા દેવરાજ ॥ તપ૦ ॥ ૧૨ ॥ સંવત અઢાર ત્રેતાલીસ વર્ષે એ તપ ગ્રહુ ભવિ કીધો ॥ શ્રી જિન ઉત્તમ પાસ પસાયે, પદ્મવિજયે ફલ લીધો ॥ તપ૦ ॥ ૧૩ ॥

તે વાર પછી જયવિયરાય કહી, સુયદેવયાએ કરેમિ કાઉસગ્ગં કહી, એક નવકારનો કાઉસગ્ગ કરી, પછી ગુરૂ "સુયદેવયાની થોયં" કહે, પછી પચ્ચખાણ કરવાં પછી પૂજાની ઢાલ કહેવી ॥

॥ પૂજાની ઢાલ ॥

॥ દુહા ॥ સપ્તમપદ શ્રીજ્ઞાનનું, સિદ્ધ ચઉપદ માંહી ॥ આરાધીજે શુભમને, દિન દિન અધિક ઉચ્છાહ ॥ ૧ ॥

॥ છંદ ગાથા ॥ અન્નાણસમ્મોહતમો હરસ્સ ॥ નમો નમો નાણદિવાયરસ્સ ॥ પંચપ્પયારુ ઉરગારયસ્સ, સન્નાણ તવ્વત્થ પચાસગસ્સ ॥ ૧ ॥ હુવે જેહથી સર્વ અજ્ઞાનરોધો, જિનાદીશ્વર પ્રોક્ત અર્થાવિબોધો ॥ મતિ આદિ પંચપ્રકારે પ્રસિદ્ધો, જગદ્ભાસતે સર્વ દેવાવિરૂદ્ધો ॥ ૨ ॥ યદીયપ્રભાવે સુભક્ષ્યમભક્ષ્યં, સુપેયં અપેયં સુકૃત્યં અકૃત્યં ॥ જંને જાણીયે લોક મધ્યે સુનાણં, સદા મે વિશુદ્ધં તદેવ પ્રમાણં ॥ ૩ ॥

॥ ઢાલ ॥ ભવ્ય નમો ગુણ જ્ઞાનને, સ્વપર પ્રકાશક ભાવેજી ॥ પર્યાય ધર્મ અનંતતા, ભેદાભેદ સ્વભાવેજી ॥ ચાલ ॥ જે મુખ્ય પરિણતિ સકલ જ્ઞાયક, બોધ ભાવ વિલચ્છના ॥ મતિ આદિ પંચ પ્રકાર નિર્મલ, સિદ્ધ સાધન લચ્છના ॥ સ્વાદ્વાદસંગી

તત્ત્વરંગી પ્રથમ ભેદાભેદતા, સવિકલ્પને અવિકલ્પ વસ્તુ, સકલ સંશય છેદતા ॥

॥ ઢાલ ॥ ભક્ષાભક્ષ ન જે વિણુ લહીએ, પેય અપેય વિચાર ॥ કૃત્ય અકૃત્ય ન જેવિણુ લહીએ, જ્ઞાન તે સકલ આધારરે ॥ ભ૦ ॥ સિદ્ધ ॥ ૧ ॥ પ્રથમ જ્ઞાનને પછી અહિંસા, શ્રીસિદ્ધાંતે ભાખ્યું ॥ જ્ઞાનને વંદો જ્ઞાન મનિંદો, જ્ઞાનીએ શિવ સુખ ચાખ્યુંરે ॥ ભ૦ ॥ ૨ ॥ સકલ ક્રિયાનું મુલ જે શ્રદ્ધા, તેહનું મુલ જે કહિએ ॥ તેહ જ્ઞાન નિત્ય નિત્ય વંદીજે, તે વિણુ કહો કિમ રહીએરે ॥ ભ૦ ॥ ૩ ॥ પંચ જ્ઞાનમાંહે જેહ સદાગમ, સ્વપર પ્રકાશક જેહ ॥ દિપક પરે ત્રિભુવન ઉપગારી, વલી જેમ રવિ શશી મેહરે ॥ ભ૦ ॥ ૪ ॥ લોક ઉર્ધ્વ અધો તિર્યંગ જ્યોતિષ, વૈમાનિકને સિદ્ધ ॥ લોકાલોક પ્રગટ સવિ જેહથી, તે જ્ઞાને મુજ શુદ્ધિરે ॥ ભ૦ ॥ ૫ ॥

॥ ઢાલ ॥ જ્ઞાનાવરણીય જે કર્મ છે, ક્ષય ઉપશમ તસ થાયરે ॥ તો હોય એહિજ આત્મા, જ્ઞાન અબોધતા જાયરે ॥ શ્રી વીરજિણેસર ઉપદિશે ॥ ૐ હ્રીં પરમાત્મને નમઃ જ્ઞાનપદેભ્યઃ કલશં યજામહે સ્વાહાઃ એ ઢાલ થઈ રહે એટલે જ્ઞાન પૂજે વાસપૂજા કરે દ્રવ્ય પૂજાકરે સોના મોહોર તથા રૂપા મોહોરથી જ્ઞાન પુજે તેમાં યથા શક્તિ જાણવું.

॥ દુહા ॥ સુખકર શંખેશ્વર નમી, થુણશું શ્રી શ્રુતનાણુ ॥ ચઉમુગા શ્રુત એક છે, સ્વપર પ્રકાશક ભાણુ ॥ ૧ ॥ અભિલાપ્ય અનંતમે, ભાગે રચિયો જેહ ॥ ગણધર દેવે પ્રણમીયો, આગમ રયણુ અછેહ ॥ ૨ ॥ ઈમ બહુલી વક્તવ્યતા, છઠાણુ વડીયા ભાવ ક્ષમા શ્રમણભાષ્યે કહ્યું, ગોપય સર્પિ જમાવ ॥ ૩ ॥ લેશ થકી

શ્રુત વરણવું, ભેદ ભલા તસ વીસ ॥ અક્ષયનિધિ તપને દિને, ક્ષમાશ્રમણ તેવીસ ॥ ૪ ॥ સૂત્ર અનંત અર્થ મયી, અક્ષય અંશ લહાય ॥ શ્રુતકેવલી કેવલીપરે, ભાખે શ્રુત પર્યાય ॥ ૫ ॥ શ્રી શ્રુતજ્ઞાનને નિત નમો, ભાવ મંગલને કાજ ॥ પૂજન અર્ચન દ્રવ્યથી, પામો અવિચલ રાજ ॥ ૬ ॥ આ છેલ્લા દુહા ખમાસણ દીઠ કહેવા ॥ ઇગિસય અડવીસ સ્વરતણા, તિહાં આકાર અઢાર ॥ શ્રુત પર્યાય સમાસમે, અંશ અસંખ્ય વિચાર ॥ શ્રીશ્રુત૦ ॥ ૧ ॥ બત્રીશ વર્ણ સમાય છે, એક શ્લોક મઝાર ॥ તેમાંહે એક અક્ષર ગ્રહે, તે અક્ષર શ્રુતસાર ॥ શ્રીશ્રુત૦ ॥ ૨ ॥ ક્ષયોપશમ ભાવે કરી, બહુ અક્ષરનો જેહ ॥ જાણુગ ઠાણુંગ આગલે, તે શ્રુતનિધિ ગુણગેહ ॥ શ્રીશ્રુત૦ ॥ ૩ ॥ કોડિ એકાવન અડલખા, અડકસય અઠ્યાસી હજાર ॥ ચાલીસ અક્ષર પદ તણા, કહે અનુયોગદ્વાર ॥ શ્રીશ્રુત૦ ॥ ૪ ॥ અર્થાંતે ઇહાં પદ કહ્યું, જિહાં અધિકાર ઠરાય તે પદ શ્રુતને પ્રણમતા, જ્ઞાનાવર્ણીય હઠાય ॥ શ્રીશ્રુત૦ ॥ ૫ ॥ અઢાર હજાર પદેકરી, અંગ પ્રથમ સુવિલાસ ॥ દુરોણા શ્રુત બહુ પદ ગ્રહે, તે પદ શ્રુત સમાસ ॥ શ્રીશ્રુત૦ ॥ ૬ પિંડપ્રકૃતિમાં એકે પદે, જાણે બહુ અવદાત ॥ ક્ષયોપશમની વિચિત્રતા, તેહજ શ્રુત સંઘાત ॥ શ્રીશ્રુત૦ ॥ ૭ ॥ પંચોતેર ભેદે કરી, સ્થિતિ બંધાદિ વિલાસ ॥ કમ્મપયડી પયડી ગ્રહે, શ્રુત સંઘાત સમાસ ॥ શ્રીશ્રુત૦॥ ॥ ૮ ॥ ગત્યાદિક જે માર્ગણા, જાણે તેહમાં એક ॥ વહેંચણ ગુણઠાણાદિકે, તસ પ્રતિપત્તિ વિવેક ॥ શ્રીશ્રુત૦ ॥ ૯ ॥ જે બાસઠ્ઠિ માર્ગણ પદે, લેશ્યા આદિ નિવાસ ॥ સંગ્રહ તરતમ યોગથી તે પ્રતિપત્તિ સમાસ ॥ શ્રીશ્રુત૦ ॥ ૧૦ ॥ સંતપદાદિક દ્વારમાં, જે જાણે શિવલોક ॥ એક દોય દ્વારે કરી, શ્રદ્ધાશ્રુત અનુયોગ ॥

॥ શ્રીશ્રુત૦ ॥ ૧૧ ॥ વળી સત્તાદિક નવ પદે, તિહાં માર્ગણા- ભાસ ॥ સિદ્ધતણી સ્તવના કરે, શ્રુત અનુયોગ સમાસ ॥ શ્રી· શ્રુત૦ ॥ ૧૨ ॥ પ્રાભૃત પ્રાભૃત શ્રુત નમું, પૂર્વના અધિકાર ॥ બુદ્ધિ બલ પ્રભાવથી, જાણે એક અધિકાર ॥ શ્રીશ્રુત૦ ॥ ૧૩ ॥ પ્રાભૃત પ્રાભૃત શ્રુતસમા, સાન્નિધ લબ્ધિ વિશેષ ॥ બહુ અધિકાર ઈસ્યા ગ્રહે, ક્ષીરાશ્રવ ઉપદેશ ॥ શ્રીશ્રુત૦ ॥ ૧૪ ॥ પૂર્વભવ ગત વસ્તુ જિકે, પ્રાભૃત શ્રુત તે નામ ॥ એક પ્રાભૃત જાણે મુનિ, તાસ કરૂં પ્રણામ ॥ શ્રીશ્રુત૦ ॥ ૧૫ ॥ પૂર્વલબ્ધિ પ્રભાવથી, પ્રા- ભૃત શ્રુત સમાસ ॥ અધિકાર બહુલા ગ્રહે, પદ અનુસાર વિલાસ ॥ શ્રીશ્રુત૦ ॥ ૧૬ ॥ આચારાદિક નામથી, વસ્તુનામ શ્રુત સાર ॥ અર્થ અનેકવિધે ગ્રહે, તે પણ એક અધિકાર ॥ શ્રીશ્રુત૦ ॥૧૭॥ દુગસય પણવીસ વસ્તુ છે, ચૌદ પૂર્વનો સાર ॥ જાણે તેહને વં- દના, એક સાસે સોવાર ॥ શ્રીશ્રુત૦ ॥ ૧૮ ॥ ઉત્પાદાદિક પૂર્વ જે, સૂત્ર અર્થ એક સાર ॥ વિદ્યામંત્ર તણો કહ્યો, પૂર્વશ્રુત ભં- ડાર ॥ શ્રીશ્રુત૦ ॥ ૧૯ ॥ બિંદુસાર લગે ભણે, તેહિજ પૂર્વ સ- માસ ॥ શ્રીશુભ વીરને શાસને, હોજ્યો જ્ઞાન પ્રકાશ ॥શ્રીશ્રુત૦॥ ॥ ૨૦ ॥ ઇતિ અક્ષયનિધિ તપ ખમાસમણ વિધિ દુહા સમાપ્ત ॥

## ॥ श्री सीमन्धरस्वामीनुं स्तवन ॥

॥ શ્રી સીમંધરસ્વામીજી, જીવન જગદાધાર ॥ વાહાલા સુણો એક વિનતિ, મારા પ્રાણ આધાર ॥ પ્રભુજી માનીએ મ- હારાજ ॥ ૧ ॥ હિયડુ તે મુજ હે જાલુઓ, સંશય ભર્યા ઉભરાય એક પલક ધીરજ નવી ધરી, કહું કવણ આગલ જાય ॥ પ્રભુ૦ ॥

॥ ૨ ॥ ક્ષણુ ક્ષણુ મનોરથ નવનવા, ઉપજે તે મનડામાંહિ ॥ ફીરી તે મનમાં વીરમે, કાંઈ જેમ કુવાની છાંહિ ॥ પ્ર૦ ॥ ૩ ॥ એક ઘડી અથવા અધઘડી, જો પ્રભુ મલે એકાંત ॥ તો વાત સવી મનની કહું, ભાંજો તે સઘલી ભ્રાંત ॥ પ્ર૦ ॥ ૪ ॥ ભલે સરજ્યાં પંખેરૂઆં, મન ચિંતવે તિહાં જાય ॥ માણુસને ન સરજી પાંખડી તીણે રહ્યું મન અકલાય ॥ પ્ર૦ ॥ ૫ ॥ કુણ મિત્ર જગ એહવો મિલે, જે લહે મનની વાત ॥ વેધે નહી મન જેહશું, કીમ મિલે તેહ સુધાન ॥ પ્રભુજી૦ ॥ ૬ નવનવા રંગી જીવડા, અતિ વિષમ પંચમ કાલ ॥ આપ આપણા મન રંગમાં, સહુકો થઈ રહ્યા લાલ ॥ પ્રભુજી૦ ॥ ૭ ॥ કહું કુણ આગલ વાતડી, કુણ સાંભલે વલી તેહ ॥ ટાલે તે કુણ પ્રભુ તુમ વિના, મનડાતણુ સંદેહ ॥ પ્રભુજી૦ ॥ ૮ ॥ સંસાર સઘલો જોવતાં, મુજ મન ન રૂચે કાંહી ॥ જીમ કમલ વનનો ભમરલો, તેને અવર ન ગમે કાંહી ॥ પ્રભુજી૦ ॥ ૯ ॥ ધન્ય મહાવિદેહના લોકને, જે રહે સદા પ્રભુ પાસ ॥ મુખચંદ દેખી તુમ તણો, પુરજો મનની આશ ॥ પ્રભુજી૦ ॥ ૧૦ ॥ તુમ વયણા અમૃત સરીખા, શ્રવણે સુણો નિત્યમેવ ॥ સંદેહ પુછી મનતણો, નિર્ણયકરી નિત્યમેવ ॥ ૧૧ ॥ શે ગુનહે અમને અવગુણી, પ્રભુજી વશ્યા અતિદુર ॥ શી ભક્તિ એવી તે હુંતિ, જે કર્યા આપ હજુર ॥ પ્રભુજી ॥ ૧૨ ॥ જો ગુનહા લાખ ગમે કરી, સેવક લહીતા જેહ ॥ તો પણ પોતાના ત્રેવડી, સાહેબ દાખી છેહ ॥ પ્રભુજી૦ ॥ ૧૩ ॥ વળી વળી શું કહીએ ઘણું, પ્રભુ વિનતિ મન માંહી ॥ ઈમ ભક્તને ઉવેખતાં, નહીં ભલા દીસો કાંહી ॥ પ્રભુજી૦ ॥ ૧૪ ॥ મુજ સરિખા કોડી ગમે, સેવક તુમારે સ્વામ ॥ પણ મારે પ્રભુ તુમ વિના, ન

અવર મન નીસરામ ॥ પ્રભુજી૦ ॥ ૧૫ ॥ એ અરજ મારી સાંભળી, કરૂણા કરી મન સાથ ॥ કહે હુંસ પ્રભુ હેજે હવે, દરીસણ દીજે નાથ ॥ પ્રભુજી૦ ॥ ૧૬ ॥

---

# श्री सिद्धचल स्तवन ॥

॥ નાભિનંદન પૂર્વ નવાણું, શ્રી આદીશ્વર આવ્યા ॥ અજિત શાંતિ ચોમાસું રહીયા, સુરનરપતિ મન ભાવ્યા, ભવિ તુમે વંદોરે, સિદ્ધાચલ સુવિચારી ॥ પાપ નિકંદોરે, ગિરિ ગુણ મનમાં ધારી ॥ ૧ ॥ ચૈત્ર સુદ પુનમને દિવસે, ગુણ રયણાયર ભરીયા ॥ પાંચ કોડિસું પુંડરિક ગણધર, ભવ સાયરને તરિયા ॥ ભવિ૦ ॥ ॥ ૨ ॥ પોતરા પ્રથમ પ્રભુજી કેરા, દ્રાવિડ વારિખેણ જાણો ॥ કાર્ત્તિક સુદી પુનમને દિવસે, દસ કોડી ગુણ ખાણી ॥ ભવિ૦ ॥ ॥ ૩ ॥ કુંતા માતા સતી શિરોમણી, યદુવંશી સુખકારી ॥ પાંડવ વીસ કોડીશું સિદ્ધા, અશરીરી અણહારી ॥ ભવિ૦ ॥ ૪ ॥ ફાગણ સુદી દશમીને સેવો, નમિ વિનમી બે કોડિ, આતમ ગુણ નિર્મલ નિપજાવ્યા, નાવે એહની જોડી ॥ ભવિ૦ ॥ ૫ ॥ ચૈત્ર વદી ચૌદસ શિવ પામી, નમિ પુત્રી ચોસઠ ॥ રત્નત્રથી સંપુર્ણ સાધી, પામી એ પરમઠ ॥ ભવિ૦ ॥ ફાગણ સુદી તેરસે શિવ આમ્યા, શાંબ પ્રદ્યુમન ગુણ ખાણી ॥ સાડી આઠ કોડીશું મુનિવર, પરણી શિવ પટરાણી ॥ ભવિ૦ ॥ ૭ રામ ભરત ત્રણ કોડી મુનિશું, અચલ થયા અરિહંત ॥ છેહેલા નારદ લાખ એકાણું સમરો મન કરી સંત ॥ ભવિ૦ ॥ ૮ ॥ એક સહસશું થાવચ્ચા સુત, પંચ સયા સેલગજી ॥ એક હજારસું શુક પરિવ્રાજક, પામ્યા

પદ અવિચલજી ॥ ભવિ૦ ॥ ૯ ॥ અતીત ચોવીસીના ચોવીસમા પ્રભુ, તેહુના ગણધર વંદો ॥ કદંબ નામ એક કોડીશું, સિદ્ધ થયા સુખકંદો ॥ ભવિ૦ ॥ ૧૦ ॥ એક હજારને આઠ સંઘાતે, બાહુબલિ મુનિ મોટા ॥ ત્રણ કોડિ જયરામ ઋષીશ્વર, સિદ્ધ થયા નહીં ખોટા ॥ ભવિ૦ ॥ ૧૧ ॥ અંધકવિષ્ણુ પિતા મા ધારિણી, તેહ તણા દસ પુત્ર ॥ ગૌતમ સમુદ્ર પ્રમુખ શિવ પામ્યા, રાખ્યું ઘરનું સૂત્ર ॥ ભવિ૦ ॥ ૧૨ ॥ વળી તેહના આઠ પુત્ર વખાણો, અક્ષોભ આદિ કુમારા ॥ સોલ વરસ સંજમ આરાધી, પામ્યા ભવનો પારા ॥ ભવિ૦ ॥ ૧૩ ॥ અનાધૃષ્ટિને દારૂગ મુનિ દોય, આત્મ શક્તિ સમારી ॥ ઋષભ સેનાદિક તીર્થંકર પણ, ઈહાં વરીઆ શિવનારી ॥ ભવિ૦ ॥ ૧૪ ॥ ભરત વંશે રાજાદિ ઘણેરા, આતમ ધર્મને સાધ્યો ॥ શુક રાજન શોકાગત સુણીઓ, મુક્તિ નિલય ગુણ વાધ્યો ॥ ભવિ૦ ॥ ૧૫ ॥ જાલિ મયાલિને ઉવયાલિ દેવકી ખટ સુત વારૂ ॥ સિદ્ધ થયા મંડુક મુનિ વળી, નમતાં મન હોય ચારૂ ॥ ભવિ૦ ॥ ૧૬ ॥ અતીત કાલે સિદ્ધા અનંતા, સીદ્ધશે વલી અનંતા ॥ સંપતિકાલે મોટું તીરથ, ઈમ ભાંખે ભગવંતા ॥ ભવિ૦ ॥ ૧૭ ॥ ધન્ય એ તીરથ મોટો મહિમા, પામી પાતિક જાયે, ક્ષમાવિજય જસ તીરથધ્યાને, શુભ મન સિદ્ધિ થાયે ॥ ભવિ૦ ॥ ૧૮ ॥ ઈતિ શ્રી સિદ્ધાચલ સ્તવન સંપૂર્ણ ॥

---

## श्री सुमतिनाथ स्तवन.

॥ સજની મોરી સુમતિ જિનેસર સેવોરે ॥ સ૦ ॥ નરભવનો એ મેવોરે ॥ સ૦ ॥ સારંગપુર શણગારરે ॥ સ૦ ॥

આપે ભવનો પારરે ॥ ચે૦ ॥ વિનતડી અવધારોરે ॥ સ૦ ॥ નિજ આતમને તારોરે ॥ ૧ ॥ સ૦ ॥ ભોગ કર્મ ક્ષય જાણીરે ॥ સ૦ ॥ પરણ્યા સંજમ રાણીરે ॥ સ૦ ॥ પુદ્ગલ અનુભવ છાંડયોરે ॥ સ૦ ॥ કરમશું ઝઘડો માંડયોરે ॥ ૨ ॥ સ૦ ॥ સંવર કોટ શ્રીકારરે ॥ સ૦ ॥ ચોકી ભાવના બારરે ॥ સ૦ ॥ ધીરજ ઢાલ પર સિદ્ધરે, ક્ષમા ખડગ કર લીધરે ॥ ૩ ॥ સ૦ ॥ શિયલ સન્નાહ ધરી ધીરરે ॥ સ૦ ॥ તપ તિરકસ ભરી તીરરે ॥ સ૦ ॥ જ્ઞાનના ગોલા ચલાવીરે ॥ સ૦ ધ્યાન અનલ સલગાવીરે ॥ ૪ ॥ સ૦ ॥ મોહ રાયને માર્યોરે ॥ સ૦ ॥ નિજ આતમને તાર્યોરે ॥ સ૦ ॥ કરમ કટક સવિ ભાગ્યુંરે ॥ સ૦ ॥ જીત નગારૂં વાગ્યુંરે ॥ ૫ ॥ સ૦ ॥ કેવલ કમલા વરિયારે ॥સ૦॥ જ્ઞાતાદિક ગુણ દરિઆરે ॥ સ૦ ॥ આતમ સુખના ભોગીરે ॥સ૦॥ પુદ્ગલ ભાવ વિયોગીરે ॥ ૬ ॥ સ૦ ॥ સુમતિ જિન સુમતિ આપેરે ॥ સ૦ ॥ આપ સમોવડ થાપેરે ॥ સ૦ ॥ એ સમ અવરન કોઇરે ॥ સ૦ ॥ ત્રણ ભુવનમાં જોઇરે ॥ ૭ ॥ સ૦ ॥ આપ થયા શિવ ગામીરે ॥ સ૦ ॥ કરમશું કરશે હરામીરે ॥સ૦॥ સાદિ અનંતે ભાંગેરે ॥ સ૦ ॥ એ પદ કુણ ન માગેરે ॥ ૮ ॥ ॥ સ૦ ॥ શું વિષયા રસ રાચોરે ॥ શ૦ ॥ ભવસુખ જાણો કાચોરે ॥ સ૦ ॥ ઘરનો ધંધો છોડોરે ॥ સ૦ ॥ ધર્મશું મમતા જોડોરે ॥ ૯ ॥ સ૦ ॥ મણિ ઉદ્યોત પ્રભુ પામીરે ॥ સ૦ ॥ કિમ થાયે વિષયારામીરે ॥ સ૦ ॥ કુણ પીયે ખાટી છાશરે ॥સ૦॥ મુકી અમૃત સુવાસરે ॥ ૧૦ ॥ ઇતિ શ્રી સુમતિનાથ સ્તવન ॥

---

# ॥ श्री नवकारनो रास ॥

॥ સરસ્વતી સ્વામિની દ્યો મુજ માય તો, ગોતમ ગણધર લાગુજી પાય તો ॥ તે ફ્રુલ જાણજો શ્રી નવકાર તો, રાસ ભણું શ્રીનવકારનો ॥ ૧ ॥ પેહેલાં લીજે શ્રી અરિહંતનું નામ તો, સાધુ સર્વને કરૂં પ્રણામ તો ॥ સદ્‌ગુરૂ વાણી તુમે સાંભલો, ભુલ્યા જો અક્ષર લીખજ્યોજી ઠામતો ॥ ચૌદ પૂર્વ પેહેલાં કહ્યાં, તે પછી પુરશે મન તણી આશ તો ॥ તે૦ ॥ રા૦ ॥ ૨ ॥ એણે મંત્રે બાંધ્યો બીજ આકાશ તો, અમાવાસ્યા પુનિમ કહે ॥ વૃક્ષ ઉપાડી ચલાવિયો સાથે તો, વિચે વાઘ વાસો વસે, ડાકણી સાકણી લાગેજી પાય તો ॥ તે૦ ॥ રા૦ ॥ ૩ ॥ મંત્ર માંહિ કીધો વડોરે નવકારતો, ગુણતાં આણંદજી લાગે પાય તો ॥ એ રત્નરૂપ એ નિરમલાં, કર્મ રહિત થયા મોક્ષ દ્વાર તો, ॥ તે૦ ॥ રા૦ ॥૪॥ સુરનર નારી તુમે સાંભળો વાત તો, ગાતા પુરશે મન તણી આશ તો, ધ્યાયતાં સર્વ સંકટ ટળી જાય તો, વૈરી વિરોધ દુરે ટળે, સુગુણીનો પિતા મુક્તિનો સાથ તો ॥ તે૦ ॥ રા૦ ॥ ૫ ॥ એહુનો એક અક્ષર સંભારે તો, પાપ ખપાવે સાગર સાત તો ॥ પુરે પદ આગલ કહું દુરિત હરે, સાગર પચાસ તો ॥ પાંચસે પૂર્ણતા લહુ, વહી ઉપધાન ભણે નવકાર તો ॥ તે૦ ॥ રા૦ ॥૬॥ સૂત્ર સિદ્ધાંત તોહિ એણે પ્રકાશ તો, તોહિ પણ એણે સમો કોઈ નહીં, જિનવરે ભાખીઓ એ લેલાટ તો ॥ સાધુ શ્રાવક એમ જપિયા ॥ મોક્ષનું કારણ લહું ભવ પાર તો ॥ તે૦ ॥ રા૦ ॥ ॥ ૭ ॥ શાશ્વતા પદ એ જગમાં જાણતો, તોહી પણ એણ સમેં કોઈ નહીં ॥ એક શિયલ બીજો નવકાર તો ॥ તે૦ ॥ રા૦ ॥

૮ ॥ કેરડા ચારંતો ખોળે વેસતો, નદી જલ ઉલટ આવિયા શેઠ તો ॥ બાલક સાથે ચલાવિયો નાવતો, તેણે સમર્યો મનમાં નવકારતો ॥ નદી જલ ફાટી હુઈરે દ્વાર તો ॥ તે૦ ॥ રા૦ ॥ ૯ ॥ એહના માંહે સુરતરૂ રંગે તો, રંગ ફાટે ફીટે નહીં ॥ ગાયંતા તતક્ષણ સહુ પરિવાર તો ॥ અવરમાં કોઈ સાંસો નહીં ॥ કોન્હે વણારસી કુને પસાય તો ॥ તે૦ ॥ રા૦ ॥ ૧૦ ॥ રત્ન જડિત ગલે પેહેરીયો હાર તો, તપ તણી મુદ્રિકા જલહલે ॥ ખેમા તો ખટકણ રાખીયો હાર તો, પંચમી ગતિનો એહ દાતાર તો ॥તે૦ ॥ રા૦ ॥ ૧૧ ॥ રત્નમૂલ્યાનો હાથ પરિમાણ તો, શિયલ અનોપમ જગમાં જાણું તો ॥ જે નરનારી નીર વહ્યાં, અનુભવ સુરતરૂ જય જયકાર તો ॥ તે૦ ॥ પરભવ પામશે મોક્ષ દ્વાર તો ॥ રા૦ ॥ ૧૨ ॥ કન્યા ધુધરતણી સાંભલો વાત તો, કુડી ન પુરશો કોઈ તણી સાખ્ય તો ॥ થાપણ મોસો મત કરો, ગંધરપની પરે ઉપનો રોગ તો ॥ દુષ્કૃતની પરે જાણીએ ॥ જીમ સડેને પડેરે વિયોગ તો ॥ તે૦ ॥ રા૦ ॥ ૧૩ ॥ ચંપાપુરી નગરીતણી સાંભલો વાત તો, સતીને કલંક આવ્યાં અપરીઘ તો ॥ નામ સુભદ્રા જાણજો, કુડું ન ભાખ્યું રતિય લગાર તો ॥ તે૦ ॥ રા૦ ॥૧૪॥ જિતશત્રુ રાજા પાલશે રાજ્ય તો ॥ દીન દીન એક એક બીજોરૂ ખાય તો ॥ જીમ તણે રસે ઇંદ્રીએ ચોરતો, એહ બીજોરે રાખીઓ હારતો ॥ તે૦ ॥ રા૦ ॥ ૧૫ ॥ એક દિને ચિઠી આવી જિનદાસ તો, રાયે બોલાવી આપણ પાસ તો ॥ ઉઠો શેઠજી બીજોરૂ લાવજ્યો, શેઠને ઉઠતાં લાગી છે વાર તો, તેણે સમર્યો મનમાં નવકાર તો ॥ દેવતા ઉઠીને લાગ્યોજી પાય તો ॥ તે૦ ॥ રા૦ ॥ ૧૬ ॥ એક પૂરવતણી સાંભલો વાત તો, રાજાને ખોળે

વિશમ્યો રાસ તોં, લોક માંહિ મહિમા ઘણો ॥ અનુભવ સુરતરૂ જય જય કારતો ॥ પરભવ પામશો મોક્ષદ્વાર તો ॥ તે૦ ॥રા૦॥ ૧૭ ॥ પોતનપુરતણી સાંભલો વાત તો, મદન નામે એક શ્રાવક સારતો, તેહુની બેટી છે શ્રીમતિ, પરણીછે મિથ્યાત્વિને ઘેર તો, ધર્મ ઉપર દ્વેષ છે ઘણો, તેણે રાખીયો ઘડામાહિ સાપતો, નવકાર પ્રભાવે થઈ ફૂલની માલતો ॥ ૧૮ ॥ રત્નપુરી નગરે યશોભદ્ર રાય તો, તેહનો બેટો શિવકુમાર તો, સાત વ્યસનનો સેવન હાર તો, પર વચન સેવે ઘણું, માત પિતા કુટુંબ સહુ પરિવાર તો, કેણુ ન માને કોય તણું, સંકટ પડે સમર્યા નવકાર તો, ફરશ્યાથી ઉઠી નીકળ્યો બહાર તો ॥ તે૦ ॥ રા૦ ॥ ૧૯ ॥ મથુરા નગરી તણી સાંભળો વાત તો ॥ અધિક ચોર વસે તે માંહિ તો ॥ ખાતર પાડી ધન લાવે ઘણું ॥ મથુરાં નગરી તણો કહું અવદાત તો ॥ કુલવંતી વેશ્યાએ માંડયો વાદ તો ॥ તે૦ ॥ રા૦ ॥ ૨૦ ॥ હાર પડયો ચોર ઝાલીઓ એક તો, તે લેઈ નાંખ્યો કેરડાની પાસ તો ॥ શુલી ઉપરે જો રોપીઓ, પાણીની તૃષા લાગી અપાર તો ॥ હાથ સાને જલ માગીઓ ॥ તે૦ ॥ રા૦ ॥૨૧॥ રાજાને ભયે કોય પાણી ન પાયતો, જિનદાસ શેઠે એમ કહ્યું, પાણી લાવું ત્યાં લગી ગણે નવકાર તો ॥ તિણે સમર્યો મનમાં નવકાર તો, તેહ મરી થયો યક્ષ કુમાર તો ॥ શત્રુંજયે શાનિધ તે કરે ॥ તે૦ ॥ રા૦ ॥ ૨૨ ॥ ચારૂદત્ત નામે શેઠનો પુત્ર તો વેશ્યાને સંગે હાર્યો વિત્તતો, દ્રવ્ય ઉપરે ઉદ્યમ કરે, અનુક્રમે આવ્યો દરીઆની તીરતો ॥ કાઉસગ્ગ અણુસણ ઉચરે, સુણી નવકારને ગયો દેવ લોક તો, દેવતા આવીને કરે પ્રણામ તો ॥તે૦ ॥ રા૦ ॥ ૨૩ ॥ ચંદ્રાવતી નગરી મનોહાર તો, વીરધવલ રાજા

કરે રાજ્ય તો ॥ બેટી મલયાસુંદરી, કર્મ વશે ગઇ દેશ નેપાલ તો ॥ દુખ સહ્યાં કીધાં અપાર તો, પંખી થકી જલધર પડે, તીહાં સમર્યો મનમાંહી નવકાર તો ॥ જલધર તરી ઉતર્યો પાર તો ॥ તે૦ ॥ રા૦ ॥ ૨૪ ॥ ફોફલપુર નગરી જસ દીપ મોજાર તો, દમણુ સાગર ઋષિ રહ્યા ચોમાસું તો ॥ ત્યાં બેસી બેહુ શીખ્યાં નવકાર તો, રાજકુમાર રત્નાવલી, ચારિત્ર પાલી ગયા મોક્ષ દુવાર તો ॥ તે૦ ॥ રા૦ ॥ ૨૫ ॥ ત્રિભુવનમાં હુઓ જયજય કાર તો, તેફલ જાણુ જયો શ્રીનવકાર તો ॥ રાશ ભણું નવકારનો રાસ ભણું શ્રીઅરિહંતનો ॥ રાસ ભણું શ્રી ગૌતમ સ્વામીનો, રાસ ભણું સર્વ સાધુનો ॥ તે ફલ જાણુજ્યો શ્રી નવકાર તો, રાસ ભણું શ્રી નવકારનો ॥ તે૦ ॥ રા૦ ॥ ૨૬ ॥ સંપૂર્ણ ॥

---

## ॥ अथ श्री सिद्धाचल स्तवन ॥

॥ હરણી જવ ચરે લાલનાં ॥ એ દેશી ॥

॥ કર જોડી કહે કામિની લલના, લાલાહો પ્રીતમજી અવધાર, એહુ ગિરિવરૂ રે લલના ॥ સફલ કરો લહી આપણો લલના, લાલાહો માનવનો અવતાર ॥ એહુ ગિરિ૦ ॥ ૧ ॥ નવ લખો ટીલોસ્યું કરૂ લલના, લાલા હોશે જવાલી જોગાવે ॥એહુ૦॥ સુનંદાનો નાહલો લ૦ લાલાહો ત્રિભુવન તિલક ભેટાવી, ॥એહુ૦॥ ॥ ૨ ॥ ઋષભ સેનાદિક જિનવરા લલના, લાલાહો મુક્તિ ગયા ઇણે ઠામ ॥ એહુ૦ ॥ જિનતણી ફરસી ભૂમિકા લલના, લાલાહો

આ સ્તવનમાં કેટલીક ગાથાઓમાં ચરણો વધારે ઓછાં છે તેમ અર્થ સંગતિ પણ બરોબર જણાતી નથી.

સિદ્ધ અનંતાનો ઠામ ॥ એહ૦ ॥ ૩ ॥ ઇણી ચોવીશી સિદ્ધા-ચલે લલના, લાલાહો નેમિ વિના ત્રેવીસ ॥ એહ૦ ॥ ભાવી ચોવીશી આવશે લલનાં, લાલાહો પદ્મનાભાદિ જિનેશ, ॥એહ૦॥ ॥ ૪ ॥ આદિ જિણંદ સમોસર્યા લલના, લાલાહો પૂર્વ નવાણું વાર, ॥ એહ૦ ॥ ચોમાસું અજિત જિનેશ્વર લલના, લાલાહો શાન્તિ ચોમાસું સાર ॥ એહ૦ ॥ ૫ ॥ પાંચ કોડિ પરિવારશું લલના, લાલાહો ઋષભસેના પુંડરીક, ॥ એહ૦ ॥ ચૈત્રી પુનમી શિવ સંપદા લલના, લાલાહો પાંમી થયા નીરભીક, ॥એહ૦ ॥ ॥ ૬ ॥ કાર્તિક પુનમ કામિત વર્યા લલનાં, લાલાહો દ્રાવિડ વા-રિષેણુ દોય ॥ એહ૦ ॥ દસ કોડિ મુનિ મહંતશું લલનાં, લા-લાહો પ્રણુમી પાતક ધોય ॥ એહ૦ ॥ ૭ ॥ નેમિ વિનમિ વિદ્યા-ધરા, લલના, લાલાહો બે કોડી સાધુ સંગાતે ॥ એહ૦॥ ફાગણુ સુદી દશમી શમી લલના, લાલાહો કીધો કર્મનો ઘાત, ॥ ૮ ॥ ઋષભ વંશ નરપતિ ઘણાં લલના, લાલાહો ભરત અંગજ કેઈ પાટ, ॥ એહ૦ ॥ સિદ્ધક્ષેત્ર શ્રેણી ચઢી લલનાં, લાલાહો રોપ્યા ધર્મના ધાટ ॥ એહ૦ ॥ ૯ ॥ નારદ એકાણું લાખશું લલના, લાલાહો રામ ભરત ત્રણુ કોટી, ॥ એહ૦ ॥ વીશ કોટિશું પાંડવા લલના લાલાહો દેવકી સુત ષટ કોટિ, ॥ એહ૦ ॥ ૧૦ ॥ હરિનંદન દોય વંદિઈ લલના, લાલાહો શ્યામ પ્રદ્યુમ્ન કુમાર, ॥ એહ૦ ॥ સાઢી આઠ કોડિ સાથે થયા લલના, લાલાહો શિવ સુંદરી ભર-થાર, ॥ એહ૦ ॥ ૧૧ ॥ થાવચ્ચા સુત સંયમી લલના, લાલાહો સહસશું અણુસણુ લીધ, ॥ એહ૦ ॥ નેમી શિસ નંદિષેણુજી લલના, લાલાહો અજિત શાન્તિ સ્તવ કીધ, ॥ એહ૦ ॥ ૧૨ ॥ સુવ્રત સહસ મુણિંદ શું લલના, લાલાહો શુક પરિવ્રાજક સિદ્ધ

॥ એહ૦ ॥ પંચસયા સેલકસૂરિ લલના, લાલાહો મંડુક મુણિસુ-પ્રસિદ્ધ, ॥ એહ૦ ॥ ૧૩ ॥ સિદ્ધાચલ વિમલગિરિ લલનાં, લાલ હો મુક્તિ નિલય સિદ્ધ ઠામ ॥ એહ૦ ॥ શત્રુંજય આદિ જેહનાં લલનાં, લાલાહો ઉત્તમ એકવીસ નામ ॥ એહ૦ ॥ ૧૪ ॥ ભવ-સાયર તરીએ જિણે લલના, લાલાહો તીરથ તેહ કહાય ॥એહ૦॥ કારણ સકલ સફલ હોય લલના, લાલાહો આતમ વીર્ય સહાય, ॥ એહ૦ ॥ ૧૫ ॥ કીર્તિ સ્થંભ એ જૈનનો લલના, લાલાહો શિવમંદિર સોપાન, ॥ એહ૦ ॥ ક્ષમાવિજય ગુરૂથી લહી લલના, લાલાહો સેવક જિનધરે ધ્યાન ॥ એહ૦ ॥ ૧૬ ॥ ઇતિ શ્રી સિ-દ્ધાચલ સ્તવનમ્ ॥

---

## ॥ अथ श्री सिद्धाचल स्तवनम् ॥

॥ જીરે મારે શ્રી સિદ્ધાચલ તીર્થ, શાસ્વતું પ્રાયઃ જાણીયે ॥ જીરેજી ॥ જીરે મારે નાભિનરેશ્વર નન્દ, ઋષભ જિણંદ વખા-ણીયે ॥ જીરેજી ॥ જીરે મારે પૂર્વનવાણું વાર, ગિરિ દર્શનને આવીયા ॥ જીરેજી ॥ જીરે મારે આદ્ય આઠમથી જાણ, ફાગણ સુદી મન ભાવીયા ॥જીરેજી ॥ ૧ ॥ જીરે મારે રાયણ ઋષભ મનોહાર, તે ચરણે પાવન કરી ॥ જીરેજી ॥ જીરે મારે હું વન્દુ ત્રણ કાલ, ભાવ ઘણો મનમાં ધરી ॥ જીરેજી ॥ જીરે મારે ભર-તેશ્વર નિજનંદ, પુછે પ્રભુ બહુ માનથી ॥ જીરેજી ॥ જીરે મારે તુમ સરીખા જગનાથ, પૂજ્ય કહે કુણ કામથી ॥ જીરેજી ॥ ૨ ॥ જીરે મારે કૃપાવન્ત ભગવન્ત, તીર્થ મહિમા અતિ દાખીયો ॥ જીરેજી ॥ જીરે મારે આઠ ઉપર સો નામ, રસ સ્વાદ કરી

ચાખવો ॥ જીરેજી ॥ જીરે મારે સાંભળી જિનવર વાણુ, ઋષભસેન પ્રમુખ વલી ॥ જીરેજી ॥ જીરે મારે ચોરાસી ગણુધાર, તીર્થ સ્થાપે મન રૂલી ॥ જીરેજી ॥ ૩ ॥ જીરે મારે ઋષભસેન પુંડરીક, પુછે પ્રભુ ચરણે નમી ॥ જીરેજી ॥ જીરે મારે કીહાં હોશે મુજ સિદ્ધિ, ભાખ્યો પૂજ્ય કેવલ ગમી ॥ જીરેજી ॥ જીરે મારે કહે કેવલી જિનરાજ, નાણુ નિર્વાણુ સાધશો ॥ જીરેજી ॥ જીરે મારે એ તીર્થે મહા ભાગ્ય, ગુણુ અતિશય વાધશો ॥ જીરેજી ॥ ॥ ૪ ॥ જીરે મારે પાંચ ક્રોડી અણુગાર, ફાગણુ સુદી પુનમ ભલી ॥ જીરેજી ॥ જીરે મારે કરી સંલેખન સાર, ચૈત્ર સુદી પૂનમ વલી ॥ જીરેજી ॥ જીરે મારે પામી કેવલ નાણુ, અજરામર સુખ પામીયા ॥ જીરે૦ ॥ જીરે મારે સાદિ અનંત નિવાસ, જન્મ જરા દુઃખ વામીયા ॥ જીરેજી ॥ ૫ ॥ જીરે મારે દ્રાવિડ ને વારિખેણુ, દશકોઢિ મુનિ પરિવારશું ॥ જીરેજી ॥ જીરે મારે કાર્તિક પુનમ દિનસાર, હું વંદુ ભલા ભાવશું ॥ જીરેજી ॥ જીરે મારે વિદ્યાધર મુનિ દોય, નમિ વિનમિ વખાણીયે ॥ જીરેજી ॥ જીરે મારે બે કોડી મુનિ સંજુત, આવ્યાબાધ સુખ પામીયા ॥ જીરેજી ॥ ૬ ॥ જીરે મારે સાગરચંદ મુનિરાય, ત્રણુ કોડિ પરિવારશું ॥ જીરેજી ॥ જીરે મારે સોમજય અણુગાર, તેર કોડિ ભલા ભાવશું ॥ જીરેજી ॥ જીરે મારે દમી તારી નીસદ્ધ, ચઉદ સહસસું સિદ્ધ થયા ॥ જીરેજી ॥ જીરે મારે બાહુબલી બલવંત, એક સહસ આઠશું શિવ ગયા ॥ જીરેજી ॥ ૭ ॥ જીરે મારે પાંડવ પાંચ કુમાર, વીશ કોડિ પરિવારશું ॥ જીરેજી ॥ જીરે મારે આસો પુનમ દિન સાર, મુક્તિ વર્યા ભલે ભાવસું ॥ જીરેજી ॥ જીરે મારે ઇત્યાદિક અનેક, કાંકરે કાંકરે સિદ્ધ થયા ॥ જીરેજી ॥ જીરે

મારે એ તીરથ આધાર, કર્મ ખપાવી મોક્ષે ગયા ॥ જીરેજી ॥ ૮ ॥ જીરે મારે જાત્રા નવાણું એહ, જે કરશે ભલા ભાવશું ॥ જીરેજી ॥ જીરે મારે તે તરશે સંસાર, ન પડે ભવના દાવશું ॥ જીરેજી ॥ જીરે મારે જિન ઉત્તમ મહારાજ, પાય પદ્મ તસ નામીયે ॥ જીરેજી ॥ જીરે મારે રૂપ વિજય કવિરાય, શિવ સુખ લક્ષ્મી પામીયે ॥ જીરેજી ॥ ૯ ॥ ઇતિશ્રી સિદ્ધાચલજીનું સ્તવન સંપૂર્ણ ॥

## ॥ अथ एकादशी स्तवनं ॥

॥ એકાદશી તિથિ સેવીયેરે લાલ, ઉલટ આણી અંગ મેરે પ્યારે ॥ કલ્યાણક દિન એ વડોરે લાલ, કહે જિનજી મનરંગ ॥ મેરે પ્યારે રે ॥ એકા૦ ॥ ૧ ॥ ઋષભ અજિત સંભવ વલીરે લાલ, અર મલ્લિ નમિનાથ ॥ મેરે પ્યા૦ ॥ પાર્શ્વનાથ દીક્ષા વલીરે લાલ, સેવો શિવપુર સાથ ॥ મેરે પ્યા૦ ॥ એકા૦ ॥ ૨ મૌન એકાદશી એવડીરે લાલ, કલ્યાણુક એકસો પચાસ ॥ મેરે પ્યા૦ ॥ શત ઉપવાસ આરાધતાંરે લાલ, હોઇ ધરી લીલ વાસ ॥ મેરે પ્યા૦ ॥ એકા૦ ॥ ૩ ॥ કેવલજ્ઞાની જ્ઞાનશુંરે લાલ, મહિમા ભાખ્યો ઉદાર ॥ મેરે૦ ॥ કૃષ્ણ પ્રભુ મુખે આદર્યોરે લાલ, ઉજવ્યો વિધિ મનોહાર ॥ મેરે૦ ॥ એકા૦ ॥ ૪ ॥ મિથ્યાત્વી માને ઘણુંરે લાલ, જિનશાસન દિન એહ ॥ મેરે૦ ॥ આદરીયે આદર ઘણા રે લાલ, ધણુકણુ કંચન ગેહ ॥ મેરે૦ ॥ એકા૦ ૫ ॥ મૌન પણે પોસહ કરીરે લાલ, વિકથાનો પરિહાર ॥મેરે૦॥ ગણણું ગણીએ નેહશુંરે લાલ, હોઈ અલ્પ સંસાર ॥ મેરે૦ ॥ એકા૦ ॥ ૬ ॥ એકાદશી મહિમા કહુંરે લાલ, ગૌતમ આગલે

વીર ॥ મેરે० ॥ શ્રી મેરૂવિજય સુપસાઉલેરે લાલ, મેરૂ લહે ભવ તીર ॥ મેરે० ॥ એકા० ॥ ૭ ॥ ઇતિ એકાદશી સ્તવનમ્ ॥

---

## ॥ अथ सज्झायो ॥ ढुंढक पचवीसीनी सज्झाय ॥

॥ શ્રી શ્રુતદેવી પ્રણમી કહેસ્યું, જિન પ્રતિમા અધિકાર ॥ નવિ માને તસ વદન ચપેટા, માને તસ સિણગાર ॥ શ્રી જિન પ્રતિમાશું નહીં રંગ, તેનો કદિય ન કીજે સંગ ॥ ૧ ॥ કેવલ નાણી ચઉ નાણી, એણુ સમે નહીં ભરત મઝાર ॥ જિન પ્રતિમા જિન પ્રવચન, જિનો એ મોટો આધાર ॥ શ્રી० ॥ ૨ ॥ તે જિનવર પ્રતિમા ઉત્થાપી, કુમતિ હૈયા ફૂટે ॥ તે વિના કીરિયા હાનિ લાગે, તેતો થોથા કુટે ॥ શ્રી० ॥ ૩ ॥ જિન પ્રતિમા દર્શથી દર્શન, લહીએ વ્રતનું મૂલ ॥ તેહજ મૂલ કારણ ઉત્થાપી, શું થાયે જગ શુલ ॥ શ્રી० ॥ ૪ ॥ અભયકુમાર મૂકિ પ્રતિમા, દેખી આર્દ્રકુમાર ॥ પ્રતિબોધે સંયમ લઈ સુધો, એ ચાવો અધિકાર ॥ શ્રી० ॥ ૫ ॥ પ્રતિમા આકારે મચ્છ નિહાલે, અન્ય મચ્છ સવિ બુઝે ॥ સમકિત પામે જાતિ સ્મરણ, તસ પૂર્વભવ સુઝે ॥ શ્રી० ॥ ૬ ॥ ચૈત્ય વિના અન્યતીરથ સુજને, વંદના પૂજા નિષેધે ॥ સાતમે અંગે શ્રી આણંદે, સમકિત ધારૂં સૂધે ॥શ્રી०॥ ॥ ૭ ॥ છઠે અંગે જ્ઞાતા સૂત્રે, દ્રૌપદીએ જિન પૂજ્યા ॥ એહવા અક્ષર દેખે તો પણ, મૂઢ મતિ નવિ બુઝયા ॥ શ્રી० ॥ ૮ ॥ ચારણ મુનિએ ચેઈય વંદ્યા, ભગવઈ અંગે રંગે ॥ મરડી અર્થ કરે તિણે સ્થાનક, કુમતિ તણે પ્રસંગે ॥ શ્રી० ॥ ૯ ॥ ભગવઈ આદિ શ્રીગણધરજી, બંભી લીપીને વાંદે, એહવા અક્ષર સ્થાપના

દેખી, કુમતિ કહો કિમ નંદે ॥ શ્રી૦ ॥ ૧૦ ॥ સૂર્યાભે જિન આગલે, નાટક કીધું મનને રંગે ॥ સમકિતદૃષ્ટિ તેહ વખાણ્યા, રાયપસેણી ઉવંગે ॥ શ્રી૦ ॥ ૧૧ ॥ સમકિતદૃષ્ટિ શ્રાવક કરણી, જિનઘર જેહ કરાવે ॥ તે બારમે દેવલોકે પહોચે, મહા નિશીથ આલાવે ॥ શ્રી૦ ॥ ૧૨ ॥ અષ્ટપદ ગિરિ ઉપર ભરતે, મણિમય બિંબ ભરાવ્યા ॥ એહવા અક્ષર આવશ્યકસૂત્રે, ગૌતમ વંદન આયા ॥ શ્રી૦ ॥ ૧૩ ॥ પરંપરાગત પુસ્તક પ્રતિમા, માને તેહજ નાણી નવિ માને તેહજ અજ્ઞાની, એવી જિનવર વાણી ॥ શ્રી૦ ॥ ૧૪ ॥ ઢુંઢક વાણી કુમત સમાની, સૂણો મત ભૂલો પ્રાણી ॥ બોધિબી-જની કરસે હાણી, કિમ વરશે શિવરાણી ॥ શ્રી૦ ॥ ૧૫ ॥ ક્ષે-ત્રપાલ ભવાની દેહરે, તિહાં જાવું નવિ વારે ॥ વીતરાગને દેહરે વારે, તે કુણસૂત્ર અનુસારે ॥ શ્રી૦ ॥ ૧૬ ॥ મેલાં કપડાં મોઢું બાંધી, ઘર ઘર ભીક્ષા ફરતા ॥ માંદા માણસની પરે થોહું, બોલે જાણે મરતા ॥ શ્રી૦ ॥ ૧૭ ॥ બારસ કાલા માંહે કાલા, જેહવા કાલા પારા ॥ પંચમ કાલે એ દુષ્ટ પ્રગટ્યા, મહામૂઢ વિકરાલા ॥ શ્રી૦ ॥ ૧૮ ॥ ઢુંઢત ઢુંઢત પ્રાણી, તોહી ધર્મ ન પાયો ॥ તે માટે મૂઢ ઢુંઢક કહેવાયો, એલે જનમ ગમાયો ॥શ્રી૦ ॥૧૯॥ ભાવ ભેદ તત્ત્વ નવી જાણે, દયા દયા મુખ ભાખે ॥ મુગ્ધ લો-કને ભરમે પાડે, એ પણ દુર્ગતિ માટે ક શ્રી૦ ॥ ૨૦ ॥ ભાષ્ય ચુર્ણી ટીકા નવી માને, કેવલ સૂત્ર પોકારે ॥ તે માંહે નિજ ક-લ્પિત સ્થાપી, બહુ સંસાર વધારે ॥ શ્રી૦ ॥ ૨૧ ॥ આગમનો એક વર્ણ ઉત્થાપે, તે કહ્યો અનંતસંસારી ॥ આખો સ્કંધ ઉત્થાપે તેની, શી ગતિ હોશે સારી ॥ શ્રી૦ ॥ ૨૨ ॥ ચિત્રલિખિત નારી જોવંતા, વાધે કામ વિકાર ॥ તિમ જિન પ્રતિમા મુદ્રા દેખી,

શુદ્ધ ભાવ વિસ્તાર ॥ શ્રી૦ ॥ ૨૩ ॥ તે માટે હઠ છંડો ભવિ- યાં, પ્રતિમાશું દિલ રાખો ॥ જિનપ્રવચન જેને, અનુભવ ભરી રસ ચાખો ॥ શ્રી૦ ॥ ૨૪ ॥ ઢુંઢક પચવીસી એહ મે ગાઇ, નગર નાડુલ મઝાર ॥ જસવંત શ્રીજિનેંદ્ર પયંપે, હિતકાર અ- ધિકાર ॥ શ્રી૦ ॥ ૨૫ ॥

## ॥ द्वारिका नगरीनी सज्झाय ॥

॥ દોનું બંધવ આરડે, દુખ ધરતાં મન માંહે ॥ બલતી દેખી દ્વારિકા, કીજે કવણ ઉપાય ॥ ૧ ॥ રતન ભીંત સોવન તણી, તેહ બલે તત્કાલ ॥ સોવન થંભા કાંગરા, જાણે બલે પરાલ ॥ ૨ ॥

॥ ઢાલ ॥ ૧ ॥ બલતી દ્વારિકા દેખીરે, ભાઈ ઘણા થયા દિલગીરરે ॥ છાતી તે લાગી ફાટવારે, ભાઈ નયણે વછુટ્યા નીરરે માધવ ઈમ બોલે ॥ ૧ ॥ બે બંધવ મલીને તીહાંરે, ભાઈ વાત કરે કરૂણાંય ॥ દુખ સાલે દ્વારિકા તણુંરે, ભાઈ અબ કીજે કવણ ઉપાયરે ॥ મા૦ ॥ ૨ ॥ કિહાંરે દ્વારિકાની સાહિબીરે, ભાઈ કીહાં ગજદાલનો ઠાઠ ॥ સજ્જનનો મેલો કિહાંરે, ભાઈ ક્ષણમાં હુઆ ઘણા ઘાટરે ॥ મા૦ ॥ ૩ ॥ હાથી ઘોડા રથ બલેરે, ભાઈ બેતાલી બેતાલીસ લાખ ॥ અડતાલીસ ક્રોડ પાલા હુંતારે, ભાઈ ક્ષણમાં હુઈ ગયા રાખરે ॥ મા૦ ॥ ૪ ॥ હલધરને હરજી કહેરે, ભાઈ ધિગ્ કાયરપણું મોય ॥ નગરી બલે મુજ દેખતાંરે, ભાઈ જોર મુજ ન ચાલે કોયરે ॥ મા૦ ॥ ૫ ॥ નગરી બલે મુજ દેખતાંરે, ભાઈ રાખી ન શકુંરે જેમ ॥ ઈંદ્ર ધનુષ મેં ચઢાવી-

ચુંરે, ભાઇએ બન્ન ભાગ્યું કેમરે ।। મા૦ ।। ૬ ।। જીણી દીશી જોગ તિણુ દિશેરે, ભાઈ સેવક સહસ અનેક ।। હાથ જોડી ઉભા ખડારે, ભાઈ આજ ન દીસે એકરે ।। મા૦ ।। ૭ ।। મોટા મોટા રાજવીરે, ભાઈ શરણે રહેત આય ।। ઉલટો શરણો તાકીઓરે, ભાઈ વેરણુ વેલા આયરે ।। મા૦ ।। ૮ ।। વાદલ વીજતણી પરેરે, ભાઈ ઋધ્ધિ બદલાયે સોય ।। ઇણુ દોહીલીમાં આપણોરે, ભાઈ સગો ન દીસે કોયરે ।। મા૦ ।। ૯ ।। મેહેલ ઉપગરણુ આયુધ બલેરે, ભાઈ બલે સહુ પરિવાર ।। આ આપદા પુરી પડીરે, ભાઈ કીજે કવણુ વિચારરે ।। મા૦ ।। ૧૦ ।। વળતાં હુલધર ઇમ કહેરે, ભાઇ પ્રગટયાં પૂર્વનાં પાપ ।। બીજું તો સઘળું રહ્યુંરે, ભાઇ માંહે બળે માય બાપરે ।। મા૦ ।। ૧૧ ।। દોનું બાંધવ માંહે ધસ્યારે, ભાઈ નગરીમાં ચાલ્યા જાય ।। રથ જોડી તેણે સમેરે, ભાઈ માંહે ઘાલ્યા માત તાતરે ।। મા૦ ।। ૧૨ ।। દોનું બાંધવ જુતિયારે, આવ્યા પોળની માંય ।। દોનું બંધવ બહાર નીકળ્યારે, ભાઇ દરવાજો પડિયો આયરે ।। મા૦ ।। ૧૩ ।। પાછું વળી જુએ તીહાંરે ભાઈ ઘણા થયા દિલગીર ।। છાતી તે લાગી ફાટવારે, ભાઇ નયણે વછુટયાં નીરરે ।। મા૦ ।। ૧૪ ।। હળદરને હરજી કહેરે, ભાઈ સાંભળ બંધવ વાત ।। કિણુ દીશી આપણે જાઈશુંરે, ભાઇ તે દિશ મોય બતાયરે ।। મા૦ ।। ૧૫ ।। વચન સુણી માધવ તણાંરે ભાઈ હળધર બોલે એહ ।। પાંડવ ભાઈ કુંતાતણારે, ભાઇ અબ જાઇયે તેહને ગેહરે ।। મા૦ ।। ૧૬ ।। વયણાં સુણી હળધર તણાંરે, ભાઈ માધવ બોલે એમ ।। દેશવટો દેઈ કાઢીયારે, ભાઈ તે ઘર જાઓ કેમરે ।। મા૦ ।। ૧૭ ।। વલતા હળધર ઇમ કહેરે, ભાઇ દૂખી હોશે દિલગીર ।। મે કિમ અવગુણ આણુશેરે, ભાઈ ગિરૂઆ

ગુણગંભીરરે ॥ મા૦ ॥ ૧૮ ॥ તેં તેહનાં કારજ કિયાંરે, ભાઈ ધાતકી ખંડમાં જાય ॥ દ્રૌપદી સોંપી આણીનેરે, ભાઈ તે કેમ ભુલશે ભાયરે ॥ મા૦ ॥ ૧૯ ॥ અહંકારી સીર સેહરારે, ભાઈ એહવી સંપદા પાય ॥ તે નર પાળા ચાલિયારે, આપદા પડી બહુ આયરે ॥ મા૦ ॥ ૨૦ ॥ પાંડવ મથુરાં પ્રગટી જિહાંરે, ભાઈ અગ્નિખુણ સમુદ્રની તીર ॥ તીણુ નગરી ભણી ચાલીયારે, ભાઈ બંધવ બેહુ સધીરરે ॥ મા૦ ॥ ૨૧ ॥ જે નર સજ્યાએ પોઢતારે, ભાઈ તે નર પાલા હોય ॥ કરજોડી વિનય વિજય ઈમ ભણેરે, ભાઈ આ ભવ પાર ઉતારરે ॥ માધવ ઈમ બોલે ॥ ૨૨ ॥

---

## ॥ अथ स्थूलिभद्रनी सज्झाय ॥

॥ બોલી ગયો મુખ બોલ, ચ્યાર ઘડીનો કોલ ॥ આછે લાલ ॥ હજીએ ન આવ્યો વાલહો ॥ દેઈ ગયો દુખ દાહ, પાછો નાવ્યો નાહ ॥ આ૦ ॥ કે સહી કેણે ભોલવ્યોજી ॥ ૧ ॥ રહેતો નહીં ક્ષણુ એક, રે દાસી સુવિવેક ॥ આ૦ ॥ જાઈ જુઓ દિસા દસેંજી એમ બોલંતી બાલ, એની ઉત્તમ ચાલ ॥ આછે લાલ ॥ છેલ ગયો મુજ છેતરીજી ॥ ૨ ॥ ઉલસ વાલસ થાય, અંગ ઉઘામ ધાય ॥ આછંગા નયણે નાવે નિદ્રડીજી ॥ ચોખા ચંપક શરીર, નણુદલના હો વીર ॥ આ૦ ॥ નયણે દીઠા નવીજી ॥ ૩ ॥ જેમ અપૈયા મેહ, મચ્છને જલશું નેહ ॥ આ૦ ॥ ભમરાને મન કેતકીજી ॥ ચકવો ચાહે ચંદ્ર, ઈન્દ્રાણી મન ઈન્દ્ર ॥ આ૦ ॥ અહનિશી તમને ઓલગુંજી ॥ ૪ ॥ તુમવિણ ઘડીએ છ માસ, તેં

મુજ નાખી પાસ ॥ આ૦ ॥ નિષ્ઠુરપણું નર તેં કર્યુંજી ॥ ભાખેર કોઇક દોષ, મુકી મનનો રોષ ॥ આછે૦ ॥ કાંઇક તો કરૂણા કરોજી ॥ ૫ ॥ હું નિરાધાર નાર, મેલી ગયો ભરથાર ॥આ૦॥ ઉભી કરૂં આલોચનાજી ॥ એમ વિલવલતી કોસ, દેતી કરમનો દોષ ॥ આ૦ ॥ દાસી આવીરે દોડતીજી ॥ ૬ ॥ સાંભળ સ્વામીની વાત, લાછિલ દેનો જાત ॥ આંછે૦ ॥ સ્થુલિભદ્ર આવ્યોરે આંગણેજી ॥ વનિતા સાંભળી વાત, હિયડે હરખ ન માત ॥આ ॥ પ્રીતિ પાવન પ્રભુ તેં કરીજી ॥ ૭ ॥ પધારો ઘર મુજ, મુનિ ભાખ્યો સવિ ગુજ ॥ આ૦ ॥ ઉઠ હાથ અલગી રહેજી ॥ માતા આગે મુસાલ, તિમ મુજ આગલ ખ્યાલ ॥ આ૦ ॥ એહ પ્રપંચ કિહાં ભણ્યાજી ॥ ૮ ॥ ચિત્રશાલી ચોમાસ, નિહાલી મુખતાસ ॥ ॥ આ૦ ॥ વનિતા વિધિશું આલોચવેજી ॥ માદલ તાલ કંસાલ, ભુંગલ ભેરિ રસાલ ॥ આ૦ ॥ ગાવે નવ નવ રાગશુંજી ॥ ૯ ॥ વાળે વિધિશું અંગ, ફરતી કુદડી ચંગ ॥ આ૦ ॥ હાવભાવ બહુ હેતસુંજી ॥ સાંભલ સ્વામીની વાત, સિંહને ઘાલે ઘાત ॥ આ૦ ॥ રાઇનો પાડ રાતે ગયોજી ॥ ૧૦ ॥ સો બાલક સાથે રોઇ, પાવડયાને પાનો ન હોય ॥ આ૦ ॥ પથ્થર ફાટયો તે કિમ મલેજી ॥ સમુદ્ર મીઠો ન થાય, પૃથ્વી રસાતલ જાય ॥ આ૦ ॥ સૂર્ય ઉગે પશ્ચિમ દિશેજી ॥ ૧૧ ॥ પ્રતિ બોધી ઇમ કોશ, છોડી રાગને રોષ ॥ આ૦ ॥ દ્વાદશ વ્રત ઉચરેજી ॥ પૂરણ કીધો ચોમાસ, આવ્યા શ્રી ગુરૂપાસ ॥ આ૦ ॥ દુક્કર દુક્કર તું સહીજી ॥ ૧૨ ॥ ત્રીસ વરસ ઘરવાસ, પુરી સહુની આશ ॥ આછે૦ ॥ પંચમહાવ્રત પાલતાજી ॥ ધન્ય માત ધન્ય તાત, નાગર ન્યાતિ કહાત, ॥આછે૦॥ વારૂ વંશ દીપાવીયોજી ॥ ૧૩ ॥ જે નરનારી ગાય, તસ ઘર

લચ્છી સવાય ॥ આછે૦ ॥ પભણે શાંતિ મયા થકીજી ॥ ૧૪ ॥
ઈતિ સ્થુલિભદ્રની સજ્ઝાય ॥

---

## नेमराजेमतीनो सज्झाय.

॥ રાણી રાજુલ કરજોડી કહે, એતો જાદવકુલ શણગારરે ॥ વાલા મારા ॥ ભવરે આઠેનો નેહલો, પ્રભુ મત મેલો વિસારીરે ॥ વાલા મારા ॥ ૧ ॥ વારિહું જિનવર નેમજી, એક વિનતડી અવધારરે ॥ વા૦ ॥ સુરતરૂ સરખો સાહિબો, હુંતો નિત્ય નિત્ય ધરૂ દેદારરે ॥ વા૦ ॥ મા૦ ॥ ૨ ॥ પ્રથમ ભવે ધનવતિનો, તું ધનનામે ભરતારરે ॥ વા૦ ॥ નિસાલે જાતાં મુજને, છાનો મેલ્યો મોતી કેરો હારરે ॥ વા૦ ॥ મા૦ ॥ ૩ ॥ દિક્ષા લેઈ હરખે કરી, તિહાં દેવતણો અવતારરે ॥ વા૦ ॥ ક્ષણવિરહ ખમતા નહીં, તિહાં પણ ધરતા પ્યારરે ॥ વા૦ ॥ મા૦ ॥ ૪ ॥ ત્રીજે ભવે વિદ્યાધરૂ, તિહાં ચિત્રગતિ રાજકુમારરે ॥ વા૦ ॥ ભૂપતિ પદવી ભોગવો, હું રત્નવતી તુજનારરે ॥ વા૦ ॥ મા૦ ॥ ॥ ૫ ॥ મહાવ્રત પાલી સાધુના, તિહાં ચોથે ભવે સુરદારરે ॥વા૦॥ આરણ્ય દેવલોકે બેઉ જણા, તિહાં સુખ વિલસ્યાં સવિકારરે ॥વા૦ ॥ મા૦ ॥ ૬ ॥ પાંચમો ભવ અતિ શોભતો, તિહાં નૃપ અપરાજિત સારરે ॥ વા૦ ॥ પ્રીતમવંતી હું તાહરી, થઈ પ્રભુ હૈયાનો હારરે ॥ વા૦ ॥ મા૦ ॥ ૭ ॥ ગ્રહી દીક્ષા હરખે કરી, તિહાં છઠે ભવે સુરદારરે ॥ વા૦ ॥ માહેંદ્ર દેવલોકમાં, તિહાં સુખ વિલસ્યાં વારોવારરે ॥ વા૦ ॥ મા૦ ॥ ૮ ॥ શંખ રાજા ભવ સાતમો, તિહાં જસમતિ પ્રાણ આધારરે ॥ વા૦ ॥ વીસ સ્થાનક

ત્રીહાં ફરસતાં, જિનવર પદ બાંધ્યુ સારરે ॥ વા૦ ॥ મા૦ ॥૯॥ આઠમે ભવ અપરાજિતે, તિહાં વરસ ગયાં બત્રીસ હજારરે ॥વા૦॥ આહારની ઇચ્છિા ઉપની, એતો પૂર્વ પુન્ય પ્રકાશરે ॥વા૦॥ વા૦॥ ૧૦ ॥ હરિવંશમાંથી ઉપની, મારી શિવાદેવી સાસુ મલ્હારરે ॥ વા૦ ॥ નવમે ભવે ક્યાં પરિહરો, પ્રભુ રાખો લોક વ્યવહારરે ॥ વા૦ ॥ મા૦ ॥ ૧૧ ॥ એરે સંબંધ સુણી પાછલો, તિહાં નેમજી ભણે બ્રહ્મચારીરે ॥ વા૦ ॥ હું તમને તેડવા કારણે, આવ્યો સસરાજીને વાસરે ॥ વા૦ ॥ મા૦ ॥ ૧૨ ॥ અવિચલ કીધો એણે સાહિબો, રૂડો નેહલો મુક્તિમાં જાયરે ॥ વા૦ ॥ માની વચન રાજેમતિ, તિહાં ચાલી પિઉડાની લારરે ॥ વા૦ ॥ મા૦ ॥ ૧૩ ॥ ધન્ય ધન્ય જિન બાવીસમો, જિણે તારી પોતાની નારરે ॥ વા૦ ॥ ધન્ય ધન્ય ઉગ્રસેનની નંદિની, જે સતીયોમેં સિરદારરે ॥ વા૦ ॥ મા૦ ॥ ૧૪ ॥ સંવત સતર ઇકોતરે, તિહાં શુભ વેલા શુભ વારરે ॥ વા૦ ॥ કાંતિવિજય રાજુલનાં, તિહાં ગુણ ગાયા શ્રીકારરે ॥ વાલા મારા ॥ વારિહું જિનવર નેમજી ॥ ॥ ૧૫ ॥ ઇતિ નેમરાજેમતિ સજ્ઝાય ॥

---

## ॥ अथ श्रीअगीआरसनी सज्झाय ॥

॥ ઉલગાણુની ॥ દેશી ॥

॥ ગોયમ પૂછે વીરને, સુણો સ્વામીજી, મૌન એકાદશી કિણે કહી, કિણે પાલો કિણે આદરો ॥ સુણો૦ ॥ એહ અપૂર્વ દિન સહી ॥ ૧ ॥ વીર કહે સુણો ગોયમા, ગુણ ગેહાજી, નેમે પ્રકાશી એકાદશી, મૌન એકાદશી નિર્મલી, સુણો ગોયમજી ॥

ગોવિંદ કરે મલ્હારસી ॥ ૨ ॥ દ્વારામતી નગરી ભલી, ॥સુણો૦॥ નવ જોયણ આરામ વસી, છપ્પન કોડ જાદવ વસે ॥ સુણો૦ ॥ કૃષ્ણ બિરાજે તિણે નગરી ॥ ૩ ॥ વિચરંતા વિચરંતા નેમજી ॥ સુણો૦ ॥ આવી રહ્યા ઉજ્જવજ શિખરે, મધુરી ધ્વનિ દિયે દેશના ॥ સુણો૦ ॥ ભવિયણને ઉપગાર કરે ॥ ૪ ॥ ભવ અટવી ભીષણ ઘણી ॥ સુણો૦ ॥ તે તરવા પંચ પર્વી કહી, બીજે બે વિધ સાંચવો ॥ સુણો૦ ॥ દેશ વિરતિ સર્વ વિરતિ સહી ॥ ૫ ॥ પંચમી જ્ઞાન આરાધીયે ॥ સુણો૦ ॥ પંચ વરસ પંચ માસ વળી, અષ્ટમી દિન અષ્ટ કર્મનો ॥ સુણો૦ ॥ પરભવ આયુનો બંધ કરે ॥ ૬ ॥ ત્રીજે ભાગે નવમે ભાગે ॥ સુણો૦ ॥ સત્તાવીસમે ભાગે સહી, અથવા અંતર્મુહુર્ત્ત સમે ॥ સુણો૦ ॥ શ્વાસોશ્વાસમાં બંધકરે ॥ ૭ ॥ માયા કપટ જે કેલવે ॥ સુણો૦ ॥ નરક તિર્યંચનું આયુ ધરે, રાગ તણે વશ મોહીયો ॥ સુણો૦ ॥ વિકલ થયો પરવશ પણે ॥ ૮ ॥ કરણી અકરણી નવી ગણે ॥ સુણો ૦ ॥ મોહ તિમિર અંધકાર પણે, મોહે મદ ધર્યો ફિરે ॥ સુણો૦ ॥ દે ઘુમરી ઘણું જોર પણે ॥ ૯ ॥ ઘાયલ જિમ રહે ઘુમતો ॥ સુણો૦ કહ્યું ન માને નેહ પણે, જીવ રૂલે સંસારમાં ॥ સુણો૦ ॥ મોહ કર્મની સહી જાણી ॥ ૧૦ ॥ અલ્પ સુખ સરસવ જેવુ ॥ સુણો૦ ॥ તો તેને મેરૂ સમાન ગણે, લોભે લંપટ કહીયો ॥ સુણો૦ ॥ નવિગણે તે અંધપણે ॥ ૧૧ ॥ જ્ઞાની વિણ કહ્યો કુણ લહે ॥ સુણો૦ ॥ શું જાયે છદ્મસ્થપણે, અષ્ટમી એકાદશી ચઉદશી ॥ સુણો૦ ॥ સામાયિક પોસહ કરે ॥ ૧૨ ॥ ધર્મને દિવસે કર્મનો ॥ સુણો૦ ॥ આરંભ જે કરે નરનારી, નિશ્ચય સદ્ગતિ નવિ લહે ॥ સુણો૦ ॥ અશુભ કર્મનાં ફલ છે ભારી

॥ ૧૩ ॥ પાંચ ભરત પાંચ ઐરવતે ॥ સુણો૦ ॥ મહાવિદેહ તે પાંચ ભણી, કર્મભૂમિ સઘળી થઈ ॥ સુણો૦ ॥ સુકલ્યાણક પંથ સોય ભણો ॥ ૧૪ ॥ શ્રીવિશાલસોમ સૂરિશ્વર પ્રભુ ॥સુણો૦॥ તપ ગચ્છનો સિરદાર મુણિ, તસ ગુરૂ ચરણ કમલ નમી ॥સુણો૦॥ સુવ્રત રૂપ સજ્ઝાય ભણી ॥ ૧૫ ॥ ઇતિ અગીઆરસની સજ્ઝાય સંપૂર્ણમ્ ॥

---

# अथ त्रेसठशलाका पुरुषनो सज्झाय.

॥ ચોપાઈની દેશી ॥ પ્રહસમે પ્રણમું સરસતી માય, વળી સદ્‌ગુરૂને લાગું પાય ॥ ત્રેસઠ શલાકાનાં કહું નામ, નામ જપતાં સીજે કામ ॥ ૧ ॥ પ્રથમ ચોવીસ તીર્થંકર જાણ, તેહતણાં હું કરીશ વખાણ ॥ ઋષભ અજિતને સંભવ સ્વામ, ચોથા અભિનંદન અભિરામ ॥ ૨ ॥ સુમતિ પદ્મ પ્રભુ પુરે આશ, સુપાર્શ્વ ચંદ્રપ્રભ દે સુખવાસ ॥ સુવિધિ શીતલને શ્રેયાંસનાથ, એ છે સાચા શિવપુર સાથ ॥ ૩ ॥ વાસુપૂજ્ય જિન વિમલ અનંત, ધર્મ શાંતિ કુંથુ અરિહંત, અરમલ્લી મુનિસુવ્રત સ્વામ, એહથી લહીએ મુક્તિનું ઠામ ॥ ૪ ॥ નમિનાથ નેમિસર દેવ, જસ સુરનર નિત્ય સારે સેવ ॥ પાર્શ્વનાથ મહાવીર પ્રસિદ્ધ, ત્રુઠયા આપે અવિચલ ઋદ્ધિ ॥ ૫ ॥ હવે નામ ચક્રવર્તી તણાં, બાર ચક્રીજે શાસ્ત્રે ભણ્યા ॥ પહેલો ચક્રી ભરતનરેશ, સુખે સાધ્યા જિણે ષટખંડ દેશ ॥ ૬ ॥ બીજો સગર નામે ભૂપાલ, ત્રીજો મઘવરાય સુવિશાલ ॥ ચોથા કહીયે સનતકુમાર, દેવપદવી પામ્યા છે સાર ॥૭॥ શાંતિ કુંથું અર ત્રિણે રાય, તીર્થંકર પણ પદ કહેવાય ॥ સુભૂમ

આઠમો ચક્રી થયો, અતિ લોભે તે નરકે ગયો ॥ ૮ ॥ મહા પદ્મરાય બુદ્ધિ નિધાન, હરિષેણ દશમો રાજન ॥ ઈગ્યારમો જય નામ નરેશ, બારમો બ્રહ્મદત્ત ચક્રનરેશ ॥ ૯ ॥ એ બારે ચક્રિસર કહ્યા, સૂત્ર સિદ્ધાંત થકી મેં લહ્યા ॥ હવે વાસુદેવ કહું નવ નામ, ત્રિણ ખંડે જેણે જીત્યા ઠામ ॥ ૧૦ ॥ વીર જીવ પ્રથમ ત્રિપૃષ્ટ ॥ સ્વયંભૂ પુરૂષોત્તમ મહારાય, પુરૂષસિંહ પુંડરિક રાય ॥ ૧૧ ॥ દત્ત નારાયણ કૃષ્ણ નરેશ, એહ નવ હવે બલદેવ વિશેષ ॥ અચલ વિજયભદ્ર સુપ્રભ ભૂપ, સુદર્શન આનંદનંદનરૂપ ॥ ૧૨ ॥ પદ્મરામ એ નવ બલદેવ, પ્રતિ શત્રુ નવ પ્રતિ વાસુદેવ અશ્વગ્રીવ તારક રાજેંદ્ર, મેરક મધુ નિશુભ બલેંદ્ર ॥ ૧૩ ॥ પ્રહ્લાદને રાવણ જરાસંઘ, જીત્યા ચક્રબલે સત્યસંઘ ॥ ત્રેસઠ સંખ્યા પદવી કહી, માતા ઈકસઠ ગ્રંથે લહિ ॥ ૧૪ ॥ પિતા બાવનને સાઠ શરીર, ઓગણસાઠ જીવ મહાધીર ॥ પંચવરણ તીર્થંકર જાણ, ચક્રી સોવન વાન વખાણ ॥ ૧૫ ॥ વાસુદેવ નવ શામલવાન, ઉજ્વલ તનુ બલદેવ પ્રધાન ॥ તીર્થંકર મુક્તિપદ વર્યા, આઠ ચક્રી સાથે સંચર્યા ॥ ૧૬ ॥ બલદેવ આઠ તેહને સાથ, શિવપદ લીધો હાથોહાથ ॥ મઘવ સનત્ કુમાર સુરલોક, ત્રીજે સુર સેવે ગત સોગ ॥ ૧૭ ॥ નવમો બલદેવ બ્રહ્મનિવાસ, વાસુદેવ સહુ અધગતિ વાસ ॥ અષ્ટમ બારમ ચક્રિસાથ, પ્રતિ વાસુદેવ સમા નરનાથ ॥ ૧૮ ॥ સુરવર સુખશાતા ભોગવી, નરક દુઃખ વ્યથા અનુભવી ॥ અનુક્રમે કર્મ સૈન્ય જય કરી, નરવર ચતુરંગી સુખવરી ॥ ૧૯ ॥ સદ્ગુરૂ જોગે ક્ષાયિકભાવ, દર્શન જ્ઞાન ભવોદધિ નાવ ॥ આરોહિ શિવ મંદિર વસે, અનંત ચતુષ્ટય તવ ઉલ્લસે ॥ ૨૦ ॥ લેશે અક્ષય પદ નિર્વાણ, સિદ્ધ સર્વે દ્યો મુજ કલ્યાણ ॥ ઉત્તમ

નામ જપો નરનાર, સરૂપચંદ લહે જયકાર ॥ ૨૧ ॥ ઇતિ ત્રેસઠ સલાકા પુરૂષની સજ્ઝાય ॥



## ॥ अथ माननी सज्झाय ॥

॥ માન ન કરશોરે માનવી, કાચી કાયાનો શો ગર્વરે ॥ સુરનર કિન્નર રાજીઆ, અંતે મરીગયા સર્વરે ॥ મા૦ ॥ માને જ્ઞાન વિનાશરે, માને અપશય વાસરે ॥ માને કેવલ નાશરે ॥ એ આંકણી ॥ ૧ ॥ સોના વર્ણીરે ચહે બલે, રૂપા વર્ણી ધુવાસરે ॥ કુમકુમ વર્ણીરે દેહડી, અગની પરજાલિ કરી છારરે ॥ મા૦ ॥ ॥ ૨ ॥ જે નર શીર કસી બાંધતા, સાલુ કસબીના પાઘરે ॥ તે નર પોઢયા પાધરા, ચાંચ મારે શિર કાગરે ॥ મા૦ ॥ ૩ ॥ કેઈ ચાલ્યા કેઈ ચાલશે, કેતા ચાલણુ હારરે ॥ મારગ વહેરે ઉતાવલો, પડખે નહીં લગારરે ॥ મા૦ ॥ ૪ ॥ અંતરે પ્રાણુનો આવશે, ન જુએ વાર કુવારરે ॥ ભદ્રા ભરણીને યોગણી, શની સોમ વલી કાલરે ॥ મા૦ ॥ ૫ ॥ જે વહાલાં વિણુ એક ઘડી, સોહતો નહીં લગારરે ॥ તે વિના જનમારા વહી ગયા, નહી શુદ્ધિ નહીં સમાચારરે ॥ મા૦ ॥ ૬ ॥ જે નર જાગીરે બોલતા, વાવરતા મુખ પાનરે ॥ તે નર અગ્નિમાં પોઢીયા, કાયા કાજલ વાનરે ॥ મા૦ ॥ ૭ ॥ ચીર પીતાંબર પેહેરતા, કંઠે કનકનો હારરે ॥ તે નર કાલે માટી થયા, જો જો અસ્થિર સંસારરે ॥ મા૦ ॥ ૮ ॥ જે શિર છત્ર ઢળાવતા, ચઢતા હાથીને ખંધરે ॥ તે નર અંતેરે લઈ ગયા, દેઈ દોરડાના બંધરે ॥ મા૦ ॥ ૯ ॥ કોડી મણુની સીલા કર ગ્રહી, ગિરિધર કહાવે નામરે ॥ તરસે તરફડે

ત્રીકમો, નહીં કોઈ પાણી પાનારરે ॥ મા૦ ॥ ૧૦ ॥ ચોસઠ સહસ અંતેઉરી, પાયક છન્નુ કરોડરે ॥ તે નર અંતે રે એકલો, સૂતો ચિવર ઓઢ ॥ મા૦ ॥ ૧૧ ॥ જે જિહાં તે તિહાં રહ્યો, પાપને પુણ્ય બે સાથરે ॥ અહો સ્વરૂપને દેખીને, પુણ્ય કરો નિજ હાથરે ॥ માત૦ ॥ ૧૨ ॥ જે નર હસી હસી બોલતા, કરતા ભોજન સારરે ॥ તે નર અંતેરે માટી થયા, ઘડાતા પાત્ર કુંભારરે ॥ મા૦ ॥ ૧૩ ॥ ચંપા વરણી દેહડી, કદલી કોમલ જંઘરે ॥ તે નર સુતારે કાષ્ઠમાં, પડે ધડાધડ ડાંગરે ॥ થા૦ ॥ ૧૪ ॥ દેહ વિટંબના નર સુણો, ન કરો તરણાનો લોભરે ॥ જે સંઘ સરખોરે રાજવી, અંતે ન રહ્યા તે થોભરે ॥ મા૦ ॥ ૧૫॥ અસ્થિર સંસાર જાણી કરી, મમતા ન કરો કોઇરે ॥ કવી ઋષભનીરે શીખડી, સાંભલજો સહુ કોઇરે ॥ મા૦ ॥ ૧૬ ॥

---

## ॥ श्री आत्महितशिक्षा सज्झाय ॥

॥ આવો જમાઈ પ્રાહુણા જયવંતાજી ॥ એ દેશી ॥ ચેતના કહે કરજોડીનેરે ॥ સુણો રંગ રસીયા ॥ માણીગર આતમરામ ॥ પ્રીતમ પાતળીઆ ॥ કુમતિ કદાગ્રહ ગેહનીરે ॥ સુ૦ ॥ કુડકપટનું ધામ ॥ પ્રી૦ ॥ ૧ ॥ કુલહીણી કુલક્ષણીરે ॥ સુ૦ ॥ લજ્જાવિહુણી રીસાલ ॥ પ્રી૦ ॥ ક્રોધ મુખી ચંડાલણી ॥ સુ૦ ॥ છોડી દ્યો એહનો ખ્યાલ ॥ પ્રી૦ ॥ ૨ ॥ શ્રી જિનધર્મ સમાચરોરે ॥ સુણો૦ ॥ તન મન કરી એક ચિત ॥ પ્રી૦ ॥ સંધ્યારાગ વાદલ જીસોરે ॥ સુ૦ ॥ છે સંસાર અનિત્ય ॥ પ્રી૦ ॥ ૩ ॥ સ્વારથીઓ સંસાર છેરે ॥ સુ૦ ॥ સહુ સ્વાર્થે ધરે નેહ ॥ પ્રી૦ ॥

જખ સ્વાસ્થ પૂગે નહીંરે ॥ સુ૦ ॥ છટકી દેખાવે છેહ ॥પ્રી૦॥ ૪ ॥ કાયા કારમીરે ॥ સુ૦ ॥ પલક પલક પલટાય ॥ પ્રી૦ ॥ સમય સમય આઉ ઘટેરે ॥ સુ૦ ॥ ક્ષણુ રાખ્યું ન રહાય ॥પ્રી૦॥ ૫ ॥ લૌકિક માતપિતા સવેરે ॥ સુ૦ ॥ બાહ્ય કુટુંબ કહેવાય ॥ પ્રી૦ ॥ માલ મૂલક એ માલીયોરે ॥ સુ૦ ॥ સબકો છોડી જાય ॥ પ્રી૦ ॥ ૬ ॥ લોકોત્તર કુટુંબથીરે ॥ સુ૦ ॥ પ્રેમ ધરો અંતરંગ ॥ પ્રી૦ ॥ ધૈર્યપિતા વ્રત માવડીરે ॥ સુ૦ ॥ ભ્રાત સંજમ શુચીચંગ ॥ પ્રી૦ ॥ ૭ ॥ સુકુલણી ભગિની દયારે ॥સુ૦॥ જગહિત વચ્છલ મિત્ત ॥ પ્રી૦ ॥ કુલ ભાસણુ ખીમા ધરણીરે ॥ સુ૦ ॥ પુત્ર વિવેક પવિત્ત । પ્રી૦ ॥ ૮ ॥ શિયલ ભૂષણુ અંબર ધરોરે ॥ સુ૦ ॥ તિલક આણુા વીતરાગ ॥ પ્રી૦ ॥ સુમતિ રસોયણુ તપ રૂપીરે ॥ સુ૦ ॥ ભોજન ખટરસપાક ॥પ્રી૦॥ ઉપશમ સુંદર મંદિરેરે ॥ સુ૦ ॥ જ્ઞાનદીપક મનોહાર ॥ પ્રી૦ ॥ ધ્યાન પલ્યંક બિછાવીનેરે ॥ સુ૦ ॥ ધર્મક્રીડા કરો શાર ॥પ્રી૦॥ ૧૦ ॥ સમકિત સમચિત પાલીએરે ॥ સુ૦ ॥ ટાલી મન વિખવાદ ॥ પ્રી૦ ॥ વિનય કરો સખાઈયોરે ॥ સુ૦॥ ગાળે કુમતિનો નાદ ॥ પ્રી૦ ॥ ૧૧ ॥ એક કુટુંબ છે તુમતણોરે ॥ સુ૦ ॥ અચળ સંબંધ હઠરાય ॥ પ્રી૦ ॥ કાલ અનાદિનો શાશ્વતોરે ॥સુ૦। ભાખેશ્રી જિનરાય ॥ પ્રી૦ ॥ ૧૨ ॥ પ્રેમે કાંત એ સેવતાંરે ॥ સુ૦ ॥ પ્રગટે રૂપ અભંગ ॥ પ્રી૦ ॥ શ્રી વિજયરંગ કૃપા થકીરે ॥ સુ૦ ॥ દીપે અનુપમ અંગ ॥ પ્રીતમ પાતળીઆ ॥૧૩॥ ઇતિ ॥

---

# ॥ अभक्ष्यनी सज्झाय ॥

॥ જિન શાસનરે, શુદ્ધિ સદ્દહણા ધરો, મિથ્યામતિરે, કુમતિ કદાગ્રહ પરીહરો ॥ મહીપાલોરે, તે નર સમકિત મન ખરે ॥ ૧ ॥ ત્રુટક ॥ મનખરો સમકિત શુદ્ધ પાલો ટાલો દોષ દયા પરો ॥ ધુર પંચ અણુવ્રત ત્રિણ ગુણવત, ચાર શિક્ષાવ્રત ધરો ॥ ઈમ દેશવિરતિ ક્રિયા નિરતિ, સુણો ભવિયણ મન રલી ॥ દાખવિયે ગુણ પરહ કેરા, દોષ મમ કાઢો વલી ॥ ૨ ॥ મમ કાઢોરે, લોભી નર કુડો કરો ॥ જાણી સાવધરે, અભક્ષ બાવીસ પરિહરો ॥ વડ પીપલરે, પીપરને કઠુંબરો ॥ ઉંબર ફલરે, રખે તુમે ભક્ષણ કરો ॥ ૩ ॥ ત્રુટક ॥ રખે તુમે ભક્ષણ કરો માખણ, મદ્ય મધુ આમિષ તણો ॥ વિષ હેમ કરહા છાંડી પરહા, દોષ મલ માટી ઘણો ॥ પરિહરો મંજન રયણી ભોજન, પ્રથમ દુર્ગતિ બારણું, મત કરો વાલુ અતિ અસુરો, રવિ ઉદે વીણ પારણો ॥ ૪ ॥ અથાણુંરે, અનંતકાય સવી નામીયે, કાચા ગોરસરે માંહિ કઠોલ ન જીમીયે ॥ વેગણુરે, તુચ્છ ફલ સવિ છાંડીએ, આપણુ પૂર્વેરે વ્રત લીધું નવી ખંડીએ ॥ ૫ ॥ ત્રુટક ॥ નવિ ખંડીએ સવિ નેમ લેઈ, છેએ ફલ વ્રત ભંગનો, અજાણ ફલ બહુ બીજ ભોજન, ચલિત રસ હુએ જેહનો ॥ સંવરે આણી અભક્ષ્ય જાણી, તજો એ બાવીસએ ॥ ગુરૂ વયણ વિગતે વળી પ્રીછો, અનંત કાય બત્રીસએ ॥ ૬ ॥ અનંતીરે કંદ જાતિ જાણો સહું, જસ ભક્ષણરે, પાઠક બોલ્યા છે બહુ ॥ કચુરોરે, હલદર નિલુ આદુ વળી, વજ ચુરણરે, કંદ બહુ કુંલિ ફલી ॥ ૭ ॥ ત્રુટક ॥ વલી ફલીય કુયલી બીજ પાખે, ચાખે ચતુર નર આબલી ॥ રતાલુ પેડાલુ

थेग थोहर, सतावरी लसणु कली ।। गाजर मुला गलो गरणी, वरीयाली टुंक वथ्थुलो ।। पल्यंक सूरणु बाल बीली, मोथ नीली सांभळो ।। ८ ।। वंस कारेलारे कुंपल कुंला तरतणा ।। अंकुरारे लोटा ते जल पोयणा ।। कुमारिरे, भमर वृक्षनी छालडी ।। जे कहीयेरे लोके अमृत वेलडी ।। ९ ।। त्रुटक ।। वेलडी केरा तंतु ताजा, खीलोडाने खरसुआ ।। भोमी फोडा छत्राकार जाणो, निल फूल सवे जुआ ।। बत्रीस बोल प्रसिद्ध बोल्या, लक्ष्मी रत्न सूरि ईम कहे ।। परिहरे जे नर दोष जाणी ते शिव सुख लहे ।।१०।।

---

## ।। उपदेशनी सज्झाय ।।

तुने संसार सुख किम सांभरेरे लोल, दुख विसर्यां शु गरभावासनाजो ।। नव मास तुं रह्यो माने उदरेरे लोल, मलमूत्र अशुची विसरामजो ।। तु० ।। १ ।। तीहां हवा पवन नहीं संचरेरे लोल, नहीं सेज तलाई पलंगजो ।। तीहां लटकी रह्यो उंधे शीरेरे लोल, दुख सहन अनंत अपारजो ।। तु० ।। २ ।। उठ कोडी सूय ताती करीरे लोल, समकाले चांपे कोई रायजो ।। तेथी अनंतगुणो तीहां कह्योरे लोल, दुख सहन विचार तव थायजो।। तु०, ।। ३ ।। हवे प्रसवे जो मुजने मावडीरे लोल, तो हुं करूं तप जप ध्यानजो ।। हवे सेवुं सदा जिन धर्मनेरे लोल, मुकु कुगुरूनो संग अज्ञानजो ।। तु० ।। ४ ।। ज्यारे जनमीयो त्यारे भूली गयोरे लोल, उहां उहां रह्यो ईम कहेजी ।। तीहां लागी लालच रमवा तणीरे लोल, आयु अंजलीजल सम वाहजो ।।तु० ।। ५ ।। ईम बालक प[illegible] रमते गईरे लोल, थयो जोबने मकर-

ધ્વજ સમાનજો ॥ ચિત્ત લાગ્યો તદા રમણી સુખેરે લોલ, પુત્ર પૌત્રા દેખી હરખાયજો ॥ તુ૦ ॥ ૬ ॥ થઈ ચિંતા વિવાવાજમ-નીરે લોલ, ધન કારણે ધાવે નિસ દીસજો ॥ પુણ્ય હીણો થઈ પામે નહીંરે લોલ, ચિંતે ચોરી કરૂં કે લુટું દેશજો ॥ તુ૦ ॥૭॥ ગયો યોવન આવી જરા ડાકણીરે લોલ, ધ્રૂજ્યો કર પગ શીરને શરીરજો, ઘરે કહ્યું કોઈ માને નહીંરે લોલ ॥ પડ્યો કરે પોકાર નહીં ધીરજો ॥ તુ૦ ॥ ૮ ॥ ઈમ કાલ અનંતો વહી ગયોરે લોલ, અબ ચેત મૂર્ખના સિરદારજો ॥ આવો જોગ મળવો મુશ્કીલ છેરે લોલ, સેવો શ્રી જિન શિવ સંકેતજો ॥ તુ૦ ॥ ૯ ॥ કવિ દાસ કહે મુજ સાહેબારે લોલ, કુડો કપટી કુશીલ પ્રીર મોઢજો ॥ મેંતો દીઠો નહીં કોઈ દેશમાંરે લોલ, મોટો ધર્મનો ઠગ ઠાકોરજો ॥ ૧૦ ॥ મુનિ તત્વ સાગરના પસાયથીરે લોલ, ધર્મ ધ્યાન થયો મૂજ માંહેજો ॥ સંઘસેવા કરે શાંતિનાથનીરે લોલ, તેથી મંગલિક માલ વરતાયજો ॥ તુ૦ ॥ ૧૧ ॥ ઓગણીસે ત્રીસ અશાઢનીરે લોલ, સુદ એકમને બુધવારજો ॥ પ્રભુ કરો કૃપા કવીદાસ પેરે લોલ, ઘન ધાતીયાં ચાર નિવારજો ॥ તુ૦ ॥ ૧૨ ॥

---

## ॥ अथ श्रीमार्गानुसारी गुणनी सज्झाय ॥

॥ વીર કહે ભવિજન પ્રત્યે, માર્ગતણો ઉપદેશ હો ॥ સુંદર માર્ગના અનુસરવા વિના, કિમ લહે માર્ગ પ્રવેશ હો ॥ સુંદર ॥ ૧ ॥ માર્ગાનુસારી ગુણ ભજો, તે સંખ્યા પાંત્રીસ હો ॥ સુંદર ॥ તેહથી ગૃહીધર્મ યોગ્યતા, હોય તેહ કહીશ હો ॥ સું૦ ॥ માર્ગાનુ૦ ॥ ૨ ॥ ન્યાયોપાર્જિત સંપદા ( ૧ ) ॥ શિષ્ટાચારનો ચાહ

હો ( ૨ ) ॥ સું૦ ॥ અન્ય ગોત્રીયના કુલશીલે, સરખા સાથે વિવાહ હો ( ૩ ) સુંદર૦ ॥ માર્ગા૦ ॥ ૩ ॥ પાપ કાર્ય થી ડરવું ( ૪ ) દેશાચાર સાપેક્ષહો ( ૫ ) ॥ સુંદર ॥ અપયશ કોઈનો ન બોલવો, રાજાદિકનો વિશેષે હો ( ૬ ) ॥ સુંદર૦ ॥ માર્ગા ॥ ૪ ॥ નહિ અતિ વાવર સાંકડે, ઠાણુાયે કરવો વાંસહો ॥ સું૦ ॥ પાડોશી હોયે ભલા, નહીં બહુદ્વાર પ્રકાશહો ( ૭ ) ॥ સું૦ ॥ માર્ગા૦ ॥ ૫ ॥ સંગ સદાચારી તણો ( ૮ ) માતપિતાની સેવા હો ( ૯ ) ॥ સુંદર૦ ॥ બહુ ઉપદ્રવને ઉપને, સ્થાનક તજવા હેવા હો ( ૧૦ ) ॥ સુ૦ મા૦ ॥ ૬ ॥ નીચકર્મ અપ્રવર્ત્તના ( ૧૧ ) કરવો વ્યય જોઈ આય હો ( ૧૨ ) ॥ સુંદર ॥ વિત્ત પ્રમાણે વેસડો ( ૧૩ ) અડગુણુ બુદ્ધિ પ્રથાય હો ( ૧૪ ) ॥ સું૦ મા૦ ॥ ૭ ॥ સાંભલવું નિત્ય ધર્મનું ( ૧૫ ), અજીરણે ભોજન ત્યાગ હો ( ૧૬ ) ॥ સુંદર૦ ॥ ભોજન કરવું સાતિમિ, ભૂખ તણે બહુ લાગ હો ( ૧૭ ) ॥ સું૦ મા૦ ॥ ૮ ॥ ધર્માર્થ કામનું સાધવું, માંહો માંહે અવિરોધ હો ( ૧૮ ) ॥ સુંદર૦ ॥ સાધુ અતિથિની દીનની, પડિઅરણા જહાં સંધિ હો ( ૧૯ ) ॥ સુંદર૦ માર્ગા૦ ॥ ૯ ॥ પરંપરાભવ બુદ્ધિયે કરી, કાર્ય તણો અનારંભ હો [૨૦] સું૦ ॥ વિનય નયાદિક ગુણુ તણો, પક્ષપાતે નહિં દંભ હો (૨૨) ॥ સું૦ મા૦ ॥ ૧૦ ॥ દેશનિકાલ વિરૂદ્ધની, આચરણા પરિહાર હો [ ૨૨ ] સુંદર૦ ॥ કાર્ય આરંભ અવસરે, શક્તિ અશક્તિ વિચાર હો [ ૨૩ ] સું૦ મા૦ ॥ ૧૧ ॥ જ્ઞાની ગુણવંત સેવના [ ૨૪ ], આશ્રિત પોસવો ધ્યાન હો [ ૨૫ ] સુંદર૦ ॥ દીર્ઘ દૃષ્ટિ વિચારવું [ ૨૬ ], ન્યૂન વિશેષનું જ્ઞાન હો [ ૨૭ ] સું૦ મા૦ ॥૧૨॥ કીધા ગુણનું જાણવું ( ૨૮ ), જન અનુકુલ પ્રવૃત્તિ હો [ ૨૯ ]

-સુંદર ॥ લજ્જા [ ૩૦ ] દયાને [ ૩૧ ] સૌભ્યતા [ ૩૨ ] પરઉપ-કારીની વૃત્તિ હો [ ૩૩ ] સું૦ મા૦ ॥ ૧૩ ॥ અંતર રિપુ ષડ-વર્ગ, કામ ક્રોધ લોભ માન હો ॥ સુંદર ॥ મદને હર્ષ જીતવા ( ૩૪ ), વશ પંચિંદ્રિય તાન હો ( ૩૫ ) સું૦ મા૦ ॥ ૧૪ ॥ એહ ગુણે જે ગૃહીપણું, પાલે તે ધન્ય જીવ હો ॥ સુ૦ ॥ તે તે ભવ જુગલ આરાધતાં, હુએ આનંદી સદીવ હો ॥ સું૦ મા૦ ॥ ૧૫ ॥ પ્રાયે હુએ તેહુને વિષે, ધર્મ બીજનો પ્રસાર હો ॥સું૦ શુદ્ધ ભૂમીયે બીજ વાવીયા, ધાન્ય જાતિ વિસ્તાર હો ॥ સું૦ મા૦ ॥ ૧૬ ॥ ઇમ જાણી ગુણુ આદરો, આદિક ધાર્મિક એહ જાણી હો ॥ સું૦ ॥ પંઢિત શાંતિવિજય તણો, માન કહે શુભવાણી હો ॥સું૦ મા૦ ॥ ૧૭ ॥ ઇતિશ્રી માર્ગાનુસારીના પાંત્રીસ ગુણની સજ્ઝાય સંપૂર્ણ.

---

## ॥ कठियारानी सज्झाय ॥

॥ વીર જિનવરરે ગૌતમ ગણુધરને કહે, ગુરૂ વાણીરે પુન્ય-વંત પ્રાણી સદ્દહે ॥ કઠિયારોરે પરદેસી દુરબોધએ, નવિ નિશ્ચયરે નવિ પામે પ્રતિબોધએ ॥ ત્રુટક ॥ પ્રતિબોધ નિશ્ચય તે નવિ પામે જીવતે દુર બોધએ ॥ ધન કરમ મરમ જોગ જડને, ધર્મ સાથે વિરોધએ ॥ તબ કહે ગૌતમસ્વામી, કર સંપુટ કરી મનોહાર એ, દ્રષ્ટાંત કઠિયારાતણો, મુજ કહોને જગદાધાર એ ॥ ૧ ॥ ઢાલ ॥ તબ જલ્પે ચરમ જીનેસર તેહ ભણી, સુણ ઉત્તમરે ગાતમ ગોત્ર તણા ધણી ॥ કઠિયારોરે કોઇક એક પુરે રહે, તેતો અનુદીનરે, મૂલી લેવા વન વહે ॥ ત્રુટક ॥ વન વહે તે ઇંધણુ કાજ ગિરિગ-

દૂર ગયો, અતિસરલ સુંદર તરૂ નિહાલી, હૈયા માંહે હરખીત થયો ॥ તેહતરૂ છેદ્યો મૂલખણતાં, નીકળી એક માટલી, વર પંચ-રત્ને જડિત અદ્ભુત, જાતિ રૂપતણી ભલી ॥ ૨ ॥ સીર ભૂલીરે વાંસે તે ધરી માટલી, ઘરે આવતાંરે વૃષ્ટિ હુઈ અતિ આકુલી ॥ મૂલી વેચીરે ન શકયો તે ઘરમાં ઠવિ, ખલ ખાવારે આવ્યો દીનપણું ચવી ॥ ત્રુટક ॥ દીનપણું ચવિ સુખ વિપુણુ હુતો, ઉછીનો ખલ આણીઓ ॥ કનક માટલી માંહે ઘાલી, રાંધે મૂરખ પ્રાણીઓ ॥ મૂલીકા કેરા ખંડ કાપી, અગની માંહે તે ધરે ॥ તેહ તણો પરિમલ અતિ અનર્ગલ૦ સબલ સઘલે વિસ્તરે ॥ ૩ ॥ એહવે એકરે ધન ધને અવતારીઓ, તીણુ પંથેરે વડવખતી વ્યવહારીઓ ॥ જાતાં થકાંરે ગંધ ઘણો તસ આવીયો, મન ભીતરરે વિસ્મય ભારી પામિયો ॥ ત્રુ૦ ॥ પામીયો તેં ગંધ કિહાંથી, બાવના ચંદન તણો, એવો ઉદારને કવણ ભોગી, દ્રવ્ય એમ કેહને ઘણો ॥ તે ગંધને અનુસાર આવે, ગેહ કઠિયારા તણે, અતિ અસમંજસ નિહાળી, શેઠ શીખામણ ભણે ॥ ૪ ॥ અરે મુરખરે મમકર તું અકાજરે, કાંઈ બાલેરે બાવના ચંદન આજરે ॥ તુજ આયુંરે ભૂલિ કનક બરોબરે ॥ સુખ ભોગવરે ભામિનિ સુંદર મંદિરે ॥ ત્રુ૦ ॥ મંદિર સુંદર જિમ પુરંદર, કર વિનોદ વિલાસએ, એહ રયણ રૂડાં કાંઇલે, પુરવું તુજ આશએ ॥ મૂરખ સમજે નહીં, કંચન રયણ વિણુસાડે જડે, મનખેદ ધરતા ઘરે સિધાવ્યા, શેઠ ઉપનય જગવડે ॥ ૫ ॥ ભવપાટણરે વિસ્તર ભૂરી વખાણીયે, મન જાલીરે જીવ કઆડી જાણીયે ॥ રૂડી કાયારે કનક તણી એ માટલી, પંચઈંદ્રિરે જોતી રતન ઉપર છલી ॥ ત્રુ૦ ॥ ઉપર છલી રૂચિ રત્ન કેરી, વિષય ખોલ અસાર એ, તેહતણે

કાજે આયુચંદન દહે મુઢ ગમારએ ॥ નિજકાયા ઇંદ્રિ વિપુણ હુતો, કાંતિ સકલ કરે વૃથા, એ વાત સઘલે વિસ્તાર પામી, જેમ તેલ જલ માંહે યથા ॥ ૬ ॥ શેઠ સદ્ગુરૂરે પ્રીતિ ધરેપ્રતિ બો· ધવા, ઉપગારીરે દીએ ઉપદેશ નવા નવા ॥ નવિ બુઝેરે ભારે કરમી જીવડો, જન્મ અંધારે કરે શું તસ દીવડો ॥ ત્રુ૦ ॥ દી· વડો તે શું કરે સદ્ગુરૂ, વિષય અંધા જે જના, કલહ કારી ઘરહ કેરી, વૃથા નિર્મલતા વિના ॥ એ સુણી ઉપનય વિષમ વિષય ખલ સમો વીખ વામીએ, ગુણ વિજય અધિપતિ વીરજપતિ, પરમ પદવી પામીએ ॥ ૭ ॥ ઇતિ કઠિયારાની સજ્ઝાય ॥

---

## ॥ श्री कर्म छत्रीसी ॥

॥ રાગ આસાઉરી ॥ કર્મ થકી છુટે નહીં પ્રાણી, કર્મ સબલ દુખ ખાણજી ॥ કર્મ તણે વશ જીવ પડયા સહુ, કર્મ કરે તે પ્રમાણજી ॥ ૧ ॥ કરમ૦ ॥ ટેક ॥ તીર્થંકર ચક્રવર્ત્તી અ· તુલ બળ, વાસુદેવ બલદેવજી ॥ તે પંણ કર્મ વિંટવ્યા કહીયે, કર્મ સબલ નીત મેવજી ॥ ૨ ॥ ક૦ ॥ મુક્તિ ભણી ઉઠયા જે મુનિવર, તે પણ ચુકયા કેઇજી, સતીયા માંહે પડયાં દુખ સબલાં મત કો પાપ કરેઇજી ॥ ક૦ ॥ ૩ ॥ કુણ કુણ જીવ વિટંબ્યા કરમે, તેહતણાં કહુ નામજી ॥ કર્મ વિપાક ઘણા અતિ કડુવા, ધરમ કરો અભિરામજી ॥ ક૦ ॥ ૪ ॥ આદિસર આહાર ન પામ્યા, વરસ સીમ કહેવાયજી ॥ ખાતાં પીતાં દાન દીયંતાં મતકો કરો અંતરાયજી ॥ ક૦ ॥ ૫ ॥ મલ્લિનાથ તીર્થંકર લીધો, સ્ત્રીનો અવતારજી ॥ તપ કરંતાં માયા તણી કીધી, કર્મે નગરનુ કારજી

॥ ક૦ ॥ ૬ ॥ ગોશાલે સંગમ ગોવાલે, કીધો ઉપસર્ગ ઘોરજી ॥
મહાવીરને ચીસ પડાવી, કરમસું કેહો જોરજી ॥ ક૦ ॥ ૭ ॥
સાઠ સહસ સુતનો સમકાલે, લાગ્યો સબલો દુઃખજી ॥ સગરરાય
થયો મૂર્છાગત, કરમ ન સાંસે સુખજી ॥ ક૦ ॥ ૮ ॥ વળી સુ-
ભૂમ અતિસુખ ભોગવતો, ષટખંડ લીલવિલાસજી ॥ સાતમી નરક
માંહે લઈ નાંખ્યો, કર્મનો કિસ્યો વિસવાસજી ॥ ક૦ ॥ ૯ ॥
બ્રહ્મદત્તને આંધો કીધો, દીઠાં દુઃખ અપારજી ॥ કુરૂમતિ કુરૂમતિ
પડયો પોકારે, સાતમી નરક મોઝારજી ॥ ક૦ ॥ ૧૦ ॥ ઈંદ્ર
વખાણ્યો રૂપ અનોપમ, તે વિણુઠો તતકાલજી ॥ સાતસેં વરસ
સહી બહુ વેદના, સનતકુમાર કરાલજી ॥ ક૦ ॥ ૧૧ ॥ કૃષ્ણ કુણ
અવસ્થા પામી, દીઠો દ્વારિકા દાહજી ॥ માતપિતા પણ કાઢી ન
શકયા, આપ રહ્યો વનમાંહિજી ॥ ક૦ ॥ ૧૨ ॥ રાણો રાવણ
સબલ કહાતો, નવગ્રહ કીધાં દાસજી ॥ લક્ષ્મણ લંકાગઢ લૂટાયો,
દશશિર છેદ્યાં તાસજી ॥ ક૦ ॥ ૧૩ ॥ દસરથ રાય દીયો દેશ-
વટો, રામ રહીયો વનવાસજી ॥ વલી વિયોગ પડયો સીતાનો,
આઠ પહોર ઉદાસજી ॥ ક૦ ॥ ૧૪ ॥ ચિર પ્રતિપાલ્યો ચારિત્ર
છોડી, લીધો બાંધવરાજજી ॥ કુંડરીકને કર્મે વિટંબ્યો, કોઈ ન
સર્યો કાજજી ॥ ક૦ ॥ ૧૫ ॥ કોણિક કઠ પંજર માંહિ દીધો,
શ્રેણીક આપણો બાપજી ॥ નરક ગયો નારી મારી તો, પ્રગટયો
હિંસા પાપજી ॥ ક૦ ॥ ૧૬ ॥ જસુ અઢાર મુગટબંધ રાજા,
સેવક રહે કરજોડીજી ॥ કોણિકથી બીહનો રાય ચેડો, કૂપ પડયો
બલછોડીજી ॥ ક૦ ॥ ૧૭ ॥ લુબ્ધો મુંજ મૃણાલવતીસું, ઉજ્જે-
ણીનો રાયજી ॥ ભીખ મંગાવી સુલી દીધો, કર્ણાટ રાય કહાયજી
॥ ક૦ ॥ ૧૮ ॥ વાચના પાંચસેં સાધુને દેતો, જોગી વો થયો

ऋद्धजी ॥ અનાર્ય દેશે સુમંગલ ઉપન્યો, જોગી વટે સંબંધજી ॥ ક૦ ॥ ૧૯ ॥ કૃષ્ણ પિતાને ગુરૂ નેમીશ્વર, દ્વારિકા ઋદ્ધિ સમૃદ્ધજી ॥ ઢંઢણ ઋષિ તિહાં આહાર ન પામ્યા, પૂર્વ કર્મ પ્રસિદ્ધજી ॥ ક૦ ॥ ૨૦ ॥ આર્દ્ર કુમાર મહંત મુનિશ્વર, વ્રત લીધો વૈરાગજી ॥ શ્રીમતિ નારી સંઘાતે લુબ્ધ્યો, હે હે કર્મ વિપાકજી ॥ ક૦ ॥ ૨૧ ॥ સેલક નામે આચારજ મોટો, રાજ પિંડ થયો ગૃધજી ॥ મદ્યપાન કરી રહે સુતો, નહિ પડિક્કમણા સુદ્ધજી ॥ ક૦ ॥ ૨૨ ॥ કમલપ્રભ ઉત્સુત્ર થકી થયો, સાવિદ્યા ચારિત્રજી તીર્થંકર દલેમેં લીંગમાંડ્યો, એ દેખો અચરિજજી ॥ ક૦ ॥ ૨૩ ॥ નંદિષેણ શ્રેણિકનો બેટો, મહાવીરનો શિષ્યજી ॥ બાર વરસ વેશ્યાશું લુબ્ધ્યો, કર્મની વાત અલખજી ॥ ક૦ ॥ ૨૪ ॥ ભગવંતનો ભાણેજ જમાઈ, વીરસું કીધી વેઠીજી ॥ તીર્થંકરનાં વચન ઉથ્થાપ્યાં, હુવો જમાલી સુરઢંઢજી ॥ ક૦ ॥ ૨૫ ॥ રજ્જાસાધવીને રોગ ઉપન્યો, વિણઠ્યો કોઢ સરીરજી ॥ ભમી અનંત ભવ દુઃખ સહેતી, દોષ દેખાડયો નારિજી ॥ ક૦ ॥ ૨૬ ॥ શીલ સન્નાહ ઘણો સમજાવી, તોહિ ન મુકયાં સાલજી ॥ રૂષિરાય રૂલી ભવમાંહે, ભુંડો ઘણો હવાલજી ॥ ક૦ ॥ ૨૭ ॥ લખ ભવે સીમ રૂલી વલી લખમણા, કુવચન બોલ્યાં એમજી ॥ તીર્થંકર પડપીડ ન જાણી, મૈથુન નિવાર્યો કેમજી ॥ ક૦ ॥ ૨૮ ॥ મુઈ જાણી મુકી વનમાંહે, સુકુમાલિકા સરૂપજી ॥ સાર્થવાહે ઘર ઘરણી કીધી, કર્મનો અકલ સરૂપજી ॥ ક૦ ॥ ૨૯ ॥ રોહિણી સાધુ ભણી વહોરાવ્યો, કડવો તુંબો તેડજી ॥ ભવ અનંત ભમી ચિહુ ગતિમાં, કર્મ ન મુકે કેડજી ॥ ક૦ ॥ ૩૦ ॥ એમ મૃગાંક લેખા મૃગાવતી, સતાનીકની નારીજી ॥ કષ્ટપડી કમલા રતિ સુંદરી,

કહેતાં નાવે પારજી ॥ ક૦ ॥ ૩૧ ॥ કર્મ વિપાક સુણી એમ કડવા, જીવ કરે જિન ધર્મજી ॥ જીવ અછે કર્મ તું જીત્યો, પણ હવે જી પિતુ કર્મજી ॥ ક૦ ॥ ૩૨ ॥ શ્રીમૂલતાન નગર મૂલ-નાયક, પાર્શ્વનાથ જિણુ જોયજી ॥ વાસુપૂજ્ય શ્રી સુમતિ પ્રસાદે, લોક સુખી સહુ કોયજી ॥ ક૦ ॥ ૩૩ ॥ શ્રી જિનચંદસૂરિ, જિ-નસિંઘસૂરિ, ગચ્છપતિ ગુણુ ભરપૂરજી ॥ સિંધુ જેસલમેરી શ્રાવક, ખડતર ગચ્છ પડુરજી ॥ ક૦ ॥ ૩૪ ॥ સકલચંદ સદ્‌ગુરૂ સુપ-સાયે, સોલસે અઠસઠીજી, કર્મ છત્રીસી એમ એ કીધી, માહ તણી સુદ છઠ્ઠીજી ॥ ક૦ ॥ ૩૫ ॥ કર્મ છત્રીસી કાને સુણીને, કરજો વ્રત પચ્ચખાણુજી ॥ સમય સુંદર કહે શિવસુખ લેશો, ધર્મ તણો પરમાણુજી ॥ ક૦ ॥ ૩૬ ॥

## ॥ श्री परदेसी राजानी सज्झाय ॥

॥ પ્રભુજી વીર જિણંદને વંદીએ ॥ એ દેશી ॥

સૂરિવર શ્વેતાંબી નયરી સમોસર્યા, શ્રીકેશિ ગણુધારહો ॥ પરદેશિ રાજા ॥ આવો સાંભલિયે દીયે ગુરૂ દેશના ॥ પ્રાણી ભ-વસાગર ભમતાં થકાં, લાધ્યો નર અવતારહો ॥ ૫૦ ॥ ૧ ॥ પાપી આતમશું નિદ્રા કરે, એતો જાગરણુ ઠામ હો ॥ ૫૦ ॥ નિશ્ચય નરક તણાં દુખ લાવવા, દુતી એ હિંસા નામ હો ॥ ૫૦ ॥ ૨ ॥ પ્રાણી આતમ સરખો પ્રાહુણો, આવ્યો છેજ ઘર દેહ હો ॥૫૦॥ તો તું તેહને કેમ નથી દેખતો, અસંખ્ય પ્રદેશી એહ હો ॥૫૦॥ ૩ ॥ એહનું મૂલ ઘર મોક્ષમાં મોટકું, એહને ઋદ્ધિ અપાર હો ॥ ૫૦ ॥ એતો અનંત ચતુમયી આતમા, એકત્રીસ ગુણુનો ભં-

ડાર હો ॥ ૫૦ ॥ ૪ ॥ નાવે નજરે તે ચર્મ નેત્રથી, જ્ઞાનથી દેખો સરૂપ હો ॥ ૫૦ ॥ એવાં વચન સુણી ગણધર તણાં, બોલ્યો નાસ્તિક ભૂપ હો ॥ ૫૦ ॥ ૫ ॥ સ્વામી જીવ કિહાં દિસે નહીં, જોયુ મેં ચોરશરીર હો ॥ ઘાલી ભુંઇરા માંડહ કીયો, જિહાં ન સંચરે સમીર હો ॥ ૫૦ ॥ ૬ ॥ તો તે મરણ લહ્યો જીવ ક્યાં ગયો, ક્યાંથી આવ્યા કૃમીયા જીવ હો ॥ ૫૦ ॥ એક જીવને સાટે એટલા, આવ્યો તોએ અજીવ હો ॥ ૫૦ ॥ ૭ ॥ જોયો ચૂર્ણ કરી જીવ નવિ જડયો, જોયો તોળીને ભાર હો ॥ ૫૦ ॥ માટે જગમાંહે જીવ નથી, કિહાં પંચભૂત પિંડ વિશેષ હો ॥૫૦॥ ૮ ॥ ગુરૂ કહે શંખ શબ્દ ભુંઇરે કરો, સાંભલે બાહિર કેમ હો ॥ ૫૦ ॥ કોને શબ્દ કિહાંથી આવીયો, જીવગતિ પણ તેમ હો ॥ ૫૦ ॥ ૯ ॥ અરણી કાષ્ટ ચૂરણ કરી જોઇએ, તે પણ અગ્નિ તે માંહિ હો ॥ ૫૦ ॥ દઇડો પત્ર તણો કરી જોઇએ, તેનોતો લીએ ભાર હો ॥ ૫૦ ॥ ૧૦ ॥ ફરીને તે પાછો વલી તોલિએ, કરીને પવન સંચાર હો ॥ ૫૦ ॥ માટે સૂક્ષ્મ સ્વરૂપ એ જીવનો પામે કોઈ ન પાર હો ॥ ૫૦ ॥ ૧૧ ॥ પહોંચે આયુ અનંત પ્રભુ તણાં, કેવલજ્ઞાને સંયુક્ત હો ॥ પણ તે ભાગ અનંતમો ન કહી શકે, આતમ સૂક્ષ્મ અનંત હો ॥ ૫૦ ॥ ૧૨ ॥ પુણ્ય પાપનું ફલ પ્રત્યક્ષ છે, નિર્ભાગી ધનવંત હો ॥ ૫૦ ॥ માટે પુણ્ય સંયોગે પામીએ, રાજ્યની ઋદ્ધિ મહંત હો ॥ ૫૦ ॥ ૧૩ ॥ એવો ગુરૂ ઉપદેશ તે સાંભલી, પ્રતિબોધ પામ્યો ભૂપાલ હો ॥૫૦॥ મૂલ સમકિત બારે વ્રત ગ્રહ્યાં, વૈરાગ્ય ચિત્ત વિશાલ હો ॥૫૦॥ ૧૪ ॥ રાણી સૂરિકાન્તા વ્યભિચારિયે, દિધું રાજાને વિષ હો ॥ ૫૦ ॥ શુભ ધ્યાને મરી સુર ઉપનો, એ સૂરિયાભ વિમાન હો

॥ ૫૦ ॥ ૧૫ ॥ પામી નરભવ મોક્ષમાં તે જશે, માહાવિદેહ ક્ષેત્ર મોઝાર હો ॥ ૫૦ ॥ એમ વીરજી ગૌતમને કહે, રાયપસેણી વિચાર હો ॥ ૫૦ ॥ ૧૬ ॥ કેશી પાસ પ્રભુ સંતાનીયા, કીધો ત્યાંથી વિહાર હો ॥ ૫૦ ॥ સ્વામી ગૌતમ પાસે પડિવજ્યું, શાસન વીરનું સાર હો ॥ ૫૦ ॥ ૧૭ ॥ એતો ઉતરાધ્યનથી જાણજો, ગણધર પ્રશ્ન વિચાર હો ॥ ૫૦ ॥ થાજો વિજય ખુશાલ પસાયથી, ઉત્તમ નિત્ય જયકાર હો ॥ ૫૦ ॥ ૧૮ ॥

## ॥ सुबाहु कुमारनी सज्झाय ॥

॥ હવે સુબાહુ કુમર એમ વિનવે, અમે લઇશું સંજમ ભાર ॥ માડી મોરીરે ॥ મા મેં વીર પ્રભુની વાણી સાંભળી, તેણે મેં જાણ્યો અસ્થિર સંસાર ॥ માડી મોરીરે ॥ હવે હું નહીં રહુંરે સંસારમાં ॥ ૧ ॥ હાંરે જાયા તુજવિના સુના મંદિર માળીઆં, જાયા તુજ વિણુ સુનો સંસાર ॥ જાયા મોરારે ॥ માણેક મોતીને મુદ્રિકા ॥ કાંઈ ઋદ્ધિ તણો નહીં પાર ॥ જાયા મોરારે ॥ તુજ વિના ઘડીય ન નીસરે ॥ ૨ ॥ હાંરે માજી તન ધન જોબન કારમું, કારમો કુટુંબ પરિવાર ॥ માડી મોરીરે ॥ કારમા સગપણમાં કુણ રહે, મેંતો જાણ્યો અસ્થિર સંસાર ॥ માડી૦ ॥હવે॰॥ ૩ ॥ હાંરે જાયા સંજમપંથ ઘણો આકરો, જાયા વ્રત છે ખાંડાની ધાર ॥ જાયા૦ ॥ બાવીસ પરિસહ જીતવા, જાયા રહેવુંજી વનવાસ ॥ જાયા૦ ॥ તુજ૦ ॥ ૪ ॥ હાંરે માજી વનમાં તે રહે છે મરગલા, તેની કુણ કરે છે સંભાળ ॥ માડી૦ ॥ વન મૃગની પર ચાલશું, એમ એકલડી નિરધાર ॥ માડી૦ ॥ હવે૦ ॥ ૫ ॥ હાંરે

જાયા શીયાલે શીત બહુ પડે, જાયા ઉનાલે લુવાય ાાજાયા મોરારો
જાયા વરસા લોચની દોહીલો, કાંઈ ઘડીએ વરસ શોજાય ાા જાયા
મોરારે ાા તુજ૦ ાા ૬ ાા હાંરે માજી નરક નિગોદમાં હું ભમ્યો,
ભમ્યો અનંત અનંતી વાર ાા માડી૦ ાા છેદન ભેદન મેં સહ્યાં,
તે કહેતાં ન આવે પાર ાા માડી૦ ાા હવે૦ ાા ૭ ાા હાંરે જાયા
પાંચસેં પાંચસેં નારીયો, રૂપે અપચ્છરા સમાન ાા જાયા ાા ઉચા
તે કુલની ઉપની, રહેવા પાંચસેં પાંચસેં મેહેલ ાા જાયા મોરારે
તુજ૦ ાા ૮ ાા હાંરે માજી ઘરમાં જો નીકલે એક નાગણી, સુખે
નિદ્રા ન આવે લગાર ાા માડી મોરીરે ાા તો પાંચસેં નાગણી-
યોમાં કેમ રહું, મારૂં મનડું આકુલ વ્યાકુલ થાય ાા માડી મો-
રીરે હવે૦ ાા ૯ ાા હાંરે જાયા એટલા દિવસ હું તો જાણતી,
રમાડીશ વહુરોના બાલ ાા જાયા મોરારે ાા દિવસ અટારો આ-
વીયો, તું લેછે સંજમ ભાર ાા જાયા૦ ાા તુજ૦ ાા ૧૦ ાા હાંરે
માજી મુસાફર આવ્યો કોઈ પરૂણુલો, ફરી ભેગો થાય ન થાય
ાા માડી મોરીરે ાા એમ માણુસ ભવ પામવો દોહીલો ાા ધર્મ
વિના દુર્ગતિમાં જાય ાા માડી૦ હવે૦ ાા ૧૧ ાા હવે પાંચસો
વહુરો એમ વિનવે, તેમાં વડેરી કરે જવાબ ાા વાલમ મોરારે ાા
સ્વામી તમે તો સંજમ લેવા સંચર્યા, સ્વામી અમને કવણુ આ-
ધાર ાા વા૦ ાા વાલમ વિના કેમ રહી શકું ાા ૧૨ ાા હાંરે
માજી માતપિતાને ભાઇ બેનડી, નારી કુટુંબને પરિવાર ાા માડી૦ ાા
અંત સમય અલગા રહે, એક જૈન ધર્મ તરણુ શરણુ ાામાડી૦ાા
હવે૦ ાા ૧૩ ાા હાંરે માજી કાચી તે કાયા કારમી, સડી પડી
વિણુસી જાય ાા માડી૦ ાા જીવડો જાયે ને કાયા પડી રહે, મુઆ
પછી બાળી કરે રાખ ાા માડી૦ ાા હવે૦ ાા ૧૪ ાા હવે ધારણી

માતા રહી વિનવે, આ પુત્ર નહીં રહે સંસાર ॥ ભવિક જનરે ॥ એક દિવસનું રાજ ભોગવી, સંજમ લીધું મહાવીર સ્વામી પાસ ॥ ભવિક જનરે ॥ સોભાગી કુંવરે સંજમ આદર્યું ॥ ૧૫ ॥ તપ જપ કરી કાયા શોષવી, આરાધી ગયા દેવલોક, ॥ ભવિક જનરે ॥ પંનર ભવ પુરા કરી, મહાવિદેહ ક્ષેત્રમાં જાશે મોક્ષ ॥ ભવિક જનરે ॥ સોભાગી કુંવર સંયમ આદરે ॥ ૧૬ ॥ હાંરે માજી વિપાક સૂત્રમાં ભાંખીઉ, બીજા સૂત્ર અખંડ મોજાર, ભવિક જનરે ॥ પ્રથમ અધ્યયને એ કહ્યું, સૂત્ર વિપાકમાં અધીકાર, ભવિક જનરે ॥ સોભાગી કુંવરે સંયમ આદર્યો ॥ ૧૭ ॥

---

# मोह मिथ्यात्वनी सज्झाय.

॥ મોહ મિથ્યાતની નિંદમાં, સુતો કાલ અનંત ॥ માજી મોરી ॥ પરમાધામીને વશ પડયો, પામ્યો દુઃખ અનંત ॥ માજી મોરી ॥ ૧ ॥ કરણી તો કરસું ચિત નીરમલી ॥ એ ટેક ॥ રાગતણા રસીઆ હુંતા, સુણુ સુણુ કરતા તાન, ॥ માજી० ॥ ધર્મકથા નવિ સાંભલી, કાપે તેહના કાન ॥ માજી० ક० ॥ ૨ ॥ પરનારીના રૂપનો, વિષય વખાણ્યો જોય ॥ માજી० ॥ દેવ ગુરૂ નીરખ્યા નહીં, તેને આંખો કાઢે દોય ॥ મા० ક० ॥ ૩ ॥ આગની ધખંતી પુતળી, ચાંપે હ્રદય મોજાર ॥ મા० ॥ પરનારીના સંગથી, પામ્યો દુઃખ અપાર ॥ મા० ॥ ૪ ॥ સુરભી ગંધ સુંઘ્યા ઘણા, શુંઘ્યા ફુલ ફરાક ॥ મા० ॥ અંતર ફૂલેલ પડાવીયા, કાપે તેહના નાક ॥ મા० ક० ॥ ૫ ॥ જૂઠ વચન બોલ્યા ઘણું, કુડ કપટની ખાણ ॥ મા० ॥ પરમાધામી તેહની, જીભ કાઢે

જડતાણુ ॥ મા૦ ક૦ ॥ ૬ ॥ ગાડે વેહેલે બેસીને, બળદ દોડાવે વાટ ॥ મા૦ ॥ લોહમાં ધુંસરો ધખાવીયો, લેઈ દોડાવે ઘાટ ॥ મા૦ ક૦ ॥ ૭ ॥ રસ્તે લુંટયા રાંકને, કરી કરી કીધ અન્યાય ॥ માજી૦ ॥ માંકણુ મારે તેહુને, પીલે ઘાણી માંહે ॥ મા૦ ક૦ ॥ ૮ ॥ કાચાં કુલાં ફલ ભખ્યાં, ગાજર મૂલાકંદ ॥ મા૦ ॥ ઉંધે મસ્તક ઉપનો, પિડાયા કરે આક્રંદ ॥ મા૦ ક૦ ॥ ૯ ॥ વનસ્પતિ છેદન કરી, કાપ્યા તરૂ વનરાય ॥ મા૦ ॥ સુડણુ નિદણુ કીધા ઘણા, કાપે તેહુની કાય ॥ મા૦ ક૦ ॥ ૧૦ ॥ ટાંકા જવારા વાવીને, કુલાં સેજ બિછાય ॥ મા૦ ॥ સુખ ભોગવિયા તેહુને, કાંટા ચાંપે કાય ॥ મા૦ ક૦ ॥ ૧૧ ॥ કુલી કલીયાં કુલની તોડી ગુંથ્યા હાર ॥ મા૦ ॥ સામલી વૃક્ષે બાંધીને, દીએ કોરડાનો માર મા૦ ક૦ ॥ ૧૨ ॥ વચન ચૂકયા નર જે હુતા, કુડા કપટી જેહુ ॥ મા૦ ॥ પકડી પછાડે પર્વતથી, ખંડોખંડ કરતા દેહ ॥ મા૦ ક૦ ॥ ૧૩ ॥ ઘરમાં કલેશ કરાવતી, કાથા કબલી નાર ॥ મા૦ ॥ પરમાધામી તેહુને, મુખમાં ભરેરે અંગાર ॥મા૦ ક૦ ॥ ૧૪ ॥ કુહાડે કરીને છેદીયાં, લીલાં મોટાં ઝાડ ॥ મા૦ ॥ પરમાધામી તેહુને, છેદે મસ્તક ફાડ ॥ મા૦ ક૦ ॥ ૧૫ ॥ કોશ કોદાલા પાવડા, પૃથ્વી વિદારણુ જેહુ ॥ મા૦ ॥ માગ્યાં જે કોઈ આપશે, પામશે દુઃખ અછેહ ॥ મા૦ ક૦ ॥ ૧૬ ॥ પૂજ્ય કહીને પૂજાવતા, કરતા અનરથ મૂલ ॥ મા૦ ॥ કામિની ગર્ભ ગલાવતા, તેને પરોવી દીધા ત્રિશૂલ ॥ મા૦ ક૦ ॥ ૧૭ ॥ કરી અંગીઠી અગ્નિની, ચલમ ભરે ચકડોલ ॥ મા૦ ॥ ગાંજા તમાકુ જે પીએ, તે તો ગયા નરકની પોળ ॥ મા૦ ક૦ ॥ ૧૮ ॥ જે ઘર રમતા હોલીયે, હુસતા પાણી ઢાલ ॥ મા૦ ॥ પરમાધામિ તે-

હુની, ઘણી ઉડાડે રોલ ॥ મા૦ ક૦ ॥ ૧૯ ॥ તાતું તરવું ઉકાળીને, કરી કરી ક્રોધ અપાર ॥ મા૦ ॥ પીચકારી ભરીને છાંટતા ઉપર નાંખે ખાર ॥ મા૦ ક૦ ॥ ૨૦ ॥ ઘણા હોકા પીવતા, અગનિ જલાદિક જીવ ॥ મા૦ ॥ તાતા લોહ તપાવીને, મુખ ચાંપે કરે રીવ ॥ મા૦ ક૦ ॥ ૨૧ ॥ પાપ કરમથી ઉપનો, કુડા વિપાક માંહે ॥ મા૦ ॥ ઉપર ચુંટે કાગડા, માંહે કીડા ખાય ॥ મા૦ ક૦ ॥ ૨૨ ॥ માનવનો ભવ પામીને, હવે જાવું નહી હાર ॥ મા૦ ॥ નિરંતર દર્શન જિન ધર્મનો, લેશે તો પામે ભવપાર ॥ મા૦ ક૦ ॥ ૨૩ ॥ ઇતિ મોહ મિથ્યાત્વની સજ્ઝાય ॥

---

## ॥ श्री सिद्ध सज्झाय ॥

આઠ કર્મ ચુરણ કરીરે લાલ, આઠ ગુણ પરસિદ્ધ ॥ મેરે પ્યારે ॥ ક્ષાયિક સમકિતના ધણીરે લાલ ॥ વંદુ વંદુ એહવા સિદ્ધ ॥ મેરે પ્યારે ॥ આ૦ ॥ ૧ ॥ અનંત નાણ દરસણ ધરારે લાલ, ચોથું વીર્ય અનંત ॥ મે૦ ॥ અગુરૂ લઘુ સૂક્ષ્મ કહ્યારે લાલ, અવ્યાબાધ મહંત ॥ મે૦ ॥ આ૦ ॥ ૨ ॥ જેહની કાયા જેહવીરે લાલ, ઉણી ત્રીજે ભાગે ॥ મે૦ ॥ સિદ્ધ સિલાથી જોયણેરે લાલ, અવગાહના વીતરાગે ॥ મે૦ ॥ આ૦ ॥ ૩ ॥ સાદિ અનંતા તિહાં ઘણારે લાલ, સમય સમય તેહ જાય ॥મે૦॥ મંદિર માંહે દિપાલીકારે લાલ, સઘલો તેજ સમાય ॥ મેરે૦ ॥ ૪ ॥ માનવ ભવથી પામીયેરે લાલ, સિદ્ધ તણા સુખ સંગ ॥ એહનું ધ્યાન સદા ધરીરે લાલ, એમ બોલે ભગવઈ અંગ ॥મેરે૦ આ૦ ॥ ૫ ॥ શ્રી વિજયદેવ પટોધરૂરે લાલ, શ્રી વિજયસેન સુ-

રીસ ॥ મે૦ ॥ સિદ્ધ તણા ગુણ એ કહ્યારે લાલ, દેવ દીએ આ- સીસ ॥ મે૦ ॥ આ૦ ॥ ૬ ॥ ઇતિ શ્રી સિદ્ધ સજ્ઝાય સંપૂર્ણ.

## ॥ मेघकुमारनी सझाय ॥

॥ ધારણી મનાવેરે મેઘ કુમારનેરે, તું મુજ એકજ પુત ॥ તુજવિણ પુત્રરે દીનડા કીમ ગમેરે, રાખો રાખો ઘરતણા સુત ॥ ધા૦ ॥ ૧ ॥ તુજને પરણાવુંરે આઠ કુમારિકારે, તે બહુ અતિ સુકુમાલ ॥ મલપતી ચાલેરે જીમ વન હાથણીરે, નયણ વયણ સુવિશાલ ॥ ધા૦ ॥ ૨ ॥ જાયા એ ઋદ્ધ સઘલી ભોગવોરે, એ કરૂણા નહીં તુજવીર ॥ હું તુજ માતારે એટલું વિનવુંરે, પછી લેજ્યો દીક્ષા હો વીર ॥ ધા૦ ॥ ૩ ॥ મુજ મન જાયારે હુંસ હતી ઘણીરે, જે રમાડીસ વહુ તણાં બાલ ॥ દૈવ અટારોરે દેખી નવી શકયોરે, ઉપાયો એહુજ ઝાલ ॥ ધા૦ ॥ ૪ ॥ સુણ સુણ માડીરે મેઘ ઈમ વિનવેરે, નથી નથી કેહનો કોય ॥ ઈણ સંસારેરે થીર કો નવી રહ્યારે, હરીહર ચક્રવર્ત્તી જોય ॥ ધા૦ ॥ ૫ ॥ મેઘ કુમારેરે માતા પ્રતેને બુઝવીરે, દીક્ષા લીયે વીરજીની પાસ ॥ અમર કહે એ મુનિને વાંદતાં રે, છુટસે ભવ તણો પાસ ॥ ધા૦ ॥ ૬ ॥

---

## ॥ नवपद महिमानी सज्झाय ॥

॥ સરસતી માતા મયા કરો, આપો વંચન વિલાસોરે ॥ મયણાસુંદરી સતી ગાયશું, આણી હીયડે ભાવોરે ॥ ૧ ॥ નવપદ મહીમા સાંભળો, મનમાં ધરી ઉલ્લાસોરે ॥ મયણાસુંદરી શ્રીપાલને,

ફલીયો ધર્મ ઉદારોરે ॥ ન૦ ॥ ૨ ॥ માલવ દેશે માંહી વલી, ઉજ્જેણી નયરી જામોરે ॥ રાજ્ય કરે તીહાં રાજીઓ, પુહવી પાલ નરિંદોરે ॥ ન૦ ॥ ૩ ॥ રાય તણી મન મોહુની, ધરણી અનો-પમ દોયરે ॥ તાસુ કુંખે સુતા અવતરી, સુરસુંદરી મયણા જોડરે ॥ ન૦ ॥ ૪ ॥ સુરસુંદરી પંડિત કને, શાસ્ત્ર ભણી મિથ્યાતોરે ॥ મયણાસુંદરી સિદ્ધાંતનો, અર્થ લીયો સુવિચારોરે ॥ ન૦ ॥ ૫ ॥ રાય કહે પુત્રી પ્રત્યે, હું તુઠો તુમ જેહારે ॥ વંછીત વર માગો તદા , આપુ અનોપમ જેહારે ॥ ન૦ ॥ ૬ ॥ સુરસુંદરીએ વર માગીઓ, પરણાવી શુભ ઠામોરે ॥ મયણાસુંદરી વયણાં કહે, કર્મ કરે તે હોથરે ॥ ન૦ ॥ ૭ ॥ કરમે તુમારો આવીયો, વરવરો એટી જેહારે ॥ તાત આદેશે કરગ્રહ્યો, વરીયો કુષ્ટી તેહારે ॥ન૦॥ ૮ ॥ આંબિલનો તપ આદરી, કોઢ અઢારનો કાલોરે ॥ સદ્ગુરૂ આજ્ઞા શિરધરી, હુઓ રાય શ્રીપાલોરે ॥ ન૦ ॥ ૯ ॥ તપ પ્ર-સાદે સુખ સંપદા, પ્રત્યક્ષ સ્વર્ગે પહુંતોરે ॥ ઉપસર્ગ સવી દૂરે ટળ્યા, પામ્યો સુખ અનંતોરે ॥ ન૦ ॥ ૧૦ ॥ દેશ દેશાંતર ભમી કરી, આવ્યો તે વરસંતોરે ॥ નવ રાણી પામ્યા ભલી, રાજ્ય પામ્યો મતરંગોરે ॥ ન૦ ॥ ૧૧ ॥ તપગચ્છ દિનકર ઉ-ગીયો, શ્રી વિજયસેન સુરિંદોરે, તાસ શિષ્ય વિમલ એમ વિનવે, સતીય નામે આણંદોરે ॥ ૧૨ ॥

---

## ॥ साधुजीनी सज्झाय ॥

॥ પંચમહાવ્રત દશવિધ યતિધર્મ, સત્તર સંજમ ભેદ પા-લેજી ॥ વૈયાવચ દસ નવવિધબ્રહ્મચર્ય વાડ ભલી અજુઆલોજી

॥ १ ॥ ज्ञानादि त्रय બારે ભેદે, તપ કરે જે અનીદાનજી ॥ ક્રો-ધાદીક ચારેનો નિગ્રહ, એ ચરણસીતેરી માનજી ॥ ૨ ॥ ચઉવિધ પિંડ વસતી વસ્ત્ર પાત્ર, નિર્દૂષણ એ લેવેજી, સુમતિ પાંચવલી પડીમાં બારહ, ભાવના બારહ સેવેજી ॥ ૩ ॥ પચવિશ પડીલે-હણ પંચઈંદ્રિયા ॥ વિષય વિકારથી વારેજી, ત્રિણ ગુપ્તીને ચ્યાર અભિગ્રહ, દ્રવ્યાદિક સંભારેજી ॥ ૪ ॥ કરણસીતેરિ એહવી સેવે, ગુણ અનેકવલી વાધેજી ॥ સંજમી સાધુ તેહને કહીયે, બીજા સવી નામ ધરાવેજી ॥ ૫ ॥ એ ગુણ વિણ પ્રવજ્યા બોલી, આજીવિ-કાને તોલેજી, તે ખટકાય અસંજમી જાણે, ધર્મદાસ ગણી બોલેજી ॥ ૬ ॥ જ્ઞાનવિમલ ગુરૂ આણા ધરીને, સંજમ શુદ્ધ આરાધોજી જીમ અનુપમ શિવસુખ સાધો, જગમાં કીર્તિ વાંધેજી ॥ ૭ ॥

---

## ॥ अथ श्रीसोताजीनो सज्झाय ॥

॥ જનકસુતા સીતા સતી० રામચંદ્રની ઘરનારી રે० ॥ કૈકે-થી વરઅનુભાવથી ॥ પોત્યાં વન મજારીરે ॥ ૧ ॥ અતી રૂપે રાવણે હરી, તીહાં રાખ્યું શીલ અખંડરે, રાવણ હણી લંકા ગ્રહી, લક્ષ્મણ રામ પરચંદરે ॥ શીઅલવંતી સીતા વંદીએ ॥ ૨ ॥ અ-નુક્રમે અયોધ્યાએ આવીઆ, કરમેવશે થયું દુખરે ॥ ગરભવંતી વને એકલી, મુકી પણ થયું સુખરે ॥ સી० ॥ ૩ ॥ લવ અને કુશ સુત પરગડા ॥ વિદ્યાવંત વિલાસરે ॥ અનુક્રમે દીજે ઉતરયા જલ થયુ અગ્ની જાલારે શીલ० ॥ ૪ ॥ દીક્ષા ગ્રહી સુરપતી થઆ, અચ્યુતકલ્પેતેહરે० ॥ તીહાંથી ચવી ભવ અંતરે ॥ શિવ લેશે ગુણગેહરે० ॥ શીલ० ॥ ૫ ॥ લવકુશ હનુમાનજી રામ લક્ષ્મ

શિવ વાસરે૦ ॥ રાવણ લક્ષમણ પામસે, જિન ગણધર પદ ખા-
સરે ॥ શીલ૦ ॥ ૬ ॥ પદ્મચરિત્રે એહના, વિસ્તારે અધિકારરે૦
જ્ઞાનવિમલ ગુરૂથી લહો, સુખ સંપત્તિ જય કારરે ॥ શીલ૦ ॥૭॥
શીયલવંતી સીતા વંદીએ ॥ સંપૂર્ણ ॥

॥ ઇતિ સજ્ઝાઓ સમ્પૂર્ણ ॥

---

## ॥ अथ पन्नर तिथिनी थौयो ॥

પ્રતિપદા સ્તુતિ.

॥ મંગલ આઠ કરી જસ આગલ ॥ એ દેશી ॥

॥ એક મિથ્યાત્વ અસંજમ અવિરતિ, દૂર કરી શીવ વસી-
યાજી ॥ સંજમસંવર વિરતિ તણા ગુણ, ક્ષાયિક સમકિત રસી-
યાજી ॥ કુંથું જિણંદ સત્તરમા જિનવર, જે છઠ્ઠા નરદેવાજી ॥
પડવા દિન તે શિવગતિ પહોતા, સેવું તે નિત્ય મેવાજી ॥ ૧ ॥
એક કલ્યાણક સંપ્રતિ જિનનું, ઇમ દશનું પરિમાણજી ॥ દસ
ક્ષેત્રે મળી ત્રણ ચોવીસી, તેહનાં ત્રીશ કલ્યાણકજી ॥ પડવાનો દિન
અનોપમ જાણી, સમકિત ગુણ આરાધોજી ॥ સકલ જિણેસર ધ્યાન
ધરીને, મવવંછીત ફૂલ સાધોજી ॥ ૨ ॥ એક કૃપારસ અનુભવ
સંયુત, આગમ રયણની ખાણજી ॥ ભવિક લોક ઉપકાર કરવા,
ભાખેશ્રી જિનભાણજી ॥ જિમ મીંડાં લેખે નવિ આવે, એકાદિક
વિણું અંકજી ॥ તિમ સમકિત વિણ પક્ષ ન લેખે, પ્રતિપદ સમ
સુવેવિકજી ॥ ૩ ॥ કુંથું જિનેસર સાંનિધ્યકારી, સેવે ગંધર્વ
યક્ષજી ॥ વંછિત પૂરે સંકટ ચુરે, દેવી બાલા પ્રત્યક્ષજી ॥ સં-
વેગી ગુણવંત મહાયશ, સંયમ રંગ રંગીલાજી ॥ શ્રી જ્ઞાન વિ-
મલ કહે શ્રી જિનનામે, નિત નિત હોવે લીલાજી ॥ ૪ ॥

## ॥ अथ बीजनी स्तुति ॥

॥ બીજ દીને ધર્મનું બીજ આરાધીએ, શીતલ જિનતણી સિદ્ધિગતિ સાધીએ ॥ શ્રીવત્સ લંછન કંચન સમ તનુ, દઢરથ નૃપ સુત દેહ નેઉ ધણુ ॥ ૧ ॥ અર અભિનંદન સુમતિ વાસુપૂજયના, ચ્યવન જનમ જ્ઞાન થયા એહુના ॥ પંચ કલ્યાણક બીજ દિને જાણીએ, કાલ ત્રીડું ત્રણ ચોવીસી જીન આણીએ ॥ ૨ ॥ ધર્મ બિડ્ ભેદેજે જિનવર ભાખીયો, સાધુ શ્રાવક તણો ભવિક ચિત્ત વાસીયો ॥ એ સમકિત તણો સાર છે મૂલગુ, અહુર્નિશ આગમ જ્ઞાન ને બોલગુ ॥ ૩ ॥ મનુજ સુર શાસન સાનિધ્ય કારકુ, શ્રી અશોકભિધા વિઘ્ન ભય વારકુ ॥ શીતલ સ્વામીના ધ્યાનથી સુખ લહે, ધીર ગુરૂ સીસ નય વિમલ કવિ ઇમ કહે ॥ ૪ ॥

---

## ॥ अथ त्रीजनी स्तुति ॥

॥ સંખેસર પાસજી પુજીએ ॥ એ દેશી ॥

॥ શ્રેયાંસ જિણેસર શિવ ગયા, તે ત્રીજ દીને નિરમલ થયા એંશી ધનુ સોવન મય કાય, ભવ ભવ તે સાહિબ જિનરાયા ॥ ૧ ॥ વિમલ કુંથુ ધર્મ સુવિધિ જિના, જસ જન્મ જ્ઞાન જનુજ્ઞાન ધના ॥ વર્તમાન કલ્યાણક પંચ થયા, જિણજી દીન નિત કરજો મયા ॥ ૨ ॥ ત્રિણુ તત્વ જિહાં કિણુ ઉપદિશ્યાં, તે પ્રવચન વયણાં ચિત્ત વશ્યાં ॥ ત્રિણુ ગુપ્તિગુપ્તા મુનિવરા, તે પ્રવચન વાંચે શ્રત ધરા ॥ ૩ ॥ ઇશિર સુર માનવી સુહંકરા, જે સમકિત દ્દષ્ટિ સુરવરા ॥ ત્રિકરણ શુધ સમકિત તણી, નય લીલા હોજો અતિ ઘણી ॥ ૪ ॥

## ॥ अथ चोथनी स्तुति ॥

॥ શ્રાવણ સુદ દિન પંચમીએ ॥ એ દેશી ॥

સર્વાર્દ્ધ સિદ્ધથી ચવિએ, મરૂદેવી ઉયરે ઉપન્નતો ॥ યુગલા ધર્મ શ્રીઋષભજીએ, ચોથ તણો દિન ધન્નતો ॥ ૧ ॥ મલ્લિ પાસ અભિનંદન એ, ચવિયા વલિ પાસ નાણ તો ॥ વિમલ દીક્ષા ઈમ ખટ થયા એ, સંપ્રતિ જિન કલ્યાણ તો ॥ ૨ ॥ ચાર નિક્ષેપે સ્થાપના એ, ચઉ વિહુ દેવ નિકાય તો ॥ ચઉમુખ ચઉવિધ દેશના એ, ભાખે સૂત્ર સમુદાય તો ॥ ૩ ॥ ગોમુખ યક્ષ ચક્કેસરી એ, શાસનની રખવાલ તો ॥ સુમતિ સંયોગ સુવાસના એ, નય ધરિ નેહ નિહાલતો ॥ ૪ ॥

---

## ॥ अथ पांचमनी स्तुति ॥

॥ શ્રીશત્રુંજય ગિરિ તીરથ સાર ॥ એ દેશી ॥

॥ ધર્મ જિણંદ પરમ પદ પાયા, સુવ્રતા નામે રાણી જાયા, સુરનર મનડે ભાયા ॥ પણ ચાલીસ ધનુષની કાયા, પંચમી દીન તે ધ્યાને ધ્યાયા, તવમેં નવનિધિ પાયા ॥ ૧ ॥ નેમિ સુવિધિના જનમ કહીજે, અજિત અનંત સંભવ સિવ લીજે, દીક્ષા કુંથુ અહીજે ॥ ચંદ્ર ચ્યવન સંભવનાણ સુણીજે, ત્રિહુ ચોવીસી ઈમ જાણીજે, સહુ જિનવર પ્રણમીજે ॥ ૨ ॥ પંચ પ્રકારે આગમ ભાખે જિનવર ચંદ સુધારસ ચાખે, ભવિજન હૈયડે રાખે ॥ પંચજ્ઞાન તણો વિધિ દાખે, પંચમી ગતિનો મારગ ભાખે, જેહુથી સવી દુખ નાસે ॥ ૩ ॥ જિન ભક્તિ પ્રજ્ઞપ્તિ દેવી, ધર્મનાથ જિનપદ

અણુમેવિ, કિંન્નર સુર સંસેવિ ॥ બોધિબીજ શુભ દષ્ટિ લહેવી, શ્રી નયવિમલ સદામતિ દેવી, દુશ્મન વિઘ્ન હરેવિ ॥ ૪ ॥

---

## ॥ अथ छट्ठनी स्तुती ॥

॥ શંખેસર પાસજી પુજીયે ॥ એ દેશી ॥

॥ શ્રી નેમિ જિણેસર લહે દીક્ષા, છઠ્ઠ દિવસે સુવિધિ ચરણ શિક્ષા ॥ એકકાજલ એક શશિકર ગોરા, નિત સમરૂ જિમ જલધર મોરા ॥ ૧ ॥ પદ્મપ્રભુ શીતલ વીરજીના, શ્રેયાંસ જિણંદ લહે તિહાં ચવના ॥ વિમલ સુપાસજ્ઞાન અડ હોઈ, કલ્યાણક સંપ્રતિ જિન જોઈ ॥ ૨ ॥ જિહાં જયણા અટ વિધકાય તણી, અટ મત સંપદ મુનિરાય તણી ॥ જે આગમ માંહે જાણીયે, તે અનોપમ ચિતમાં આણીએ ॥ ૩ ॥ જે સમકિત દષ્ટિ ભાવિયાં, સંયેગ સુધારસ સેવીયા ॥ નય વિમલ કહે તે અનુસરો, અનુભવ રસ સાથે પ્રીતિધરો ॥ ૪ ॥

---

## ॥ अथ सातमनी स्तुति ॥

॥ ચંદ્રપ્રભુ જિન જ્ઞાન પામ્યા, વળી લહ્યા ભવપાર ॥ મહસેનનૃપ કુલ કમલ દિનકર, લખમણા માત મલ્હાર ॥ શશિઅંક સસિસમગૌર દેહે, જગત જંન સિણગાર ॥ સપ્તમી દીને તેહ નમતાં, હુવે નિત્ય જયકાર ॥ ૧ ॥ ધર્મ શાંતિ અનંત જિનવર, વિમલનાથ સુપાસ ॥ ચ્યવન જન્મદો ચ્યવન શિવપદ, પામીયા દોઈ ખાસ ॥ એમ વર્ત્તમાન જિણંદ કેરા, થયા સાત કલ્યાણ ॥ તેં સાતમ દીન સાત સુખનું, હેતુ લહીએ જાણ ॥ ૨ ॥ જિહાં

સાત નયનું રૂપ લહીએ, સપ્તભંગી ભાવ ॥ જે સાત પ્રકૃતિનક્ષય કર્યાથી, લહે ક્ષાયિક ભાવ ॥ તે જિનવર આગમ સકલ અનુભવ, લહો લીલવિલાસ ॥ જિમ સાત નરકનું આયુ છેદી, સાતભય હોવે નાસ ॥ શ્રી ચંદ્રપ્રભ જિનરાય શાસન, વિજયદેવ વિશેષ ॥ તસદેવી જ્વાલા કરે સાંનિધ, ભવિક જન સુવિશેષ ॥ દુખ દુરિત ઇતિ સંમત સઘળે, વિઘ્ન કોડી હરંત ॥ જિનરાય ધ્યાને લહે લીલા, જ્ઞાન વિમલ ગુણવંત ॥ ૪ ॥

---

## ॥ अथ आठमनी स्तुति ॥

॥ પ્રહ ઉઠી વંદુ ॥ એ દેશી ॥

॥ અભિનંદન જિનવર પરમાનંદ પદ પામ્યા ॥ વલી નમિ નેમિસર, જન્મ લહી શિવ કામ્યા ॥ તિમ મોક્ષ ચ્યવન એહુ, પાસ દેવ સુપાસ, આઠમને દિવસે સુમતિ જન્મ સુપ્રકાશ ॥ ૧ ॥ વલી જન્મને દિક્ષા, ઋષભ તણા જિહાં હોય ॥ સુવ્રત જિન જન્મ્યા, સંભવ ચ્યવનું જોય ॥ વળી જન્મ અજિતનો, ઇમ ઇગ્યાર કલ્યાણ ॥ સંપ્રતિ જિનવરના, આઠમને દિન જાણ ॥ ૨ ॥ જિહાં પ્રવચન માતા, આઠ તણો વિસ્તાર ॥ અડભંગીએ જાણો, સવિ જગ જીવ વિચાર ॥ તે આગમ આદર, આણીને આરાધો ॥ આઠમને દિવસે આઠ અક્ષય સુખ સાધો ॥ ૩ ॥ શાસન રખવાલી, વિદ્યાદેવી સોલ સમકિતની સાનિધ્ય, કરતી છાકમછોલ ॥ અનુભવ રસલીલા, આપે સુજશ જગીસ ॥ કવિ ધીરવિમલનો, જ્ઞાનવિમલ કહે શીસ ॥ ૪ ॥

---

## ॥ अथ नोमनी स्तुति ॥

॥ સુવ્રત સુવિધિ સુમતિ શિવ પામ્યા, અજિત સુમતિ નમિ સંયમ કામ્યા ॥ કુંથું વાસુપૂજ્ય સુવિધિ જીન ચવિયા, નવમી દિન તે સુરવર નમિયા ॥ ૧ ॥ શાંતિ જિણંદ થયા જિહાંજ્ઞાની, વર્ત્તમાન જિનવર શુભધ્યાની ॥ દશ કલ્યાણક નવમી દિવસે, સવિ જિનવર પ્રણમું મન હરખે ॥ ૨ ॥ જિહાં નવ તત્ત્વ વિચાર કહીજે, નવવિધ બ્રહ્મ આચાર લહીજે ॥ તે આગમ સુણતાં સુખ લહીએ, નવવિધ પરિગ્રહ વિરતી કહીએ ॥ ૩ ॥ સમકિત દૃષ્ટિ સુરસંદોહા, આપે સુમતિ વિલાસ સસ મોહા ॥ શ્રી જ્ઞાનવિમલ કહે જિનનામે, દિન દિન દોલત અધિકી પામે ॥ ૪ ॥

---

## ॥ अथ दशमनी स्तुति ॥

॥ કનક તિલક ભાલે ॥ એ દેશી ॥

અરનમિ જિણંદા, ટાલિયા દુખદંદા ॥ પ્રભુપાસ જિણંદા, જન્મે પૂજ્યા મહિંદા ॥ દશમી દીન અમંદા, નંદમા કંદ કંદા ॥ ભવિજન અરવિંદા, શાસને જે દિણંદા ॥ ૧ ॥ અર જન્મ સુહાવે, વીરચારિત્ર પાવે ॥ અનુભવ રસ લાવે, કેવલજ્ઞાન થાવે ॥ અટ જિનવર કલ્યાણ, સંપ્રતિ જે પ્રમાણ ॥ સવિ જિનવર ભાણ, શ્રીનિવાસાદિ ઠાણ ॥ ૨ ॥ દશવિધ આચાર, જ્ઞાન માંહે વિચાર ॥ દશ સત્યપ્રકાર, પચ્ચખાણાદિ ચાર ॥ મુનિદશગણધાર, ભાખીયા જિહાં ઉદ્ધાર ॥ તે પ્રવચનસાર, જ્ઞાનના જે આગાર ॥ ૩ ॥ દસદિશિ દિશીપાલા, જે મહા લોકપાલા ॥ સુરનર મહિપાલા, શુદ્ધ

દષ્ટિ કૃપાલા ॥ જ્ઞાનવિમલ વિશાલા, લીલ લચ્છીમયાલા ॥ જય મંગલમાલા, પાસમે સુખાલા ॥ ૪ ॥

## ॥ अथ अगीआरसनी स्तुति ॥

॥ સ્રાતસ્યા પ્રતિમસ્ય ॥ એ દેશી ॥

॥ મલ્લિદેવનો જન્મસંયમ, મહા જ્ઞાનં લહ્યા જે દીને ॥ તે એકાદશી વાસર, શુભકર કલ્યાણમાલાલય: ॥ વૈદેહેશ્વરકુંભજલધિવંશપ્રોલ્લાસને ચંદ્રમા: માતા યસ્ય પ્રભાવતી ભગવતી કુંભધ્વજો વ્યાજત: ॥ ૧ ॥ જ્ઞાનં શ્રી ઋષભાજિતસ્ય, સુમતિર્પાદ્દર્ભક સાન્નમે ॥ પાર્શ્વારૌ ચરણંચ મોક્ષમગમત્, પદ્મપ્રભાખ્ય પ્રભુ ॥ ઇત્યેતદ્દશકં ચયત્ર દિવસે, કલ્યાણકાનાં શુભં ॥ જાતં સંપ્રતિ વર્ત્તમાનજિન, પદદ્દુર્મહામંગલમ્ ॥ ૨ ॥ સાંગોપાંગ મનંતપર્યવગુણોપેતં સદોપાસકે ॥ એકાદસ્ય પ્રતિમાશ્ચ યત્રગદિતા, શ્રદ્ધાવતાં તીર્થપે, સિદ્ધાં[illegible] ભૂપતિર્વિજયતે, વિભ્રતસદૈ એકાદશા ચારાંગાદિમયં વપુર્વિલસિતં, ભકત્યા નુતં ભાવત: ॥ ૩ ॥ વૈરોટ્યા વિદધાતિ મંગલનતિ, સદ્દર્શનોનામિહ ॥ શ્રી મનમલ્લિ જિનેશ શાસનસૂર, કુબેરનામા પુન: ॥ દિગ્પાલગ્રહયક્ષદક્ષનિવહા, સર્વેપિ યે દેવતા ॥ તે સર્વે વિદધાતુ સૌખ્યમતુલં, જ્ઞાનાત્મનાં સૂરિણાં ॥૪॥*

---

## ॥ अथ बारसनी स्तुति ॥

॥ શ્રેય :શ્રીયાં મંગલ કેલિસદ્મ ॥ એ દેશી ॥

॥ જે દ્વાદશીને દિને જ્ઞાન પામ્યા, અરસુવ્રત ચરણ સુરેંદ્ર નામ્યા ॥ મલ્લી લહે સિદ્ધિ સંસાર છોડી, વિમલ ચ્યવન વંદુ બિહું હાથ જોડી ॥ ૧ ॥ પદ્મ પ્રભુ શીતલચંદ્ર જાયા, સુપાસ

શ્રેયાંસ ચવે નમિરાયા ॥ અભિનંદન શીતલ ચરણુ જાન, ઈમ તેર કલ્યાણુક વર્ત્તમાન ॥ ૨ ॥ ભિક્ષુ તણીજે પ્રતિમા છે બાર, તે દ્વાદશાંગી રચના વિચાર ॥ ઉપાંગ બારહ અનુયોગદ્વાર, છ છેદ પયન્નાદસ મૂલચાર ॥ ૩ ॥ શ્રી સંઘરક્ષા કરે દેવ ભકત્યા, સુરાસુર દેવપદ પ્રશકત્યા ॥ સદા દિઓ સુંદર બોધ બીજં, સધર્મ પાખે ન કિમે પતિજં ॥ ૪ ॥

---

## ॥ अथ तेरसनी स्तुति ॥

॥ શ્રી શત્રુંજય ગિરિ તીરથ સાર ॥ એ દેશી ॥

॥ પઢમ જિણેસર શિવપદ પાવે, તેરસે અનુભવ ઓપમ આવે, સકલ સમિહિત લાવે ॥ શાંતિનાથ વળી મોક્ષ સિધાવે, દર્શન જ્ઞાન અનંત સુખપાવે, સિદ્ધ સ્વરૂપી થાવે ॥ નાભિરાય મરૂદેવી માત, ઋષભદેવના જે વિખ્યાત, કંચન કોમલ ગાત ॥ વિશ્વસેન નૃપ અચિરા માત, સેવો શાંતિ જગતના તાત, જેહના શુક્લ અવદાત ॥ ૧ ॥ પદ્મચંદ્ર શ્રેયાસ જિનેશા, ધર્મ સુપાસ જે જગ જન ઈશા, સંયમ લે શુભ લેશા ॥ વીર અનંતને શાંતિ મહીશા, જન્મ થયા એહના સુજગીસા, ચવીયા અજીત જીનેશા એકાદશ કલ્યાણુક હિસા, તેરસ દીને સવિ અમર મહિસા, પ્રણુમે જેની સદિશા ॥ સકલ જિનેસર ભવન દિનેસા, મદન માન નિર્મથન મહિશા, તે સેવો વીસવાવીસા ॥ ૨ ॥ તેર કાઠિયાને જે ગાળે, તેર ક્રિયાના સ્થાનક ટાળે, તે આગમ અજુવાલે ॥ તેર સયોગીના ગુણુ ઠાણે, તે પામીને ઝાએઝાણુ, તેહને કેવલ નાણુ ॥ ભક્તિમાન બહુમાન ભણીજે, આશાતના તેહની ટાલીજે, જિન-

મુખ તેર પદ લીજે ॥ ચાર ગુણા ને તેર કરીજે, બાવન ભેદ વિનય ભણીજે, જિમ સંસાર તરીજે ॥ ૩ ॥ ચકેસરી ગોમુખ સુર ધરણી, સમકિત ધારી સાનિધ્ય કરણી, ઋષભ ચરણ અનુસરણી ॥ ગોમુખ સુરને મનડો હરણી, નિર્વાણી દેવી જય કરણી, ગરૂડ યક્ષ સુર ધરણી ॥ શાંતીનાથ ગુણ બોલે વર્ણી, દુશ્મન દુર કરણ રવિ ભરણી ॥ સંપ્રતિ સુખવિસ્તરણી, કીર્તિ કમલા ઉજ્વલ કરણી, રોગ સોગ સંકટ ઉદ્ધરણી, જ્ઞાનવિમલ દુઃખ હરણી ॥૪॥

## ॥ अथ चौदशनी स्तुति ॥

॥ વાસુપૂજ્ય જિનેસર શિવ લહ્યા, તે રક્ત કમલને વાને કહ્યા ॥ વાસુપૂજ્ય નૃપતિ સુતમાત જયા, ચંપા નગરીયે જન્મ થયા ॥ ચોદશી દિવસે જે સિદ્ધ ગયા, જસ લંછન રૂપે મહીષ થયા ॥ તે અજર અમર નિકલંક ભયા, તસ પાય નમી કૃત્ય કૃત્ય થયા ॥ ૧ ॥ શ્રીશીતલ સંભવ શાંતિ વાસુપુજ્યજિના, અભિનંદન કુંથું અનંત જિના ॥ સંજમ લીએ શુભ ભાવના, કેઈ પંચમ નાણ લહે ઘના ॥ કલ્યાણક આઠ સોહામણા, નિત નિત તસ લીજે ભામણા ॥ સવિગુણ મણી રયણા રોહિણી, પુરેવી સવિ મનની કામના ॥ ૨ ॥ તિહાં ચઉદસ ભેદ જીવ તણા, જગભેદ કહ્યા છે અતિ ઘણા ॥ ગુણઠાણાં ચઉદ તીહાં ભણ્યા, ચઉદસ પૂર્વની વર્ણના ॥ નવિ કીજે શંકા દુષણા, અતિચાર તણી તિહાં ધારણા ॥ પ્રવચન રસ કીજે વારણા, એહ છે ભવજલ તારણા ॥ ૩ ॥ શાસન દેવી નામે ચંડા, દિએ દુર્ગતિ દુર્જનને દંડા ॥ અકલંક કલા ધરી સમ તુંડા, જસ જિવ્હા અમૃતરસ કુંડા ॥ જસકર

જપમાલા કોહંડા, સુરનામ કુમાર છેઉદંડા ॥ જિન આગલે અ-
વર છે એરંડા ॥ જ્ઞાનવિમલ સદા સુખ અખંડા ॥ ૪ ॥

## ॥ अथ पुनमनी स्तुति ॥

॥ શ્રી જિનપતિ સંભવ લ્યે સંજમ જિહાં, શ્રીમુનિસુવ્રત-
નમિ ચ્યવનું તિહાં ॥ સકલ નિર્મલચંદ્ર તણી વિભા, વિશદપક્ષ
તણો શિર પૂર્ણીમા ॥ ૧ ॥ ધર્મનાથ જિન કેવલ પામીઆ, પદ્મ
પ્રભ જિન નાણુ સમાધિઆ, પંચ કલ્યાણક સંપ્રતિ જિન તણા,
થયા પુનિમ દિવસે સોહામણા ॥ ૨ ॥ પન્નર યોગ તણે વિરહે
લહ્યા, પન્નર ભેદે સિદ્ધ જિહાં કહ્યા ॥ પન્નર બંધન પ્રમુખ વિ-
ચારણા, જિનવર આગમ તેસુણી એ જના ॥ ૩ ॥ સકલ સિદ્ધિ
સમિહિત દાયકા, સુરવર જિન શાસન નાયકા ॥ વિધુકરો જ્વલ
કીર્તિકલા ઘણી, જ્ઞાન વિમલ જિનનામ તણો ગુણી ॥ ૪ ॥ ઇતિ
પુનમની સ્તુતિ ॥

## ॥ अथ अमावास्यानी स्तुति ॥

॥ ચોપાઈની ॥ એ દેશી ॥

॥ અમાવાસ્યાં તો થઈ ઉજલી, વીરતણે નિર્વાણે મિલી ॥
દિવાલી દિન તીહાંથી હોત, રાય અઢાર કરે ઉદ્યોત ॥ ૧ ॥ શ્રી
શ્રેયાંસ નેમિલહે જ્ઞાન, વાસુપૂજ્ય ગ્રહે સંયમ ધ્યાન ॥ સંપ્રતિ
જિનનાં થયાં કલ્યાણ, અમાવાસ્યા દિવસે ગુણખાણ ॥ ૨ ॥ કાલ
અનાદિ મિથ્યાત્વ નિવાસ, પૂરણ સંજ્ઞા કહીએ તાસ ॥ આગમ
જ્ઞાન લહ્યો જેણીવાર, કૃષ્ણપક્ષી ટળ્યો તેણીવાર ॥ ૩ ॥ માર્ત-

आयक्ष सिद्धाई देवी, सांनिध्यकारी कीजे स्वयमेवि ॥ कवि ज्ञानवि-मल कहे शुभचित्त, मंगल लीला करो नित नित ॥ ४ ॥

---

# ॥ अथ पन्नर तीर्थीनी थोयो ॥

दीन सकल मनोहर ॥ ए देशी ॥

॥ सासयने असासय, चैत्यतणा बिहु भेद । थापन स्वरूपे रूपातित बेहु भेद ॥ बिहु पक्षे ध्यावो, जिम होये भव छेद ॥ अविचल सुखपामे, नासे सघला खेद ॥ १ । उत्सर्पिणी अ-वसर्पिणी, काल बे भेद प्रमाण ॥ त्रिजेने चोथे, आरे जीनवर भाणु ॥ उत्कृष्टा काले, सत्तरिसय जिनराज ॥ तिम वीस जघ-न्यथी, वर्दे सारो काल ॥ २ ॥ बिहुं भेदे भाख्या, जीव सकल जगमांहे । एक कृष्णपक्षी ,एक, सुकलपक्षी पणमांहे ॥ वली द्रव्य कह्या छे, जीव अजीव विचार । ते आगम जाणो, निश्चयने व्यवहार ॥ ३ ॥ संजमधर मुनिवर, श्रावक जे गुणवंत । बिहु पक्षना सानिध्य, कारक समकितवंत ॥ जे शासन सुरनर, विघ्न कोडी हरंत ॥ श्री ज्ञानविमलसूरि, लीला लब्धि लहंत ॥ ४ ॥ इति पन्नरतिथीनी थोयो संपूर्ण ॥

---

# ॥ अथ मौनअगिआरसनी थोय ॥

॥ गौतम बोले ग्रंथ संभाली, वर्धमान आगल रढीआली, वाणी अतिहि रसाली ॥ मौन अगीआरस महिमा भाली, किणे कीधी ने कहो किणे पाली, प्रश्न करे टंकशालि ॥ कहोने स्वामी परव पंचालि, महिमा अधिक अधिक सुविसाली, कुण कहे कहो

